

વ્યાસ ગણુપતરામ હરજીવન કૃત.

# શ્રી શિવસાગર અમૃત.

યથામતિ શુદ્ધ કરનાર,

વ્યાસ શંકર હરજીવન.

નરોડા. ( અમદાવાદ )

સર્વે હરિજનો તથા શિવ ભક્તોને માટે પરોપકારાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પટેલ સોમનાથ ભુદરભાઇ.

રાયપુર લાંબાપાડાની પોળ—અમદાવાદ.

તથા

જોશી લક્ષ્મીશંકર રેવાશંકર.

નરોડા - ( અમદાવાદ. )



અમદાવાદ.—પીરમસારોડ ઉપર નિર્મળ પ્રિંટિંગ પ્રેસમાં

લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

સંવત. ૧૯૭૩. * સને. ૧૯૧૬.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

કીંમત રૂ. ૧-૮-૦



વ્યાસ ગણપતરામ હરજીવન કૃત.

# શ્રી શિવસાગર અમૃત.

યથામતિ શુદ્ધ કરનાર,

વ્યાસ શંકર હરજીવન.

નરોડા. ( અમદાવાદ. )

સર્વે હરિજનો તથા શિવ ભક્તોને માટે પરોપકારાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**પટેલ સોમનાથ ભુદરભાઇ.**

રાયપુર લાંબાપાડાની પોળ—**અમદાવાદ.**

તથા

**જોશી લક્ષ્મીશંકર રેવાશંકર.**

**નરોડા**—( અમદાવાદ. )



**અમદાવાદ.**—પીરમસારોડ ઉપર નિર્મળ પ્રિંટિંગ પ્રેસમાં

લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

સંવત. ૧૯૭૩. * સને. ૧૯૧૬.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

કીંમત રૂ. ૧-૮-૦

# અર્પણ પત્રિકા.

## રા. રા. શેઠ સોમનાથ ભુદરભાઇ પટેલ.

સાહેબ મેહેરબાન આપે આ ગ્રંથ છપાવવાનો તમામ ખર્ચ આપી સંપુરણ આશ્રય આપ્યો છે, તેથી હું આપનો ઘણોજ આભારી છું. અને આ પુસ્તક ઘણીજ આજીજીથી આપને અર્પણ કરૂં છું, તે પ્રેમ પુર્વક સ્વીકારશોજી એવી તાબેદાર આશા રાખે છે.

### ભુજંગી છંદ.

અહો આપ આનંદકારી વીવેકી, કૃપા સીંધુ છો નામદારને નેકી;<br>
દયા દાન ભક્તી વિષે સત્ય સુરા, ગૌ દ્વીજ સંતને રક્ષણે આપ પુરા. ૧

પરોપકાર ને ધર્મમમાં ધ્યાન વાળા, મહા મંન ઉદાર ને છો દયાળા;<br>
શિવ ભક્ત સંતોષી ને નીતી કરતા, સમદ્રષ્ટ સત્યવાદીષર દુઃખ હરતા. ૨

ન્યાયાધીશ નિર્દોષી ને ગુણુ અનંતા, સ્વભાવે શીળાને બહુ બુદ્ધિવંતા;<br>
દુઃખી દુર્બળો રંકના સાહ્યકારી, પ્રજા પુત્રસમ પાળતા પ્રિત ધારી. ૩

સદાશિવસમા ગુણુ નહીં જેનું માપું, અતી ઉપમા આપને શી હું આપું;<br>
રૂડી કીર્તી સંસારમાં આપ કેરી, વિશ્વે વીસ્તરી તે સુણી મેં ઘણેરી. ૪

જેથી મંન સંતોષ પામ્યુંજ માહારૂં, જોડી પાણી દીન વાણી વીનતી ગુજારૂં;<br>
લેશો લક્ષમાં વાત આ ધર્મ કેરી, સદા સત્ય ભક્તી વધારો ઘણેરી. ૫

કરૂં ભેટ આ આપને રત્ન જાણી, સદા શીવતણા ગુણુ અમૃત વાણી;<br>
લઘુ ગ્રંથ સ્વિકારી આભારી કરસ્યો, હુંછું આપના પ્રેમનો પૂર્ણ તરસ્યો. ૬

વદે વ્યાસ દીન દાસ ગણુપતરામ, પીતા મમ તણા હરજીવન દાસ નામ;<br>
અમદાવાદ જીલ્લે નરોડે નિવાસ, હરી ગુરૂ દ્વીજ સંતનો છું હું દાસ. ૭



## હરીસ્મરણનો છપ્પો.

વ્યાપીત વિશ્વાધાર શ્રષ્ટી કરતા જે કાહાવ્યા, તે પ્રભુ દીન દયાળ હરી મારે મન ભાવ્યા
સકળ વિશ્વના નાથ નીયંતા હે અવીનાસ, કરી કૃપા અહો હાથ ચરણનો જાણી દાસ
ગંભીર ગુણ છે આપતણા હરી અતી અથાગ, વર્ણવતાં હારે શેષ તે તણો નાવે તાગ
હણતા દુષ્ટ અસુર ક્રુર નેત્રે નીરવાણ, ઉગારી સૌ સુર દુર કરતાં દુખ જાણ
પતીત પાવન નામ કહાવો નીશ્ચે આપ, અલૌકીક અદભુત કરો ક્રીડા જુગ બાપ
તમ વીણ નહી ઠાલો ઠામ કામ કીધાં વીખ્યાત, અવીચળ અકળ સ્વરૂપ આપ દીસો સાક્ષાત
રામ કૃષ્ણ ગોવીંદ ગદાધર કાહાવો પ્યારા, મચ્છ કચ્છ વરાહ વામનને પરશુ ધારા
મન મોહન માહારાજ અસંખ્ય એવાં તમ નામ, ધરો ભક્તને કાજ તનુ ભૂતળ અભીરામ
નરહર ધરી અવતાર ભાર હરતા ભુજેહ, ગૌદ્વીજ સંતને સુર કર્યા સુખીયા જન એહ
રશીક રામ રઘુવીર હણ્યો રાવણ માહાસુર, રણ ભોમીની માંહ હણ્યા રાક્ષસ માહાભૂર
જીવન જુગદાધાર વાહાર કરો વીઠલ વરજી, પ્રીતમ પ્રાણઆધાર સાંભળો મારી અરજી
વસજ્યો મુજ મનમાંહ્ય નાથ નવ થશો અભાવ, સદા કરૂ ગુણગાન આપજ્યો એવો ભાવ
નટવર નંદ કુમાર નીત્ય ધરૂ તમ ધ્યાન, આપો જ્ઞાન અપાર કદી નવ થાય ગુમાન
દાસ ચરણનો થઈ સરણ હું રહુ સરવદા, ભવ સાગરની માંહ્ય નાથ નવ બુડુ કદા
સદા સમરપૂ તન મન તમને અવીનાસ, હરી ગુરૂ સંતને દ્વિજ સદા હું તેનો દાસ
રેહે ઉદાશી મન દુખ મોટું શીર માહારે, તમવીણ ત્રીભોવન નાથ કોણ આ સમે ઉગારે
વારવાર આ જન્મ ધરૂ મરવા અવતરવા, લખ ચોરાશી માંહ્ય નથી ઉપાય ઉગરવા
સીં થાશે મુજ પેર શાંમળા હે સુખ રાસી, તે માટે હું દાસ રહું છું તલશી ત્રાસી
નવ પડે મુને કંઇ સુઝ ભમુછુ ભુલી ભાન, તારણ વાળા તમે મને ભવમાં ભગવાન
રોમ રોમની માંહ્ય મને તું લાગ્યો પ્યારો, તુજવીણ સૌ સંસાર સમુદર લાગે ખારો
ડાહાપણ દુનીયાં માંહ્ય કરી કેહેવાયા ધરડા, પણ તારી આગળ નાથ નીકળુ જેમ જતરડા
નારાયણ બહુ નામિ નીયંતાછો આ જગના, અધમ ઓધારણ નાથ અંતસમે છો વગના
છે. ગણપત તમ સરણમાં હરી આપની આશ છે. બાનાની પત રાખશો ચરણ કમળનો દાસ છે.



# પ્રસ્તાવના.

વીવેકી હરીજનો ગ્રંથનું વર્ણન મારી જાતે વીશેષ લખી જણાવું તેથી શું; પરંતુ એકવાર વાંચવાથી અથવા શ્રવણવાથી આપના મનને પરીપુર્ણ ખાત્રી થશે. તો પણ કીંચીત વીનતી ગુજારૂં છું તે આપ ધ્યાન દઇ વાંચશોજી. આ ગ્રંથ ઘણોજ ઉત્યમ સર્વે શાસ્ત્રોનું મંથન કરતાં કેવળ ઇશ્વરના ગુણરૂપી અમૃત દોહન કરી આ ગ્રંથ રૂપી પાત્ર ભરેલું છે.

શ્રીમદ્ શીવમાહાપુરાણ, સમુદ્ર સમ વીસ્તાર વાળો ગ્રંથ, યોગવશીષ્ટ, વાલ્મીકી રામાયણ, ગર્ગસંહીતા, ભગવતગીતા, શ્રીમદ ભાગવત, ભારત વીગેરે અતી ઉત્યમ ગ્રંથોમાંનો તત્વસાર લેવામાં આવેલો છે અગર સ્કંધપુરાણ બ્રહ્મોતર ખંડ, શીવ લીલા અમૃત નામનો મરેઠી ભાષાનો ગ્રંથ તેને તદન સુધ ગુજરાતીમાં પદબંધ રચવામાં આવેલોછે મનરંજન સુસોભીત રાગો સાથે ગાવાનો છે તેમાં મુખ્ય કથાઓનો સાર નીચે મુજબ છે પ્રથમ શીવોત્પતી શ્રષ્ટી રચના, શિવરાત્રીની કથા વ્રતનુ માહાત્મ, સીમંતીની આખ્યાન સારદાસતી ધર્મ દ્વાદસ જ્યોતીર્લીંગ ઉત્પતી, શ્રી કાશીપુરીનુ વર્ણન, ગોદાવરીનુ માહાત્મ ભસ્માસુર ઉત્પતી ભીલારાણીનુ આખ્યાન રૂદ્રાક્ષ તથા વીભુતી ધારણ કરવાનુ માહાત્મ તથા વીધી દક્ષ યજ્ઞનો ભંગ, સતી દેહ ત્યાગ સતીનુ તપ શીવ ઉમીયાનો વીહીવા શ્રીયાળ રાજાનુ સત્ય શીવ પંચાક્ષરનુ માહાત્મ, સોમ પ્રદોશ વર્તનુ માહાત્મ, ત્રીપુરાસુર દહન, કામ દહન મહાનંદા ગુણકા પતીવ્રતા વ્રત લઘુરૂદ્ર, ભદ્રાયુસનુ વરણન વીગેરે ઘણી રસીક કથાઓ મેળવવામાં આવેલી છે આ જગતમાં અનુભવથી અજાણ્યાને ભક્તી માર્ગ વીના ભુલા ભટકતા પ્રાણીયોને માટે પરોપકારને અર્થે આ ગ્રંથ ઘણીજ જુજ કીમતે બાહાર પાડવામાં આવેલો છે. સાથી જે પ્રાક્રતીજનોને માહા મોઘો લાભ લેવા માટે થોડે શ્રમે ઘણું પુન્ય થાય ને સર્વે જનોથી માહા મોઘો લાભ લેવાય તેટલા માટે આ ગ્રંથ રચેલો છે. આ ગ્રંથની પેહેલી આવૃતીની ૧૦૦૦ નકલ છપાવી બહાર પાડતા પેહેલાં ગ્રાહકોએ આશ્રય આપેલો છે જેથી છપામણના પૈસા વસુલ કરતાં બાકીના ગ્રંથો સંતસાધુ અગર શીવાલયોમાં ધર્માદા કરવામાં આવેલા છે.

આ ગ્રંથના ઉપજતા પૈસા કેવળ ગ્રંથ છપાવવામાં જવાના છે, જેથી બે વાતે લાભ છે એક તો જગતમાં ભગતીનો વધારો થાય છે ને પૈસો સદ માર્ગે વપરાય છે. સુરખી રા. રા. લલ્લુભાઇ કસનલાલ તથા રા. રા. સોમનાથ ભુદરભાઇ પટેલે આ ગ્રંથ છપાવ-વામાં પૂર્ણ મદદ કરી પરોપગાર કરેલો છે.

આ ગ્રંથમાં સંસાર વેહેવારી પુરૂશે કેમ વર્તવું તથા સ્ત્રી પુરૂષ ગુરૂ સીસ્ય પીતા પુત્ર શેવક સ્વામી રાજા પ્રજા વીગેરે સર્વે મનુષ્યોને વરતવા યોગ્ય ધર્મ તથા શીક્ષા છે આ દેહ નાસવાન ને અસાશ્વત છે માટે આવા પરોપકારી ધર્મ સમંદી પુસ્તકો છપાવવામાં મદદ આપવી એજ ગ્રહસ્થનો પર્મ ધર્મ છે. અને ધર્મ અરથ કામને મોક્ષ મળવાનુ સાધન જાણી પરોપ-કારાર્થે છપાવવામાં આવેલુ છે. એજ વિનંતી.

આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ અમારા માન્યવંત ગ્રાહકોની મદદથી સંપૂર્ણ ખપી જવાથી આ બીજી આવૃત્તિ શેઠ સોમનાથ ભુદરભાઇના આશ્રયથી પ્રસિદ્ધ કરવામાં આવી છે તેને અમારા સુજ્ઞ ગ્રાહકો બનતી મદદ આપશે એવી અમારી નમ્ર વિનંતી છે. લી. સે. **શા°. હ.**

**સાખી.**

પરોપકારને પ્રભુ ભજન, સત્ય સંસારે કામ;
અન્ય અસત્ય સૌ જાણવું, કહે કવી ગણપતરામ.

———:૦:———

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં

# અનુક્રમ નામનું લીષ્ટ.

મહારાજા શ્રી યસવતસિંહજી બહાદુર.–
મુ. લીંબડી–કે, શી. એસ, આઈ.
મહારાવ સાહેબશ્રી કેશરીસિંહજી બહાદુર
મુ. સિરોઇ–કે, શી, એસ, આઇ.
મહારાણાશ્રી જશવતસિંહજી બહાદુર
મુ. દાંતા.
રા. રા. શ્રી અમદાવાદ સમસ્તના.
૨૦૧ રા. રા. પા. સોમનાથ ભુદરદાસ
૧૫ રા. રા. શેઠ બાપાલાલ બેહેચરદાસ
૧૫ રા. રા. બાપુજી જગન્નાથ શેઠ હરજીવનદાસ પરસોતમદાસના ટ્રસ્ટી
૫ શેઠ મોતીલાલ હીરાભાઇ
૫ રા. રા. જોશી ભોળાનાથ રેવાશંકર
૫ કંદોઇ ભોગીલાલ મૂળચંદ
૫ રા. રા. પા. સોમનાથ રૂપજીદાસ
૨ પરિ. જીવણદાસ નરોતમદાસ.
૨ શા. નાથાલાલ કેશવલાલ
૨ પરિ. મનસુખરાંમ કહાંનદાશ
૨ શા. જેઠાભાઇ સાંકળચંદ
૧ શા. છોટાલાલ ભગવાંનદાસ.
૧ શા. તારાચંદ ભગવાંનદાસ.
૧ શા. જમનાદાસ દયાળજી
૧ શેઠ અંબારાંમ અચરતલાલ
૧ ફડીયા મગનલાલ બાપુજી
૧ બાપાલાલ પરસોતમ
૧ કા. મગનલાલ કાળીદાશ
૧ કા. સાંકળચંદ શામજી
૧ પરિ. ફુલચંદ બાપુજીલાલ
૧ પરિ. મણીલાલ રેવાદાસ
પારિખ નથુરાંમ સાઇકલવાળા
શેઠ મણીલાલ રણછોડદાસ
૧ શા. મોતીલાલ ઘેલાભાઇ
૧ કા. શામજી લાલદાસ
૧ સાકરવાળા નગીનદાસ નરોતમદાસ.
૧ કંદોઈ પરભુલાલ નંદલાલ
૧ જોશી નાંનાદાશ જીવરાંમ નરોડા.
૧ વ્યાસ ગીરધરલાલ રાંમશંકર
૧ વ્યાસ છગનલાલ જેઠીરાંમ
૧ વ્યાસ છગનલાલ જેશંકર વળાદવાળા
૧ વ્યાસ મગનલાલ લલુદાસ
૧ વ્યાસજી મણીલાલ હરજીવન
૧ રૂગનાથસ્વાંમીની ગાદીના મહાનંત શ્રી જીવણદાશ સુરદાશજી
૧ રામજીમંદીરના મહાનંત બારડોલપરાના કાશીરાંમ રાંમદાસજી
૧ મીસ્ત્રી છમનલાલ કીશોરદાસ
૧ ,, ઉતમરામ ભુદરભાઈ
૧ ,, મંગળદાશ જેઠાભાઇ
૧ ઘાંચી મોતીલાલ પીતાંમર
૧ મોદી લલુભાઈ વનમાળી
૧ ઘાંચી જેઠાલાલ ગોવિંદરામ
૧ ,, ખુશાલ મોરાર
૧ ઠક્કર તરભોવન માધવજી
૧ વ્યાસ ફુલાભાઈ પીતાંમર સુરત.
૧ ક્ષત્રી હરીલાલ ચકુભાઇ
૧ પા. ધોળીભાઈ મોતીભાઇ સઇજપૂર બોધા.
૧ શા. નાગરભાઇ ડુંગરભાઇ નરોડા
૧ પા. ઇશ્વરભાઇ માધવભાઇ
૧ પા. આત્મારામ લલુભાઇ
૧ પા. કાશીદાસ કલ્યાંણદાસ
૧ પા. મોતીભાઈ ફતેશંગ
૧ પા. ખોડીદાસ ફતેસંગ
૧ પા. હરીભાઇ કલ્યાંણદાશ
૧ વ્યાસ જેશંકર કૃસ્નારાંમ
૧ રાવળ દામોદર મોતીભાઈ
૧ વ્યાસ પરભુદાસ અંબારાંમ
ગાંમ હાંસલપૂર.
૧ ખાંટ ગલાબજી બાપુજી
૧ ,, ગલાબજી ભુલાજી
૧ ,, રાંમાજી ગેદાજી
૧ રાઠોડ જેસંગજી કહાંનજી
૧ પગી રણછોડજી રવાજી ગામ રાંધેજા
૧ વ્યાસ બધ્ધશંકર બાપુજી
૪ જોસી મણીલાલ અંબારામ
૧ મીસ્ત્રી ભાણજી મુળજી અમદાવાદ
૧ કા. જવરદાસ દલીચંદ અમદાવાદ

શ્રી

# શ્રી શીવસાગર અમૃત.

શ્રી ગણેશાએ નમઃ શ્રી સરસ્વત્યૈ નમઃ શ્રી ગુરૂવે નમઃ સદાશીવાએ નમઃ શ્રી સીતા રામચંદ્રેભ્યો નમઃ અથઃ રાગ આશાવરી. ૧

અધ્યાય પ્રથમો પ્રારંભ—જય જગ્ત પીતા શીવરાય, જગ્ત જનુની જે ઉમીયાય; તેમના સુત શ્રીગણુરાય, ગુણુ વર્ણવું લાગી પાય. ૧ મંગળ મુર્તિ દયાળા દેવ, સુરીનર મુનીવર કરે શેવ, ગૌર વર્ણને હસ્ત છે ચાર, સુધી બુધી બે નીર્મળ નાર. ૨ લક્ષ લાભ બે પુત્ર રતંન, સર્વે દેવના પેહેલું પુજંન; સુભ કામે પ્રથમ સમરાય, સીંદુર ચરચીત શોભીત કાય. ૩ કરમાં ત્રીશુળ ફરસી ધારી, મુશક વાહન મોદીક આહારી; બ્રહ્મ સુતા કમળ લોચન, ઉજ્વળ આભ્રણુ હંસ વાહન. ૪ વેણા પુસ્તક કર ફીરતાળ, ઉર મુગ્તાફળની માળ; વરદાયની વિશ્વ વિખ્યાત, આદ્ય ઇશ્વરી સરસ્વતી માત. ૫ ભોળા ચક્રવર્તિ જુગદીશ, જટા જુટે ધર્યાં ગંગ શીષ; બીરાજે અર્ધાંગે ઉમીયાય, ભવ ભય હર છો શીવરાય. ૬ ચંદ્ર લેલાટે આભ્રણુ વ્યાળ; કંઠે વિષધારી રૂદ્રમાળ; ત્રવણુ નેત્ર વિભુતી ધારી, ભોળા ભાંગ્ય ધંતુરાના આહારી. ૭ અત્ર ચંબર વાધાંબર છાજે, કરમાં ત્રીશુળ ડમરૂ વાજે; વિભુ વદનમાં સરસ્વતી રાજે, વૃક્ષસ્થળમાં શ્રી લક્ષ્મી બીરાજે. ૮ હૃદયકમળમાં જ્ઞાન અપાર, ભજુ નરસીંહ દેવ મોરાર; ગણુપતી સરસ્વતી શીવરાય, પ્રભુ કરજ્યો સેવકની સાહ્ય. ૯ સુરીનર મુનીવર ધરે ધ્યાન, ભગ્ત વચ્છળ શ્રી ભગવાન; દીન જનને તારોછો દયાળ, અસર્ણા સર્ણ શ્રી ગોપાળ. ૧૦ નાથ નોધારાના આધાર, ઉતારો ભવસાગર પાર; જાણી નાવ રૂપી તવ નામ, ધાલી અંતર મોટી હામ. ૧૧ માયા જળથી ઉતરવા પાર, ગુણુ ગાવા કર્યો વીચાર; હશે પ્રેરણુ આપની એવી, માટે માહારી મતી થઇ તેવી. ૧૨ હું છું મુંઢ મુરખ અજ્ઞાની, કામી ક્રોધી લોભી અભીમાની; નવ જાણું વિવેક વિચાર, દુરાચારીને દુષ્ટ ગુમાર. ૧૩ માહારા મનમાં ઉલટ એ આવી, દીનાનાથજી લેશો નીભાવી; ભરવા આકાશ માપ તમામ, ધાલી મસકે મનમાં હામ. ૧૪ ઉતરવા ક્ષીર સાગર

પાર, કીડીએ મન કીધો વીચાર; પાંગળો મન એહવું ધારે, ચડવું મેરૂની શીખરે માહારે. ૧૫ જોવા જગત તણી રચનાય, જન્મ અંધ કરે ઇછાય; કરવા ભાષણ શાસ્ત્રને વેદ, જન મુંગો કરે મન ખેદ. ૧૬ પૃથ્વી કેરી પ્રદક્ષણા ફરવા, લાગી ઇએળ ઇછા કરવા; એ રીતે હું અજ્ઞાની જીવ, કરૂ ઇચ્છા ગાવા ગુણ શીવ. ૧૭ શાણા વીવેકીને વીદ્વાન, જ્ઞાની પંડીતને ગુણવાન; રૂડા કવીયોને કાવ્ય આ સહેલ, મમ મુંઢને માહા મુસ્કેલ ૧૮ કાળા અક્ષરને કાંધ મારૂ, રામ નામનો મંત્ર ઉચારૂ; કેવળ પ્રેમ ભગ્તી મન ભાવી, લેશો હરીજન સરવે નીભાવી. ૧૯ જાણી રંક હું દાસનો દાસ, પ્રભુ પુરજ્યો અંતરમાં વાસ; બાંહ્ય ગ્રહ્યાની રાખજો લાજ, કાર્ય પુરણ કરજ્યો માહારાજ. ૨૦ તમ નામનો કીધો વેપાર, મને એક તમારો આધાર; માહારા અંતરમાં છે આશ, કરજ્યો પુરણ શ્રી અવીનાશ. ૨૧ વાંચ્યું ભાષાંતર પુરાણ શીવ, તેથી આનંદ પામ્યો જીવ; કરવા પદબંધ ઉપજ્યો ભાવ, જેમ સાગર જળમાં નાવ. ૨૨ પ્રભુ પ્રસાદ પ્રેમનો દીજે, આશા ઇશ્વર પુરણ કીજે; માટે સ્વામી શંભુ સાહ્ય કરજ્યો, મારી અરજ રૂદેમાં ધરજ્યો. ૨૩ સોમાનાથ[૧] અને હોમકાર[૨], માહાકાળેશ્વર[૩] ને કેદાર[૪]; મમલેશ્વર[૫] ને બૈજનાથ[૬] શ્રી રામેશ્વર[૭] ને ભીમનાથ[૮]. ૨૪ નાગેશ્વર[૯] ને કાશી વીશ્વનાથ[૧૦]; ગુસ્મેશ્વર[૧૧] ને ત્રંબકનાથ[૧૨], જ્યોતીરલિંગ થયા તે બાર, પ્રાતકાળે સમરે નર નાર. ૨૫ તેતો ઉતરશે ભવ પાર, તેને કૃપા કરે ત્રીપુરાર; શાસ્ત્રમાં વેદાંત તિર્થમાં પ્રાગ, ક્ષેત્ર મધ્યે કાશી માહા ભાગ. ૨૬ મુળ બ્રહ્માંડનું ઇશ્વર, મંત્રમાં શીવ પંચાક્ષર; ઉત્યમ મધ્યમ મુર્ખ કે જ્ઞાની, જોગી જતી વૈરાગી વીજ્ઞાની. ૨૮ નર નારી જોબન વૃધ બાળ, વીધવા સુધવા કે ચંડાળ; દ્વીજ આદે લઇ વર્ણ ચાર, સૌને શીવ ભજવા અધીકાર. ૨૮ માટે ભજવા ભાવે ત્રીપુરાર, જેથી ઉતરીએ ભવ પાર; ભાવે કભાવે જાણે અજાણે, માનસીક કે વીધી પ્રમાણે. ૨૯ શીવ સેવા અફળ નવ જાય, જીવ ત્રીવીધી તાપ મુકાય; સૌન્યકાદી જેવા રૂષીરાય, તેણે નિમિસ્યા રણની માય. ૩૦ સુણ્યા હરીહર ચરીત્ર અનંત, વક્ત મહા મુની સુત માંહાનંત; જીવન મુગ્ત ને ત્રીકાળ જ્ઞાની, સર્વજ્ઞ સમાધીને ધ્યાની. ૩૧ અહેવા માહાત્મા પુરૂશો પવીત્ર, સુણે હરીહર કેરાં ચરીત્ર; માટે ધરીને આ મનુશા દેહ, કરાવો હરીહર સાથે સ્નેહ. ૩૨ એક સમે નીમીસ્યા રણ માંય, સુત પુરાણી બેઠા જ્યાંય; ત્યારે વદીયા સૌનીક મુની વાણ, સુણી અન્ય કથાને પુરાણ. ૩૩ માહાભારથ રામાયણ, શ્રીમદ ભાગવત પારાયણ;

રૂડાં વીષ્ણુ ચરીત્ર અપાર, તે સુણીને થયા ભવ પાર. ૩૪ રહી અંતરમાં એક આશ, સુણવા શીવનાં ચરીત્ર હુલ્લાસ; કહો સુતજી કૃપા કરી આપ, ટળે અંતરનો પરીતાપ. ૩૫ એવું સુણીને સુત પુરાણી, વદે અમ્રત સરખી વાણી; ધન્ય ધન્ય મુની મહા ભાગ, ભલું પ્રસ્ત કરયું જોઇ લાગ. ૩૬ ત્રીગુણે ધર્યાં ત્રૈણ સ્વરૂપ, આદ્ય અજ[૧] શીવ[૨] વૈકુંઠ[૩] ભુપ; છે નીરંજનને નીરાકાર, રચ્યો માયાથી માહા વીસ્તાર. ૩૭ એતો એક અખંડ અછેદ, તેનો વેદ ન જાણે ભેદ; કરવા ભગ્ત તણો આધાર, ધરે જુજુવાં રૂપ અપાર. ૩૮ સમરતાં શ્રવણતાં એક વાર, માહા પાપી પામે ભવ પાર; એવાં વેદ વદે છે વચન, સુણો સૌનીક સૌ રૂષી જન. ૩૯ સુણી સરવે થયા રળીયાત, કરી સુતની પુજા ભલી ભાત; ધોઇ ચર્ણ ચર્ણામૃત લીધું, સ્વામી કાર્જ અમારૂ સીધું. ૪૦ લાગ્યા સુત પુરાણીને પાય, વળી વદીયા સૌનીક રૂષીરાય; સ્વામી કરૂણા સેવકને કીજે, સદાશીવનો પ્રસાદ દીજે. ૪૧ શીવ પુજનનો મહીમાય, શીવ વૃતને શીવ કથાય; કહો વીસ્તારી શીવ ગુણ ગ્રામ, વાણી વદીયા તે મુની તમામ. ૪૨ સુણી સરવે મુનીવરની વાણી, પ્રેમે વદીઆ તે સુત પુરાણી; ધન્ય ભાગ્ય તમો મુનીરાય, પુછી પાવન શીવ કથાય. ૪૪ સાંભળતાં ગુણ શીવ ભગવાન, એક એક અક્ષરે ગંગાનું સ્નાન; જન્મી શીવ નવ ભજે નર નાર, ધીક ધીક તેનો અવતાર. ૪૪ આદ્ય અનાદી ઇશ અખંડ, જેના રોમ કોટી બ્રહ્માંડ; જેના મુખમાં મંગળ શીવ, ભવપાર તરે તે જીવ. ૪૫ કથા અમ્રત મહીમા અપાર, સુણો મુની સ્થીર થઈ આ વાર; એક સમે બ્રહ્માજીની પાસ, પુછયું નારદે પ્રશ્ન હુલ્લાસ. ૪૬ સરવે દેવના અંગ પુજાય. શીવ લીંગની થાય શેવાય; વળી પુજાય શીવનું અંગ, કહો પીતા એ સરવે પ્રસંગ. ૪૭ સુણી નારદજીની વાણી, વધા બ્રહ્મા કરૂણા આણી; શ્રવણો પુત્ર થઇ મન સ્થીર, શ વ કથા પાવન ગંભીર. ૪૮ શ્રવણતાં માહા પાપ મુકાય, કોટી જન્મનાં કીલમીશ જાય; પુર્વે માહા પ્રલય મોઝાર, નાશ વસ્તુ સકળ સુન્યકાર. ૪૯ નહી જળ સ્થળ આકાશ એવ, નહી દાનવ માનવ દેવ; એક તેજ ઇશ્વરનું અપાર, નીરંજન અને નીરાકાર. ૫૦ ઇછા તેજથી ઉપની એક, તેહેનું પ્રકૃતી નામ વીશેક; તેજ બ્રહ્મ સ્થકી નીરધાર, વળી પુરૂષ પ્રકટયા શાહાકાર. ૫૧ પ્રકૃતી પુરૂષ થઇ ઉત્પન્ન, બ્રહ્મ તેજનું કરતાં સ્તવંન; બંને સ્થીર થઇ કરતાં વીચાર, વાણી આકાશ થઇ તેણી વાર. ૫૨ કરો તપ ધરયું સુભ તંન, તેથી પ્રજા કરો ઉત્પંન; સુણી આકાશ વાણી એહ, તપ આચરયું નીરસં-

દેહ. ૫૩ તપ કરતાં વીત્યો બહુ કાળ, શ્રમ કીધો છે દીન દયાળ; જાગ્યા ધ્યાન સ્થકી જેણી વાર, છુટો અંગે પ્રસેવની ધાર. ૫૪ તેથી ભરાયું બ્રહ્મ બ્રહ્માંડ, દીસે જળ જળ બ્રહ્મ અખંડ; પ્રકતીને પુરૂષ્યે તે વાર, જળમાં સયન કરયું નીરધાર. ૫૫ જગ્ત પીતા નારાયણ રાય, નારાયણની જગતની માય; સુતા જળમાં નારાયણ દેવ, અન્ય ભાસે નહી વીના એવ. ૫૬ પ્રકતીથી થયું મહાતત્વ, મહાતત્વથી ઉપન્યું સત્વ; સત્વથી રજ રજથી તંમ, ત્રૈણે ગુણ થયા ઉત્પંન. ૫૭ ત્રૈણે ગુણથી થયો અહંકાર, તેથી તન માત્રા થઇ નીરધાર; શબ્દ સ્પર્ષ્ય રૂપ રસને ગંધ, પંચે ઉપની અહંકાર સબંધ. ૫૮ તન માત્રા થકી તેણીવાર, પંચ ભુત થયાં નીરધાર; તેથી પ્રગટયું પ્રથમ આકાશ[1], પછે વાયુ[2] થયો ચોપાસ. ૫૯ તેજ[3] જળ[4] ને પૃથ્વી[5] જેહ, પંચ મહાભુત પ્રગટીયાં તેહ; પંચ કર્મેંદ્રીય થઇ સાર, પંચ જ્ઞાનેંદ્રીયો નીરધાર. ૬૦ વળી અગીયારમું થયું મંન, મળી ચોવીસ તત્વ ઉત્પંન; કરી સરવેને સ્વાધીન ત્યાંહ્ય, પોઢયા નારાયણ જળ માંહ્ય. ૬૧ તેના નાભીકમળથી ત્યાંહ્ય, થયા બ્રહ્મા પ્રગટ ક્ષણ માંહ્ય; ચોવીસ તત્વે થયો મુજ દેહ, સુણી નારદ નીર સંદેહ. ૬૨ કહે સૌનીકને સુત પુરાણી, સુણો મુની સ્નેહ અંતરે આણી; કોટી સુર્ય કમળની શોભાય, કરતાં વર્ણન પાર ન થાય. ૬૩ પ્રગટયા કમળ થકી બ્રહ્માય, ચતુરાનન જગ્ત પીતાય; જોઇ જળમાં કમળ તેણીવાર, કર્યો બ્રહ્માએ મનમાં વીચાર. ૬૪ કયાંથી પ્રગટયું કમળ અનુકુળ, સદ્ય સોધી કાહાડું એનું મુળ; સુક્ષમ રૂપ ધરી અજરાય, કમળ નાળમાં ચાલ્યા જાય. ૬૫ કોટી કલ્પ ગયા વહી ત્યાંહ્ય, નવ લાધ્યું કમળ મુળ માંહ્ય; અજ થાકીને ઉપર જાય, જળ કમળનો પાર ન થાય. ૬૬ એક અનંત રૂપે કહાવ્યો, માયા જાળમાં બ્રહ્મા ભમાવ્યો; બ્રહ્માએ કરયું બ્રહ્મ સ્તવન, અજ હારી ગયા તે દીન. ૬૭ વાણી આકાશ થઇ તેણી વાર, અજ આચરો તપ નીરધાર; સુણી આનંદીઆ બ્રહ્માય, તપ આચર્યું જગ્ત પીતાય. ૬૯ બ્રહ્માસન વાળ્યું ભગવાન, લીધી તાળીને ધરીયું ધ્યાન; સમાધીમાં ગયા કોટી કાળ, ત્યારે પ્રગટયા છે દીનદયાળ. ૬૯ શેષસાઇ સુતા ભગવાન, કોટી કંદર્પે રૂપ નીધાન; મોર મુગુટ પીતાંબર ધારી, કાને કુંડળ મચ્છાકારી. ૭૦ શોભે તીલક કેસરી ભાળ, ઘનસ્યામ સ્વરૂપ વિશાળ; લક્ષ્મીનારાયણ ભગવાન, જેનું જોગી ધરે છે ધ્યાન. ૭૧ પામ્યા બ્રહ્માજી દર્શન એહ, અતી ઉપન્યો અંતરમાં સ્નેહ; રજો ગુણી છે બ્રહ્માનું તંન, નારાયણને કહે છે બ્રહ્મન. ૭૨ કયમ જળમાં પોડયા મહારા-

જ, શક્તી સહીત કરો શું કાજ, શ્રષ્ટી સર્જવા પ્રગટયો હુંય, કેમ જળમાં પડયો છે તુય. ૭૩ સુણી બ્રહ્માની વીરોધ વાણી, વધા નારાયણ સારીંગપાણી; સુણ વત્સ બ્રહ્મન ધરી ધીર, માહારી નાભીથી પ્રગટયો તું વીર. ૭૪ હું છું આધ અકળ સ્વરૂપ, કોટી બ્રહ્માંડ કેરો ભુપ; સુણી બ્રહ્માને ચડીયો ક્રોધ, સામા સામી વદે છે વિરોધ. ૭૫ એમ કરતાં મંડાયુ યુદ્ધ, પરસ્પર મારે અસ્ત્ર વીરૂદ્ધ; યુદ્ધ કરતાં વીત્યા બહુ કાળ, તવ પ્રગટી છે તેજની જવાળ. ૭૬ કમળાવરને કમળ ભુની મધ્ય, પ્રગટયા શીવ અનાદી સીધ; નીરંજન અને નીરાકાર, કોટી ચંદ્રથી સીવ અપાર. ૭૭ કોટી સુર્યે પ્રલય વીજ જવાળ, કોટી અગ્નિથી તેજ વીશાળ; પ્રગટયો પાતાળથી સ્થંભ એહ, વાધ્યો આકાશ ભેદીને તેહ. ૭૮ નારાયણ અને બ્રહ્માય, જોઇ તેજ કહે આ શું કહેવાય; તજી યુદ્ધની વાત વીરોધ, કયાંથી પ્રગટયો કરો એની સોધ. ૭૯ હંસ રૂપ ધરયું ભ્રમાય, ઉડયા આકાશે અગ્ર જોવાય; નારાયણ ધરી વારાહ રૂપ, મુળ સોધે પાતાળે અનુપ. ૮૦ પ્રભુએ સોધ્યા સપ્ત પાતાળ, નવ મુળ લાધ્યું તે કાળ; અજ આકાશે ઉડયા જાય, નવ અગ્રનું માપ જણાય. ૮૧ તેહેવે કેતકી પુષ્પજ એક, પુરાનું છે સુગંધી વીશેક; બાણ અગ્રેથી પડીયું તેહ, મળ્યું બ્રહ્માને મારગે એહ. ૮૨ અજે પુષ્પને પુછી વાત, કયાંથી પડીયું તું કહે સાક્ષાત; પુષ્પ કેતક કહે મહારાજ, પડીયું શીવને મુસ્તકથી હું આજ. ૮૩ મુને આવતાં વીત્યા કાળ, તોહે છેડો ન લાધે પાતાળ; સુણી પુષ્પની વાણી તમામ, અજ હારી બેઠા નીજ હામ. ૮૪ તવ કેતકને કહે છે બ્રહ્માય, મારી સાથે તું ચાલ વીરાય; હરી આગળ જઇએ આજ, મહારી છે તુજ હાથમાં લાજ. ૮૫ મમ સાખ્ય પુરે પુષ્પરાજ; કહેજે અજ અગ્ર જોઇ આવ્યા આજ; એમ સમજાવ્યું પુષ્પને ત્યાંહ, આવ્યા બ્રહ્મા નારાયણ જ્યાંહ. ૮૬ પાતાળે જઇને વારાહ આવ્યા, લીંગ મુળનો પાર ન લાવ્યા; માંહો માંહ્ય મળ્યા અજ કહે છે, પેલું કેતક હાહા કરે છે. ૮૭ લીંગ અગ્ર જોયું મેં આજ, કહે કેતક સત્ય મહારાજ; સુણી અસત્ય વાયક એવ, પ્રગટયા લીંગ સ્થકી મહાદેવ. ૮૮ પંચ વહન મનોહર ધાર, પ્રથમ શબ્દ થયો ઓંકાર; જુઠું બોલ્યો કેતકને જાણી, ક્રોધે વદીયા સદાશીવ વાણી. ૮૯ ખોટી સાખ્ય પુરી દુરમુખ, મુજ સેવામાં થઇશ વીમુખ; લાગ્યો કેતક શીવને પાય, મારો જન્મ અકારજ જાય. ૯૦ માટે કૃપા કરો મહારાજ, શ્રાપ અનુગ્રહ કરો પ્રભુ આજ; વધા શંકર સત્ય નીદાન, તાહારૂ વીષ્ણું સેવામાં માન. ૯૧ સરવે દેવની સેવા-

માં જઈશ, પણ મુજ થકી વીમુખ રહીશ; તવ કેતક કહે છે કપાળ, સદાશીવજી દીનદયાળ. ૯૨ પ્રભુ એક વખત અંગીકારો, મહારો સફળ કરો જનમારો; દયા ઉપની દયાળાને મન, સુણી કેતકનું દીન વચન. ૯૩ ભાદ્ર માસ શુકલ ત્રતીઆય, અંગીકાર કર્યો શીવરાય; કહે સૌનીકને સુત પુરાણી, શ્રવણો કથા અમ્રત ખાણી. ૯૪ પ્રગટયાં લીંગમાં પંચ વદન, મંત્ર પંચ થયા ઉત્પંન; નારાયણ અને બ્રહ્મા તે વાર, કરે શીવની સ્તુતી નમસ્કાર. ૯૫ નાથ નીરંજન ને નીરાકાર, ભગ્ત માટે થયા શાકાર; અખંડ અજર અમર અભેદ, કરી વર્ણન નવ શકે દેવ. ૯૬ પ્રગટયા જયોતિલીંગે આ વાર, સુધ્ય શીવ તમને નમસ્કાર; એમ સ્તુતી કરતાં અતી હર્ષ, વીત્યાં કોટાન કોટી વર્ષ. ૯૭ તવ પ્રસન થયા શીવ એવ, વર માગો વધા માહાદેવ; કહે નારાયણ શીવરાય, ભગ્તી આપો કરી કરૂણાય. ૯૮ વળી શીવને કહે બ્રહ્માય, સ્વામી શી અમને આજ્ઞાય; ત્યારે વદીયા સદાશીવ એહ, શ્રષ્ટી આચરો નીરસંદેહ. ૯૯ બ્રહ્મા વિષ્ણુ અને નીરધાર, થાશે રૂદ્ર અંશી અવતાર, મુળ માયા પ્રક્રતી જેહ, તેથી શકતી પ્રગટશે એહ. ૧૦૦ લક્ષ્મી બ્રહ્માણીને કાળી, ત્રૈણે દેવીએ જગ પ્રતીપાળી; લક્ષ્મી વિષ્ણુ બ્રહ્માણી બ્રહ્માય, કાળી સંગે સદાશીવ રાય. ૧૦૧ રજોગુણ થકી બ્રહ્માય, રચે શ્રષ્ટી સકળ રચનાય; સત્વ ગુણ થકી વૈકુંઠરાય, પ્રભુ પાળે શ્રષ્ટીની પ્રજાય. ૧૦૨ તમો ગુણે રૂદ્ર નીરધાર, પ્રલયમાં કરે શ્રષ્ટી સંહાર; સુણો નારદ કહે છે બ્રહ્માય, પછે પ્રગટી જગત રચનાય. ૧૦૩ વળી અમને કહ્યું શીવે જેહ, કહું વીસ્તારી તમને તેહ; માહા સંકટમાં નર નાર, મારૂ લીંગ પુજે નીરાકાર. ૧૦૪ તેનાં સંકટ સરવે વામે, વર અભય મુજ થકી પામે; હું છું નીરંજન ને નીરાકાર, માટે લીંગ પુજવું નીરધાર. ૧૦૫ શ્રષ્ટી રચવા થયો શાકાર, માટે મુર્તિ પુજન અધીકાર; કહ્યું શીવ પુજન વીધી એહ, સુણી ગયો નારદનો સંદેહ. ૧૦૬ વધા સુત પુરાણી વચન, સુણો સૌનીકાદી રૂષીજંન; મળી નારાયણને બ્રહ્માય, કીધી શીવ લીંગ કેરી શેવાય. ૧૦૭ પુજન વીધી તણો નહી પાર, કહેતાં ગ્રંથ પામે વીસ્તાર; માઘ માસ હતો શુભ સાર, ક્રષ્ણ ચતુર્દશી તે વાર. ૧૦૮ નક્ષત્ર અડદ્રા હતું એવ, નારાયણ અજે પુજયા માહાદેવ; શીવ શેવા મહોચ્છવ જેહ, કાહાવે શીવરાત્રી પાવન તેહ. ૧૦૯ વ્રત આચરે જે નર નાર, તેના પુન્ય તણો નહી પાર; કરે જાગ્રણ રાત્રીએ સાર, પ્રહરે પ્રહરે પુજે ત્રીપુરાર. ૧૧૦ શ્રવણે શીવ પુરાણ કથાય, તેહેના પુન્યનો પાર ન થાય; શીવ સહસ્ર નામ ભણે જેહ, જાણો

શીવ સમ તેનો દેહ. ૧૧૧ જપે મંત્ર પંચાક્ષર જેહ. ચારે વેદ ભણેયો નર તેહ; ષટ અક્ષર શીવનો દેહ, જાણી જપવો સદા મંત્ર એહ. ૧૧૨ એથી અધીક સાધન નથી સાર, સત્ય સત્ય વધા ત્રીપુરાર; ગુપ્તમાં ગુપ્ત સાધન એહ, શીવે સતીને કહ્યું છે તેહ. ૧૧૩ કહ્યું નારદને બ્રહ્માય, બ્રહ્માને કહ્યું શીવરાય; કહે સૌનીકને પુરાણી સુત, કથા પુણ્ય પાવન અદભુત. ૧૧૪ કર્યો સાગર સમ વીસ્તાર, લીધો કીંચીત તે થકી સાર; સાગર અમ્રતને લેહેરે જાય, પક્ષી ચંચુથી સુખીયો થાય. ૧૧૫ અલ્પ જીવથી શું વર્ણવાય, નીગમ નેતી નેતી કરી ગાય; કાલાવાલા કર્યા દીન દાસ, પ્રભુ પુરજ્યો, રૂદેમાં વાસ. ૧૧૬ જીલ્લે અમદાવાદનું ગામ, નૈષદપુર નરોડા નામ; ત્યાંનો નીવાશી ગણપત વ્યાસ, હરી ગુરૂ સંત દ્વીજનો દાસ. ૧૧૮ ભાષા મરેઠી ગ્રંથ સબંધ, કર્યો ગુજરાતીમાં પદ બંધ; નરોડામાં નળેશ્વર રાય, સાચી સેવકને સ્વામીની સાહ્ય. ૧૧૮ હું છું મુંઢ મતી અજ્ઞાન, કરતા હરતા ભોળો ભગવાન, સચ્ચીદાનંદ આનંદ રૂપ, સાહ્ય કરજ્યો શ્રી વૈકુંઠ ભુપ. ૧૧૯

॥ વલણ ॥ આખ્યાન એ શીવ લીંગનું, શીવ શાનીદ્ધ ભણે જઇ; કહે ગણપત શીવ રૂપ જીવ, એમાં સંષય કંઇ નહી. ૧ ઇતીશ્રીમદ શીવ માહા પુરાણે, જ્ઞાન સંહીતાયાં, શીવોત્પતી વર્ણન. ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે પ્રથમો અધ્યાય. શ્રીરામકૃષ્ણ દેવકી જય. હર હર મહાદેવ હર. શીવાર્પણઃ ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે પ્રથમો અધ્યાય સમાપ્ત.

---

## અધ્યાય બીજો.

રાગ મારૂ. સુત પુરાણી વાણી વધા, સુણો સૌનીકાદી રૂષીરાય; સદાશીવનું સમરણ કરતાં, માહા દારૂણ અઘ જાય. ૧ શીવરાત્રીનો મહીમા મોટો, ભવ તરવા વ્રત એહ; આચરતાં શીવ પદને પામે, તેમાં નહી સંદેહ. ૨ અજાણે એ વ્રત આચરતાં, તરીયા પાપી જીવ; ભોળોનાથ ભવ તારણ કાહાવે, કારૂણાસીંધુ શીવ. ૩ એવું સુણીને સૌનીક મુનીવર, વદીયા તેણી વાર; વ્રત વીધી વીસ્તારી અમને, કહો સ્વામીજી નીરધાર. ૪ શીવરાત્રી વ્રત કેઇ પેરે કરવું, પુજન અરચન જેહ; એવું સુણીને સુતજી વદીયા, સુણો મુનીવર સૌ તેહ. ૫ શીવરાત્રી વ્રત મહીમા શ્રવણતાં, માહા પાપથી મુકાય; અશ્વમેધ રાજસુ યજ્ઞનું ફળ, શ્રવણ માત્રે થાય. ૬ કોટીક યજ્ઞ તણું ફળ શાસ્ત્રે, કહ્યું વીસ્તારી જેહ; શીવ રાત્રી વ્રતની સોળમી કળા સમ, નવ આવે ફળ તેહ. ૭ સાક્ષાત બ્રહ્મ અનાદી

ઇશ્વર, સેવે સરવે દેવ; સુરીનર મુનીવર માહા સ્થળ પામ્યા, સમરી શ્રી મહાદેવ. ૮ બ્રહ્મા બ્રહ્મ પદવીને પામ્યા, ઈંદ્ર રાજા સ્વર્ગ ભોગ; યમ કુબેર વરૂણ વાયુને વ્યહની, પામ્યા શીવ શેવી વૈભોગ. ૯ સુર્ય અગ્ની બે તેજ પામ્યા, શીવ શેવા સંજોગ; શીવ શેવી ચંદ્ર કાંતીને પામ્યા, ક્ષીણ થયો ક્ષઇ રોગ. ૧૦ સનકાદીક સદાશીવને શેવે, શેષ સારદ નારદ ગુણ ગાય; સહસ્ત્ર અઠયાશી મુનીવર મોહોટા, યક્ષ કીન્નર ને રાય. ૧૧ મરીચી કસ્યપ પૌલસ્ત અત્રી, રૂષી અંગીરાને વામ દેવ; લોમસ લોપમાદને શ્રંગી, ચ્યવન વીભાંડીક એવ. ૧૨ દત્તાત્રીય દુર્વાસાને ગૌત્યમ, રૂષી વિશ્વામીત્રને વશીષ્ટ; મીત્રા વરૂણ ભ્રગુ ભ્રહસ્પતીને ગર્ગ, કપીલમુની જેવા ઇષ્ટ. ૧૩ જાબાલી મુની સૌભરી સરખા, ભજતા સદાશીવરાય; રામ ભગતી પામ્યા કાગ ભુસુંડી, પુર્વે જન્મની શીવ શેવાય. ૧૪ જમદગ્ની ફરસુરામજી સરખા, વળી રેણુકા રામની માત; અનુસયાને અરૂંધતી સતી, લોપ મુંદ્રા વિક્ષાત. ૧૫ રાય માન્ધાતા મુચકુંદને પૃથુ, સહસ્ત્રાઅરજુન જેવા વીર; રાય દસરથને રામચંદ્રજી, પાંડવ અરજુન રણ ધીર. ૧૬ બટુક નામના પર્વત ઉપર, શ્રીક્રષ્ણજી નીરધાર; શંકરને આરાધી પામ્યા, વરદાન દેવ મોરાર. ૧૭ શીવ સહસ્ત્ર નામે સહસ્ત્ર કમળ જઇ, ચડાવ્યાં શીવને શીશ; તવ સુદર્શન નામનું ચક્ર પામ્યા, સાક્ષાત વિષ્ણુ ઇશ. ૧૮ રાવણ કુંભકરણ બળીરાજા, સેવ્યા શીવ પામ્યા સુતને રાજ; અષ્ટ સીધી નવ નીધી પામ્યા, સંતતી સંપતી સાજ. ૧૯ સંન્યાશીની રક્ષા કીધી, પુરવે વન મોજાર; તેણે પુન્યે કરીને પ્રગટયા, નળરાય દમયંતી નાર. ૨૦ સુતજીનુ એવું વચન સાંભળી, વદીયા સૌનીક મુની એહ; સ્વામી કૃપા કરીને આપ નીવારો, મમ મનનો સંદેહ. ૨૧ કેહ પેરે સંન્યાશીની, વનમાં કરી રક્ષાય; પુર્વે જન્મે કોણ હતાં તે, દમયંતીને નળરાય. ૨૨ એવું સુણીને વદીયા પુરાણી, પ્રશ્ન પુછયું રૂડું એહ; શ્રવણ કરતાં સંકટ વામે, જાય સકળ સંદેહ. ૨૩ સુત પુરાણી કહે સૌનીકજી, નળ કેરૂ પુર્વે ચરીત્ર; શ્રદ્ધા ભગતીથી શ્રવણ કરે તો, પાપી થાય પવીત્ર. ૧૪ પુર્વે અરબુદાચળ પરવતમાં, રેહેતો ભીલ્લ તે ઠાર; આહુક એવું નામ તેનું, આહુકી તેની નાર. ૨૫ અઘોર વન માહા જંગલ ધાટું, વૃક્ષ ઘટા ગંભીર; પર્વત શ્રંગથી ઝરણાં ઝરે છે, સીતળ નીર્મળ નીર. ૨૬ વનસ્પતી ભાર અઢાર ખીલી, પુષ્પ ફળ બહુ રંગ; સુક મેનાં મોર કોકીલ, બપૈયા બોલે કુરંગ. ૨૭ સીંહ શીંછને વાઘ ચીતરા, ઝેહેરી જનાવર બોલે; અજગર સર્પને ઘો ધુઘવતી,

મોટા મણીધર ડોલે. ૨૮ સાગ સીસવને ટીમરૂ ટેંડું, ભોજ તમાલને વાંસ જાળ; કમરખી કેરડો કંથેરી, દીસંતું વન વીકાળ. ૨૯ તે વનમાં પાહાડ કેરી ગુફામાં, રેહેતો આહુક નારી સંગ; કોટેશ્વર નામે શીવ હતા તે, સેવતો અતી ઉમંગ. ૩૦ નર નારી બેઉ શીવને ભજતાં, કરતાં વનફળ આહાર; નાના વીધનાં પુષ્પ લાવીને, શીવને ધરે શણગાર. ૩૧ આહુક વનમાં ગયો એક વેળા, આશ્રમે રહી નીજ નાર; સંધ્યા સમે એક સંન્યાશી આવ્યો, માહા વનમાં તે વાર. ૩૨ કોટેશ્વરનાં દર્શન કીધાં, પુજા કરી લાગ્યો પાય; દીનકર અસ્ત થયો તે વેળા, શ્રવણુ કરો મુનીરાય, ૩૩ અચાનક યતીએ ત્યાં દીઠી, આહુક કેરી નાર; ભયભીત જોગી થયા તે વેળા, કંપ્યા મન મોઝાર. ૩૪ યતીને જોઇ આહુકી બોલી, ધીર ધરો મુની જંન; વનચર જાત અમારી સ્વામી; વશીએ છે આ વંન. ૩૫ ફળ લેવા મમ સ્વામી ગયા છે, આવશે હમણાં ઘેર; આતીથ્ય પુજન કરશે તમારૂં, સાતા ધરો રૂડી પેર. ૩૬ નારીનાં નીર્મળ વચન સાંભળતાં, શાંત થયો સંન્યાશી; તેવે સમે ફળ લેઇને આવ્યો, આહુક વનનો વાશી. ૩૭ સંન્યાશીને પાએ લાગ્યો, કરાવ્યાં ફળ પ્રાસન; તુંબી પાત્ર ભરી જળ લાવ્યો, સરસ્વતીનું પાવન. ૩૮ ભોજન પાન કરાવ્યું પ્રેમે, આનંદીયા મન માંય; સંન્યાસીએ તવ રજની રહેવા, આશ્રમ માગ્યો ત્યાંય. ૩૯ દારૂણ દુખ છે પશુવાં કેરૂં, રાત્રી વીશે તે વંન; આહુક કેરૂં આશ્રંમ નાહાનું, સમાય નહી ત્રીજુ જંન. ૪૦ તવ નારી કહે નાથજી માહરા, શરણે આવ્યું જેહ; તેહેની રક્ષા નવ કરીએ તો, ધીક પડયો આ દેહ. ૪૧ સાધુ સંગે તમો રોહો આશ્રમમાં, હું રહું બારણે નાથ; વંન પશુવાથી પ્રાણ બચાવું, શસ્ત્ર ગ્રહીને હાથ. ૪૨ આહુકે મન વાત વીચારી, એ અણુઘટતું થાય; નારી થકી હું નીરબળ કહાવું, પુર્ષારથ લોપાય. ૪૩ અર્ધાંગનાને સંન્યાસીની, રક્ષા કરવી માહારે; ઇશ્વર કેરૂં ધારયું થાશે; ધાવું પરમારથની વારે. ૪૪ એમ વીચારી નીજ નારીને, સંન્યાસીની સાથ; આશ્રમમાં પુરી બારણે ઉભો, શાહસ્ત્ર ગ્રહીને હાથ. ૪૫ એક ખુણામાં અબળા સુતી, નીંદ્રા વશ થઇ નાર; એક ખુણે સંન્યાસી બેઠા, ધ્યાન ધરી ત્રીપુરાર. ૪૬ પ્રહર રાત્રી ગઇ તે વેળા, આવ્યાં પશુ તે વાર; આહુકે બહુ યુધ કરયું, પણ અંતે કર્યો સંહાર. ૪૭ આહુક અંગનું ભક્ષણ કીધું, અસ્તી રહ્યા તે ઠાર; પ્રાતઃ થએ પશુવાં ગયાં નાશી, જાગ્યા જોગી ને નાર. ૪૮ ગુફા ઉઘાડી બારણે આવ્યાં, દીઠું વીપરીત એહ; સંન્યાસી મન સોચ કરે છે, તજ્યો

આહુકે દેહ. ૪૯ મુજ માટે એ મર્ણ પામ્યો, મ્હારૂ બેઠું પાપ; અબળા એકલી રાન રખડશે, કરશે સ્વામીના વીલાપ. ૫૦ એમ વીચારી કાષ્ટ મેળવિ, તજે સંન્યાસી દેહ; તેવે સમે કરજોડીને વાણી, વદે આહુકી એહ. ૫૧ કૃપાનાથ કેમ સોચ કરો છો, સ્વાંમી દીન દયાળ, આપ તણાં દરસનથી આહુક, છુટયો ભવ જંજાળ. ૫૨ પુર્વ જન્મનું પુન્ય હોય તો, સંતનું દર્શન થાય; તમ સરખા મહા પુરૂશ મળતાં, જીવ માયાથકી મુકાય. ૫૩ સ્વામી સાથે સહગમન કરવા, નીજ નારીનો ધર્મ; જ્ઞાન વીચારી આહુકી એવાં, વચન વદે છે પર્મ. ૫૪ આહૂક કેરાં અસ્તી વીણયાં, ખોળે લીધાં નાર; ચીતા ખડકી અગ્ની મુકયો, બેઠી તે મોજાર. ૫૫ સદા સીવનું ધ્યાન ધરિયું, કીધી સ્તુતી અપાર; પુર્વે પ્રભુ જ્યાં હું જન્મધરૂ, ત્યાં થાઉં એજ સ્વામીની નાર. ૫૬ સંન્યાસી જોઇ આશ્ચર્ય પામ્યા, અચળ ભગ્તી એવ; તેવે સમે ત્યાં પ્રગટ થયા છે, સદાશીવ મહાદેવ. ૫૭ કૈલાસ વાસી શ્રી અવીનાશી, ભગ્તી વશ ભગવાન, કોટીક સુર્ય તણી છે શોભા, તેજ પુંજ નીદાન. ૫૮ વર માગો વર માગો, તમને પ્રસન થયો હું આજ; ધન્ય તમારી ભગ્તી જગમાં, એમ વધા મહારાજ. ૫૯ આ જન્મે તમે આહુક થઇને, કરી ભગ્તી ભોગવીયું દુઃખ; માટે પુનરથી મનુષ થઇને, ભોગવજો રાજ સુખ. ૬૦ નાના વીધના વૈભવ મળશે, કીરતી વધશે તમારી; સંતતી સંપતી ભોગવી અંતે, આવશો શરણે માહારી. ૬૧ આહુકી દમયંતી થાજો, ભીમકરાજ કુમારી; આહુક અવતરશે નૈષધ પુર, રાજ તણો અધીકારી. ૬૨ વીરસેન રાજાનો સુત થઇ, અવતરશે નળરાય; સંન્યાસી થઇ હંસ મેળવશે, તમો તણો વીહીવાય. ૬૩ નાના વીધનાં વરદાંન આપી, પ્રભુ પામ્યા અંતરધ્યાન; જગ્ત તણા હીત કારણ વશીયા, તે સ્થાનીક ભગવાન. ૬૪ અચળેશ્વર છે નામ હરીનું, અદ્યાપી તે ઠાર; સુતજી કહે સુણો સૌનીક પાવન, નળનો જન્મ વીસ્તાર. ૬૫ આહુક તે નળ રાજા જનમ્યો, દમયંતી તે નાર; સંન્યાશી થઈ હંસને જનમ્યો, મેળવ્યાં સ્ત્રી ભરથાર. ૬૬ માહા પાવન આ કથા અમ્રત, શ્રવણ કરે નર નારઃ અચળ ભગ્તી થાય ઇશ્વરમાં, પામે પદારથ ચાર. ૬૭ શંકરના ગુણ વર્ણન કરતાં, હારે હીરાગણ શેષ, કીંચીત માત્ર કહ્યું સંક્ષેપે, શીવ ભગ્તી ઉપદેશ. ૬૮ શીવરાત્રી પુજાનું વર્ણન, સુણો મુની માહા ભાગ; કૃષ્ણ પક્ષની ચતુર્દશી આવે, માસ પાવન માઘ. ૬૯ પ્રાત સમે રહે ખટ ઘડી રજની, સુતા ઉઠી સવાર; ગુરૂ શંકરનું સમરણ કરવું, મુહુર્ત માત્ર તે

વાર. ૭૦ ત્યાર પછી ઉઠીને જાવું, જંગલ ભોમી દુર; મળ ત્યાગીને કર પદ ધોવા, મ્રતીકા લઈ જળ પુર. ૭૧ મ્રતીકાનું દંતધાવન કરવું, વ્રત દાને નીરધાર; સરીતા સરોવર કુપ જળથી, સ્નાન કરવું સાર. ૭૨ નીત્ય કર્મ પોતાનું કરવું, વર્ણાશ્રમનો ધર્મ; સુર્યને નમસ્કાર કરવા, હર્ષ આણી પર્મ. ૭૩ તુળશી ને અશ્વસ્થ કેરી, પુજા પ્રેમે કરવી, ગૌ દ્વીજ સંત ચરણની સેવા, ભગતી સહીત આચરવી. ૭૩ ત્યાર પછી શીવ મંદીરે જાવું, કરવા શીવને નમસ્કાર; શીવલીંગ કેરી પુજા કરવી, યથાશક્તી ઉપચાર. ૭૫ સ્નાન કરાવી ચંદન ચર્ચવું, નાના વીધનું સુગંધ; અક્ષત તાંદુલ તીલ ચડાવી, પુષ્પ નાના રંગ. ૭૬ અષ્ટાદસ ભાર વનમાં પુષ્પ, સરવે ચડે શીવ શીશ; કમળ અર્ક સંખાવળી ડોલર, ધુર્ત પુષ્પ અતીશ. ૭૭ દર્ભ દુર્વાને નીરગંડી, અગસ્તને ભોયપત્રી, કરેણ માલતી મોઘરોને, જાઇ પુષ્પ સત પત્રી. ૭૮ તીત્ર પુષ્પને તુળશી દળ, વળી સમીપત્ર સુભ સાર; શીવ મુસ્તકે બીલ્વી દળ ધરતાં, પુન્ય તણો નહી પાર. ૭૯ અબીલ ગુલાલ હળદી અર્ગજા, ધુપ દીપ અને નૈવેદ; સ્વેત અગ્રુને સઘ્રત ગુગળ, શીવ વલ્લભ પુષ્પ સ્વેદ. ૮૦ ફળ તાંબુળ ને હીરણ્ય અરપી, કરપુરે આરતી કરવી; સ્થીર થઇ શીવધ્યાન કરવું, મનસા વાચા ધરવી. ૮૧ નીચે પડી નમસ્કાર કરીને, કરજોડી વીનતી કેહેવી; પુરણ વ્રત કરાવજ્યો સ્વામી, એમ આજ્ઞા શીવની લેવી. ૮૨ દીવસ બધો શીવ કીર્તન કરવું, શ્રવણવું શીવ પુરાણ; શીવ સહસ્ત્ર નામનો પાઠ કરવો, શીવ વીના અન્ય નવાણ. ૮૩ કામ ક્રોધ મદ લોભ તજીને, શીવ ભગતીમાં મન; મહોચ્છવના આનંદ મધ્યે, નીર્ગમન કરવો દીન. ૮૪ વળી સંધ્યા સમે શીવ મંદીરે જઇને, આરંભવી શેવાયઃ પુર્વે વર્ણન કરયું તે પ્રકારે, સેવવા શીવરાય. ૮૫ પુજા કરી પરવાર્યા કેડે, ધરવું શંકરનું ધ્યાન; તાંડવ નૃત્યને કીરતન કરવું, શંકરના ગુણ ગાન. ૮૬ પ્રથમ પ્રહર નીર્ગમન કરવો, શીવ મંદીર મોઝાર; દ્વીતીય પ્રહરે દ્વીતીય સેવા, આરંભવી તે વાર. ૮૭ અભીશેક શીવ ઉપર કરવો, પય સર્કરા જળ ધાર; મધ્ય રાત્રે માહા પુજા કરવી, ભવ હરની તે વાર. ૮૮ ત્રતીય પ્રહરે ત્રતીય સેવા, કરવી તેજ પ્રમાણ, ચતુર્થ પ્રહરે ચતુર્થ સેવા, કરવી મુનીવર જાણ. ૮૯ પ્રહરે પ્રહરે પુજા કરવી. રાત્રીએ તે દીસ; અવિનાશીને અમર આવિ, શેવે ક્રોડ તેત્રીસ. ૯૦ પ્રાત સમે પ્રાત સ્નાન કરીને, નીત્ય કર્મ તે કરવું; શીવલીંગ કેરી શેવા કરીને, ધ્યાન રૃદેમાં ધરવું. ૯૧ યથા શક્તી બ્રહ્મ ભોજન કરાવી, દેવી દક્ષણા દાન, કુટુંબ સંઘાથે બેશીને કરવાં, પારણાં ભોજન પાન. ૯૨

સદાશીવની સ્તુતી કરવી, હે પ્રભુ દીનદયાળ; જાણે અજાણે જ્ઞાને અજ્ઞાને આચરયું વ્રત કૃપાળ. ૯૩ યથા શકતી જે બન્યું તે, કરશો પ્રભુ અંગીકાર; તમ કરૂણાએ સફળ હજો સૌ, જીવન જુગદાધાર. ૯૪ એહ પ્રકારે વ્રત આચરતાં, નવ આવે ગર્ભવાસ; માહા દારૂણ અઘ નાશ પામે, કૃપા કરે અવીનાશ. ૯૫ પક્ષે માસે ચતુર્દશીનું, વ્રત કરે જન જેહ; રૂદ્રાક્ષ વિભુતી ધારણ કરે તો, ભવજળ તરશે તેહ. ૯૬ દ્વાદસ માસની કરે અષ્ટમી, ઉત્યમ શીવ વ્રત સાર; સંધ્યાએ શંકરની પુજા, પ્રદોસ ને સોમવાર. ૯૭ સદા કાળ એક ભુગ્ત આચરે, પુન્ય તણું નહી માપ; સુત પુરાણી કહે સૌનીકજી, પ્રલય થાય સૌ પાપ. ૯૮ દરેક માસે ત્રણ રાત્રી, કે એક રાત્રી જેહ; વ્રત કરી શંકરને શેવે, કોટી યજ્ઞ ફળ તેહ. ૯૯ શીવ દેવળમાં કરે માર્જન, દરીદ્ર થાએ દુર; ધન્ય ધાન્યને સંપતી પામે, સુખ સાહ્યબી પુર. ૧૦૦ પરીક્રમા કરી શીવ દેવળની, શીવને નમાવે શીશ; રોગ શોકને વીયોગ વામે, કરૂણા કરે જુગદીશ. ૧૦૧ શીવ દેવળમાં ઘ્રતનો દીપક, અર્પણ કરે એક માસ; સફળ મનોરથ થાય તેના, ઇશ્વર પુરે આશ. ૧૦૨ શીવાલય બંધાવે શીવની, કરે પ્રતીષ્ઠા જેહ; શીવલોકે તે સંચરે છે, એમાં નહી સંદેહ. ૧૦૩ શીવાલયમાં કુપ વાપીકા, રચાવે પુષ્પનો બાગ; રૂદ્ર લોકે વાસ તેનો, ધન્ય પુરૂષ માહા ભાગ. ૧૦૩ શંકર કેરા દેવળ સમીપે, સુભ વૃક્ષ રોપે જેહ; શંકર તેને શરણે રાખે, પામે શીવગણ દેહ. ૧૦૫ શીવને સ્નાન કરાવે પચથી, સર્કરા મીશ્રીત જેહ; માહા સ્વરૂપ સુખ સંપતી પામે, રોગ વીનાનો દેહ. ૧૦૬ દધી મધુ શીવ સ્નાન કરાવે, માહા કષ્ટથી મુકાય; ચંદ્રની પેરે કાંતીરે પામે, ક્ષઇ રોગ તેનો જાય. ૧૦૬ શ્રષ્ટી તણું મુળ શીવજી કહાવે, રસનું મુળ ઘ્રત સાર; શીવને મસ્તક ઘ્રત ચડે તો, પુન્ય તણો નહી પાર. ૧૦૮ સર્વોપરી શંકરને વલ્લભ, ચડાવે બીલ્વી દળ; શીવ ષડક્ષરનો જાપ કરતાં, જીવ તરે ભવજળ. ૧૦૯ ગુપ્ત થકી પણ ગુપ્ત ભેદ છે, સુણો સૌનીક મુનીરાય; સદાશીવે ઉમીયાજીની આગળ, કહયો સકળ મહીમાય. ૧૧૦ કળી તણા રંક જીવને તરવા, પુછતાં જગતની માય; પામર કંગાલ પ્રાણી થકી કંઇ, અન્ય સાધન નહી થાય. ૧૧૧ નમઃ શીવાય કરીને શીવને, જળ ચડાવે જેહ; ત્યાર પછે ભોજન કરે તો, ભવસાગર તરશે તેહ. ૧૧૨ પ્રેમ ભગ્તીએ ધાવું પ્રાણી, શીવ દર્શણ સનમુખ; ભગ્ત વત્સળ છે ભાવના ભોગી, ટાળે ભવનું દુઃખ. ૧૧૩ શીવરાત્રીનું વ્રત કરીને, નિશીએ જાગ્રણ કરવું; કોટીક યજ્ઞ તણું ફળ પામી, સંસાર સાગર તરવું.

૧૧૪ શીવરાત્રીના વ્રતનો મહીમા, પાર ન પામે વેદ; પાર્વતજીને કહે પરમેશ્વર, ગુપ્ત એનો ભેદ. ૧૧૫ સુત પુરાણી કહે સૌનીકજી, શ્રવણે થઈ સાવધાન; વ્રતનો મહીમા કહું વીસ્તારી, એક દ્વીજ તણું આખ્યાન. ૧૧૬ અવંતીકા માહા પાવન નગરી, દ્વીજ રેહેતો તે માંહે; નીજ પત્ની સંગે શીવ ભજતો, વેદ પરાયણ ત્યાંહે. ૧૧૭ શ્રધાળુને શાંત બ્રાહ્મણ, પતિવ્રતા નીજ નાર; વેદનીધીને સુનીધી નામે, સુત હતા બે સાર. ૧૧૮ સુનીધી વીદ્વાન હતો ને, વેદનીધી મુરખ ગુમાર; બ્રહ્મ કર્મ ત્યાગીને કરતો, ચોરીને વ્યભીચાર. ૧૧૯ પીતા પાવન તે તણો છે, સંતોષી સીળવંત; ભીક્ષા માગી પોશણ કરતો, ભજતો શીવ ભગવંત. ૧૨૦ એક સમે દ્વીજ ગયો યાચવા, નીજ નગ્રનો રાજાન; અવંતીના ભુપે તવ આપ્યું, રંક જાણી દાન. ૧૧૧ કૌંસ પાત્ર લેઈ ઘ્રતે ભરીયું, તેમાં સુવર્ણ વીંટી સાર, અન્ય દ્રવ્ય સામગરી આપી, વસ્ત્ર અને શણગાર. ૧૨૨ અમુલ્ય વીંટી હીરે જડેલી, સર્વે વસ્તુ તેહ; દ્વીજ લઇને નીજ મંદીરે આવ્યો, પત્નીને આપ્યું એહ. ૧૨૩ રત્નની વિંટી જત્ન કરીને, મુકી નારીએ વર માંહ્ય; વેદનીધી સુત કુપાત્ર તેણે, ભ્રષ્ટ કરયું મન ત્યાંહ્ય. ૧૨૪ માત પીતા કે બંધુ નવ જાણે, તેવી કીધી પેર; વિંટી ચોરી જારી રમીયો, આપી વેશ્યાને ઘેર. ૧૨૫ એમ કરતાં બહુ દીન વીત્યા, એક સમે ગુણરાય, તે વીંટી પેહેરી રાજસભામાં, ગઈ છે નૃત્ય કરવાય. ૧૨૬ ભુપાળે નીજ વીંટી નીરખી, ગુપ્ત પુછી વાત; બળાત્કારે વાત માની, પ્રગટ કરી સૌક્ષાત. ૧૨૭ દ્વીજ પુત્રે આપી છે મુજને, રમીયો મુજશું જાર; તે વીંટી હું પેહેરીને આવી, આપ તણે દરબાર. ૧૨૮ બીજે દીવસે દ્વીજ તેડાવ્યો, દાન દીધું જેહ; રાય કહે મુને વીંટી આપો, તમને આપી છે તેહ. ૧૨૯ તે જોઇને હું પાછી અપીશ, પડીયું માહારે કામ; વચન ભુપનાં શ્રવણી બ્રામણ, આવ્યો પોતાને ધામ. ૧૩૦ પત્ની પાસે વીંટી માગી, રાયને જોવા માટ; નારીએ જોયું તો ન મળે, પ્રગટયો અંતરમાં ઉચાટ. ૧૨૧ પ્રેમદા કહે પેઉજી માહારા, મેં મુકી હતી જે ઠામ; તે ઠેકાણે ન મળે વીંટી, જોઇ વળી તમામ. ૧૩૨ કલ્પાંત કરતો વીપ્ર ગયો છે, રાય કેરી પાસ; વીસ્તારીને વાત વર્ણવી, ભંગ થઇ સૌ આશ. ૧૩૩ મુકીતી તે ઠામે ન મળે, મેં તો નારીને મુકવા આપી; કેમ બન્યું તે ઇશ્વર જાણે, હરી ગયો કોઇ પાપી. ૧૩૪ દ્વીજ તણાં દીન વચન સાંભળી, ભુપે વાત વીસ્તારી; વેસ્યાને આપી તમ સુતે, કર્મ કરયું જઇ જારી. ૧૩૫ વીપરીત સુણીને વા-

ડવ આવ્યો, કરતો માહા કલ્પાંત; વેદનીધી સુતને તાડણ કરી કહે, આણું તાહરો અંત. ૧૩૬ પત્નીએ પશ્ચાતાપ કીધો, શો કર્યો સુત તેં કેર; કુળમાં કલંક ઉદે થયો વાળ્યું, કીધા જનમનું વેહેર. ૧૩૭ માત પીતા બંધુએ મળીને, કાહાડી મુકયો ઘર બાહાર; ભુખે મરતો ફરે ભટકતો, ભ્રષ્ટ થયો તે ગુમાર. ૧૩૮ અન્ન વીના અથડાતો હીંડે, નવ કરે કોઇ વીશ્વાસ; એમ કરતાં સુણો સૌનીક મુનીવર, આવીયો માઘ માસ. ૧૩૯ કૃષ્ણ પક્ષ ચતુર્દશી આવી, શીવરાત્રીનો દીન, કોઇ શ્રીમંત લઇ સામગરી ચાલ્યો, કરવા શીવ પુજન. ૧૪૦ નાના વીધના મેવા મીઠાઇ, ફળ અને પકવાન; શીવ દેવળમાં લઇ જાતોતો, શ્રીમંત શ્રધાવાન. ૧૪૧ વીપ્ર સુતે તવ જાતાં જોયો, વીચ્ચારી મન વાત; એ સામગરી ભક્ષ કરૂં હું, વીત્યા પછી મધ્યરાત. ૧૪૨ શ્રીમંતની પુંઠે છાનો ચાલ્યો, વેદનીધી દ્વીજ સુત; શીવ દેવળમાં જઇ સંતાયો, કરવા કાર્ય અદભુત. ૧૪૯ ગુગળ ધુપ ઘ્રત દીપ પ્રજળે, શીવ શીર અભીશેક થાય; જળાધારીને વીંટઇ બેઠા, વીપ્રો કરે શેવાય. ૧૪૪ કોઇ રૂદ્રી મહીમંન ભણે, કોઇ વાંચે શીવ પુરાણ; શીવ સહસ્ર નામનો પાઠ કરે કોઇ, જાપ કરતા જાણ. ૧૪૫ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ અંગે, કરતા જયજય કાર; માહા પુજા મધ્ય રાત્રે કીધી, આનંદનો નહી પાર. ૧૪૬ મધ્ય નીશા વીત્યા પછી કોઇ, ગયા પોતાને ઘેર; બાકી કોઇ દેવળમાં સુતા, તવ થઇ કેવી પેર. ૧૪૭ નીંદ્રાવશ સૌ સુતા જાણી, વેદનીધી આવ્યો ત્યાંહ્ય; છાનોમાનો છુપાતો પેઠો, શીવ દેવળના માંહ્ય. ૧૪૮ અન્ન વીના માહા ક્ષુધા પીડે, છે મેવા ધર્યા શીવ પાસ; ગ્રહણ કરીને ભક્ષણ કરવા, અંતર થાય હુલ્લાસ. ૧૪૯ દીપક જોત થઇ છે ઝાંખી, મેવા નવ દેખાય; તવ મુસ્તક કેરૂં વસ્ત્ર ઉતારી, કરો દીપક શીર છાય. ૧૫૦ સંકોરીને ઉજેશ કીધો, શંકરની સનમુખ; સામગરી લઇ ચાલ્યો ત્યાંથી, ભાગવા નીજ ભુખ. ૧૫૧ સુતા જનને સાચવીને, પગલું મુકે ધર્ણ; તેહેવામાં કોઇ જાગી ઉઠયો, જાતાં વાગ્યો વીપ્રનો ચર્ણ. ૧૫૨ કોણ કોણ કહેતાંમાં નાઠો, તવ થયો સોર બકોર; ધાજ્યો કહી સૌ પુંઠે પડીયા, ઓ જાય પેલો ચોર. ૧૫૩ વેદનીધી તો સ્વાસે ભરીયો, આગળ દોડયો જાય; અકળ ગતી છે ઇશ્વર કેરી, સાંભળજ્યો રૂષીરાય. ૧૫૪ ઠોકર વાગીને તે અવની પડીયો, ઉઠી દોડે જે વાર; તેવે સમે સૌ દોડી પોકયા, મારવા માંડયો માર. ૧૫૫ રાય તણા રખેવાળ હતા, તેણે ક્રોધે મારયું બાણ; વેદનીધીના તે ઠેકાણે, તર્ત ગયા છે પ્રાણ. ૧૫૬ અંન્ન મળ્યું નહી તેણે કરીને

થયો શીવરાત્રી અપવાસ; જાગ્રણ કીધુ શીવરાત્રીનું, ભક્ષની હતી આશ. ૧૫૭ મધ્ય રાત્રીએ શીવલીંગનું, દર્શન થયું નીરધાર; ચોરીકરવા દીપક જોતને, સંકોરી તે વાર. ૧૫૮ અજાણે વ્રત જાગરણ કીધું, ૯રશણ શીવનું જેહ; શીવ મંદીરે દીપક સંકોરી, તર્ત તજ્યે છે દેહ. ૧૫૯ તેવે સમે યમના દુતે આવી, બંધન કર્યો જીવ જ્યાંહ; તેવે સમે શીવના ગણ આવ્યા, છોડાવ્યો ક્ષણ માંહ્ય. ૧૬૦ શીવ ગણને નમસ્કાર કરીને, યમ દુત બોલ્યા વાણ; ધર્મરાયની આજ્ઞા થકી, અમો લેવા આવ્યા જાણ. ૧૬૧ ઉત્તમ જાતી અવતર્યો છે, પાપ તણો નહીપાર; તે માટે તેને દંડ દેવા, છે અમને અધીકાર. ૧૬૨ એવું સુણીને શીવ ગણ વદીયા, શ્રવણ કરો યમ દુત; પ્રાશ્ચિત પ્રલે થયાં સૌ તેનાં, વ્રત થકી અદ્દભુત. ૧૬૩ અજાણે શીવરાત્રી કેરૂં, આચરયું એણે વર્ત; પ્રસન થયા પરમેશ્વર એને, મોકલ્યા અમને તર્ત. ૧૬૪ શીવ ગણને યમના દુત આવ્યા, ધર્મરાજાની પાસ; શીવગણને જોઇ નમીયા પોતે, ધર્મરાય હુલ્લાસ. ૧૬૫ યમ દુત અર્જ કરે છે ધર્મને, માહા પાપી જીવ એહ; સદાશીવ તેને કેમ ત્રુઠયા, સંદેહ ટાળો તેહ. ૧૬૬ ધર્મ રાય તવ વાણી વદીયા, શ્રવણ કરો સૌ દુત; અંતસમે શીવરાત્રી કીધી, પાવન વ્રત અદ્દભુત. ૧૬૭ કોટીજન્મનાં પાપ પ્રજળીયાં, આચર્યો અપવાસ; ભોળોનાથ ભવ સંકટ હારી, તોડીયા ભવ પાસ. ૧૬૮ એમ વદીને ધર્મરાએ, આજ્ઞા આપી ત્યાંહ, રાજપુત્ર થઇ અવતર્યો તે, કલીંગ દેશની માંહ્ય. ૧૬૯ શીવ ગણ આવ્યા શંકર પાસે, ચરણે નમાવ્યાં શીશ; સુત પુરાણી કહે સૌનીકજી, કરૂણાસીંધુ ઇશ. ૧૭૦ વેદનીધી તે રાજા પ્રગટયો, કલીંગ દેશ મોજાર; શીવ કૃપાએ ભગ્તી ઉપની, શેવતો ત્રીપુરાર. ૧૭૧ શીવાલય બંધાવ્યાં સુંદીર, પધરાવ્યા માહાદેવ; શીવપુરાણ શ્રવણે શીવ ભગ્તી, આચરતો નીત્ય મેવ. ૧૭૨ શીવરાત્રી પ્રદોશ સોમવાર, આચરતો રાજન; નાના વીધનાં દાન આપે, કરાવે દ્વીજ ભોજન. ૧૭૩ નગર નીવાસી પ્રજા સરવે, શીવ ભગ્ત નર નાર; શીવ શેવામાં સત્વર સરવે, જેવો જેને અધીકાર. ૧૭૪ એક પત્ની વ્રત પુરૂષ સઘળા, પતીવ્રતા સૌ નાર; અગ્ની હોત્રી બ્રાહ્મણ સરવે, આચરે વર્ણાચાર. ૧૭૫ રોગ શોક વીયોગ ન મળે, કલીંગ દેશની માંહ્ય; શીવ કૃપાથી સુખ સરવને, આનંદ સૌને ત્યાંહ. ૧૭૬ પુત્રને નીજ રાજ સોંપી, રાય ગયો છે વંન; સદાશીવની ભગ્તી કરતા, ત્યાગ કરીયું નીજ તંન. ૧૭૭ શીવ કૃપાથી શીવ પદ પામ્યો, સુણો સૌનીક રૂષીરાય; અજાણે વ્રત આચરયું તેને, ત્રુઠયા પતી ઉમીયાય. ૧૭૮ ચોરી કારણ દીપ સંકોર્યો, પામ્યો કેટલું પુન્ય; ભાવથકી વ્રત દીપ કરે તો,

તેને શાની નુન્ય. ૧૭૯ ભાવે કભાવે જાણે અજાણે, શીવ શેવાનો નહી પાર; સર્વથા શીવ ભગ્તી કરવી, તરવા ભવ સંસાર. ૧૮૦ સાધારણ શીવ ભગ્તી કરે જન, પામી મનુશા દેહ; ત્રીજે જન્મે મોક્ષ પામે, વેદ વદે છે એહ. ૧૮૧ જ્ઞાન દ્રષ્ટીએ અનન્ય ભગ્તી, ઇશ્વરની જે કરશે, સત્ય વચન સુતજી કહે સૌનીક, ભવસાગર તે તરશે. ૧૮૨.

॥ વલણ ॥ શીવરાત્રી મહીમા તણો, કહેતાં નાવે પારરે; કહે ગણપત કરજોડીને, ભજવા શીવ ત્રીપુરારરેરેરે ॥ ઈતી શ્રીમદ શીવ માહા પુરાણે, જ્ઞાન સંહીતાયાં, શીવરાત્રી મહીમા વર્ણન ગણપતરામ કૃત શીવસાગર અપ્રતે દ્વીતીયો અધ્યાય સમાપ્ત ॥ શ્રી રામકૃષ્ણ દેવકી જય ॥ હર હર માહાદેવ હર ॥ શીવાર્પણ ॥

## અધ્યાય ત્રીજો.

॥ શ્રીગણેશાય નમઃ ॥ રાગ આશામેરી ॥

સુત પુરાણી વાણી વદે છે, સુણો સૌનીક રૂષીરાયરે; શીવ શીવ મુખથી સમરણ કરતાં, માહા પાપથી મુકાયરે. ૧ અમ્રત કેરો સ્પર્શ કરે તો, અમર થાએ તેહરે; ઔષદ્ધીનું ભક્ષણ કરતાં, નીરોગ થાએ દેહરે. ૨ પારસમણીનો સ્પર્શ કરતાં, લોહ કંચન થાએરે; સંત સમાગમ કરતાં પ્રાણી, મોહ માયાથી મુકાયરે. ૩ ભાવે કભાવે જાણે અજાણે, જો શીવ શેવા કરીએરે; કોટી જન્મનાં કીલમીશ નાસે, ભવસાગરને તરીયેરે. ૪ શીવ નામે નીજ સુત સુતા કે, ઇષ્ટ મીત્રને બોલાવેરે, તો તે ભગ્તી અફળ ન જાણો, અંત સમે કામ આવેરે. ૫ નારાયણ સુત નામે બોધાર્યો, અજામેળ પાપીષ્ટરે; સુક ભણાવ્યો રામ નામથી, તો તારી ગુણકા દુષ્ટરે. ૬ નામ તણો મહીમા છે મોટો, જો સમરે અંતકાળરે; શ્રી હરી તેને સરણે રાખે, ભોળો દીનદયાળરે. ૭ સોમવાર પ્રદોશ શીવરાત્રી, વર્ત કરે કોય જંનરે; જાગરણ સમરણ ધ્યાન ધરે કે, કરે કથા કીરતંનરે. ૮ તેના પુન્યનો પાર ન આવે, વેદ પુરાણે વાતરે; સુત પુરાણી કહે સૌનીકજી, શ્રવણ કરો ભલી ભાતરે. ૯ ચંદન પુષ્પ અક્ષત અર્પે, શીવ શીર બીલ્વીનું દળરે; તેહેના પુન્યનો પાર ન આવે, પ્રેમે ચડાવે જળરે. ૧૦ શ્રાવણ માસે શંકરનો મહીમા, વળી પ્રદોશને સોમવારરે; શીવરાત્રીની ચતુર્દશી જે, માહા વદી નીરધારરે. ૧૧ સંધ્યા સમે શીવ શેવા કરવા, આવે સરવે દેવરે; તેત્રીસ કોટી અમર મુનીવર, ગાંધર્વ કીન્નર એવરે. ૧૨ સીદ્ધ ચારણ નાગને નર, બ્રહ્મા ઈંદ્ર આદે સર્વરે; કરજોડી સૌ શંકર સાનીધ, સ્તુતી કરે તજી ગર્વરે.

૧૩ કૈલાસે શીવરાત્રી સમે અતી, આનંદ ઓછવ થાયરે; તેહ સમાનાં શોભા અને સુખ, શેષથી નવ વર્ણવાયરે. ૧૪ પંચ શબ્દે વાજીંત્રો વાગે, ભેરી ગોમુખ રણતુરરે; દુંદુંભી નાદ ભેળને ભુંગળ, સરણાઇ વાગે સુરરે. ૧૫ નારદ નાચે વેણુ વગાડે, સરસ્વતી કર ક્રીરતાળરે; સહસ્ત્ર સુર્ય તણી તે શોભા, શશિ શંકરને ભાળરે. ૧૬ જટા મુંગુટ શીર ગંગ બીરાજે, કરપુર ગૌર સ્વરૂપરે; અર્ધાંગે ઉમીયા સતી રાજે, વ્યાળના હાર અનુપરે. ૧૭ ચતુરાનન પંચાનન સાનીધ, કરતા વેદની ધુન્યરે; ઇંદ્ર ઉતારે આરતીને, સ્તોત્ર ભણે સૌ મુન્યરે. ૧૮ તાલ પખાજ ઝાંઝ મંજીરા, ઘંટા નાદ ઉમંગરે; ગાંધર્વ ગુણીજન ગાન કરે છે, અપચ્છરા નાટારંગરે. ૧૯ એહ સમાના સ્વરૂપ તણું જો, ધ્યાન ધરે જન કોયરે; માહા પુજાનાં દરસન કરતાં, ગર્ભવાસ નવ હોયરે. ૨૦ પ્રાત સમે શીવ દર્શન કરતાં, ભવનું પ્રાશ્ચિત જાયરે; મધ્યાને શીવ દર્શન કરતાં, માયાથી મુકાયરે. ૨૧ સાયંકાળે સદાશીવનું, દર્શન કરશે જેહરે; ત્રીતાપ ને ત્રીપાપ થકી જંન, મુક્ત થાશે તેહરે. ૨૨ એ મહીમા શીવરાત્રી કેરો, અદભુત અપરંપારરે; માહા પાપી જન મુક્ત થયા છે, સુણો કથા તે સારરે. ૨૩ વીંધ્યાદ્રી પર્વતનો વાશી, હુંતો વ્યાધ પાપી જંનરે; અનેક જીવની હીંસા કરતો, ફરતો દારૂણ વંનરે. ૨૪ એક સમે તે મ્રગીયા ગયો છે, માહા વનની મોજારરે; તે વનમાં એક શીવનું દેવળ, શોભા અપરંપારરે. ૨૫ જાત્રાળુ બહુ લોક મળ્યા છે આનંદ ઓછવ થાયરે; શંકરના મંદીરની રચના, ઇંદ્રાસન શોભાયરે. ૨૬ મેનાકારી કામ બન્યું છે, સ્ફટીક સ્થંભ જડાવરે; હીરા રત્નનાં તોરણ બાંધ્યાં, હાંડીને તખતા મઢાવરે. ૨૭ અબીલ ગુલાલ કેસર ચંદન, ધુપ અગરબતી થાયરે; નાના વીધ વાજીંત્રો વાજે, જય જય શબ્દ બોલાયરે. ૨૮ શીવરાત્રીનું વ્રત છે માટે, સૌને અંતરમાં હોંશરે; જય શીવ જય શીવ લોક વદે તે, સંભળાય ફરતું કોશરે. ૨૯ જળહળ જ્યોતા બળે છે ઝગારે, વીપ્રો કરે સૌ જાપરે; નાયકા નાચે ને ગાંધર્વ ગાતા, છત્રીસ રાગ આલાપરે. ૩૦ દીવ્ય મણીમય લીંગ શંકરનું, રૂદ્રાભીશેક થાયરે; શબ્દ સુણી ત્યાં વ્યાધ આવીયો, જોતો શીવ રચનાયરે. ૩૧ ઘટીકા પર્યંત ઉભો રહીને, હાસ્ય કર્યું તે વારરે; મુરખ લોકો મળ્યા એકઠા, કરવા દ્રવ્ય ખુવારરે. ૩૨ બાહેર ભીતર ઉપર નીચે, મધ્યમાં પાશાણરે; તેના ઉપર દ્રવ્ય વાપરે, કરતા બહુ બુંબાણરે. ૩૩ એમ કહી વ્યાધ ચાલ્યો ત્યાંથી, મ્રગીયા કારણ જાયરે; માહા વનમાં એક સરોવર આવ્યું, ઝળ ઝકોળાં

ખાયરે. ૩૪ પોયણ પંકજ પંચ રંગનાં, પક્ષી બોલે અપારરે; વૃક્ષે ફળ પુષ્પ લળ્યાં છે, ભમર કરે ગુંજારરે. ૩૫ વૃક્ષ ગુફાથી ગગન છવાયું, સીતળ મંદ સમીરરે; બીલીનાં બહુ વૃક્ષો પાવન, શોભે સરોવર તીરરે. ૩૬ પારધી વનમાં ફરતો આવ્યો, નવ મળ્યું કાંઇ ભક્ષરે; સરોવર કેરી તીરે આવી તે, ચડીયો બીલીને વૃક્ષરે. ૩૭ આખો દીવસ અહાર જડયો નહીં, ક્ષુધા પીડે તંનરે; એમ કરંતાં દીવસ આથમ્યો, વીચાર્યું તવ મંનરે. ૩૮ તૃષાતુર કોઇ મ્રઘ આવશે, જળ પીવાને કાજરે; તે માટે હું ગુપ્ત રહીને, મારૂં તેને આજરે. ૩૯ બીલી પત્રોની ગુફા ઘણી છે, સરોવર નવ દેખાયરે; દક્ષીણ કરથી ડાળીયો તોડી, તે નાંખતો પૃથ્વી માંહ્યરે. ૪૦ શીવ દેવળમાં જોઇને આવ્યો તે, વાત મનમાં વીચારેરે; લોકોની બહુ ચેષ્ટા કરતો, શીવ શીવ મુખથી ઉચારેરે. ૪૧ અધમ ઓધારણ નામ નાથનું, ભોળો દીનદયાળરે; બીલી નીચે બાણ શીવનું, જુનું સરોવર પાળરે. ૪૨ ત્રણ ઘટીકા રજની વીતી, શીવ શીવ તે બરબડેછેરે; દક્ષીણ કરે બીલી દળ નાંખે તે, માહાદેવને મુસ્તક ચડેછેરે. ૪૩ જળની તુંબી ભરાવી છે ડાળે. વૃક્ષ હાલતાં જળ ઢોળાયરે; શીવ શીવ કહીને બીલી નાંખે તે, થાય શંકરની પુજાયરે. ૪૪ એહેવે સમે એક હરણી આવી, જળ પીવાને કાજરે; પારધીએ તવ બાણ ચડાવ્યું, મ્રઘીને મારવાજરે. ૪૫ મ્રઘલી કહે હે વીર માહારા, હું છું સ્વગર્ભા નારરે; વીના અપરાધે કાં તું મારે, વાચા થઇ તે વારરે. ૪૬ એક રથ ભરીને જીવ વધતાં, એક વચ્છની હત્યા થાયરે; એવા સત વચ્છ હણે ત્યારે, એક વૃષભનિ હત્યા થાયરે. ૪૭ એવા એવા સત વૃષભ હણતાં, ગૌ હત્યા એક થાયરે; સત ગૌ કેરો વધ કરે તો, એક બ્રહ્મ હત્યા ગણાયરે. ૪૮ સત બ્રાહ્મણનો વધ કરે તો, એક અસ્ત્રી હત્યા થાયરે; સો અસ્ત્રીનો વધ કરે તો, એક ગુરૂ હત્યાયરે. ૪૯ સત ગુરૂ હત્યાનું પાતીક, એક ગરભીણી હણતાં થાયરે; ઘોર નર્કનો પાર ન આવે, નીગમ બોલે ન્યાયરે. ૫૦ તવ વ્યાધ કહે સૌ કુટુંબ માહારૂં, જોતું હશે ઘેર વાટરે; વળી હું પણ આજ નીરાહારી છું, તુજને વદુ તે માટરે. ૫૧ પણ સાંભળ એક વીસ્મય સરખી, લાગે મુજને વાતરે, શાસ્ત્ર તણું જ્ઞાન કયાંથી તુજમાં, કયમ થઇ મ્રઘલી જાતરે; ૫૨ તાહારો વધ હું નહીં કરૂં તું, કહે સરવે વ્રતાંતરે; પુર્વે જન્મે કોણ હતી તું, ભાગ્ય માહારી ભ્રાંતરે. ૫૩ વળતી મ્રઘલી વચન વદે છે, સાંભળ સાચું વીરરે; એક સમે દેવ દાનવે મથીયું, ક્ષીર સાગરનું નીરરે. ૫૪ ચતુર્દશ તવ રત્ન નીકળીયાં, વેહેંચી લીધાં મળી સરવેરે; તેહેમાંની હું રંભા ચતુરા, સ્વરૂપનો બહુ ગર્વરે. ૫૫

દેવને દાનવ મોહ પામે, જોઇને માહારૂ રૂપરે; માહા મનોહર ગાન કરતી, વશ વરતે સ્વર્ગ ભુપરે. ૫૬ મુજ અંગે જે સુવાસ મેહેકે, ભ્રમર કરે ગુંજારરે; અમર તણા સૌ ભોગ ભોગવતી, કરતી અમ્રત આહારરે. ૫૭ અત્યંત મદ વાધ્યો મુજ અંગે, ગર્વ થયો તે વારરે; મદીરા કેરૂ પાન કરીને, ભ્રષ્ટ થઇ નીરધારરે. ૫૮ સ્વર્ગ નીવાસી દેવ તજીને, કીધો દહીતનો સંગરે; વીનાશ કાળે વીપ્રીત બુદ્ધી, અપવીત્ર કરયું મેં અંગરે. ૫૯ હીરણ્ય નામે દહીત સાથે; રહી તજી સુર નાથરે; ધણો કાળ એમ વહી ગયો છે, ભ્રષ્ટ દાનવની સાથરે. ૬૦ શીવરાત્રી સોમ પ્રદોશ વરજીત, કીધાં કુડાં કર્મરે; એક સમે તે અસુર ગયો છે, માહા દારૂણ વન પર્મરે. ૬૧ મ્રત્યુ કાળ આવ્યો છે તેનો, અસુર પામ્યો નાશરે; તવ હું અતી પસ્તાવા લાગી, છેક થઇ છું નારાશરે. ૬૨ મન વીચારી શંકર કેરે, દરશણે ગઇ કૈલાસરે; ઉમીયાએ તવ શ્રાપ દીધો, પામી મનમાં ત્રાસરે. ૬૩ ગીરી સુતા કહે પાપીણી તું, ભ્રષ્ટ થઇ ભુલી ભાનરે; તે માટે તું મ્રધલી થઇને, રડવડજે જઇ રાનરે. ૬૪ તાહારી દાશીયો બે તુજ સાથે, હરણી થાશે તેહરે; હીરણ્ય નામે અસુર મ્રઘ થઇ, કરશે તાહારો સ્નેહરે. ૬૫ ઘોર શ્રાપ સુણી હું લાગી, જુગત અંબાને પાયરે; દીન જાણીને દયા આણી, અનુગ્રહ કર્યો ઉમીયાએરે. ૬૬ દ્વાદસ વર્ષે પુનર્પી તું, પામશે નીજ લોકરે; વનમાં વ્યાધ સમાગમ થાશે, સમશે સઘળો શોકરે. ૬૭ શીવરાત્રીનું વ્રત શીવ પુજા, અજાણે જો થાયરે; ચંડાળ થકો પણ તેહેના સંગે, સદગતી શીવ મહીમાયરે. ૬૮ તે શ્રાપે હું હર્ણ યોની, આવી અવની માંહ્યરે; સ્વધર્મ મુકીને સત્ય ચુકી, તો માહા કષ્ટ પામી આંહ્યરે. ૬૯ તે માટે છે જ્ઞાન મુજને, હવે જવા દે વીરરે; ગર્ભ મુકીને પાછી આવું, રાખ્ય તું ધારણ ધીરરે. ૭૦ વ્યાધ વળતું બોલીયો બઇ, જીવ બચાવા કાજરે; આ જગતમાં સૌ જુઠું બોલે, વીશ્વાસ કેમ આવે આજરે. ૭૧ તવ હરણી કહે હું કરૂ પ્રતાજ્ઞા, સાભળ સાચું વીરરે; પાછી ના આવું તો પૃથ્વીનું, પાપ માહારે શીરરે. ૭૨ બ્રાહ્મણ થઈ નીજ ધર્મ ન પાળે, સત્ય સૌચ્ય સંધ્યા રહીતરે; પરધન પરનારી પરનીંદા, કરે અતી વિપરીતરે. ૭૩ વેદશાસ્ત્રનું વચન ન માને, હરી હરમાં ગણે ભેદરે; પરમેશ્વરનો ચોર તે પાપી, એમ વદે છે વેદરે. ૭૪ દેવાલય કે હરીકથામાં, કરે તાંબુલાદિક અન્ય ભોગરે; સ્વધર્મ તજીને અધર્મ આચરે, થાય કોડી રોગરે. ૭૫ દેવાલયમાં સ્ત્રી ભોગવે, કરાવે પતી પત્ની વીયોગરે; બળાત્કાર કરે જો સતીશું, થાય નપુશક રોગરે. ૭૬ રાય પ્રજા વણ વાંકે પીડે તો, રૌ રૌ નર્કે જાયરે; પર સ્થાપણ ઓ-

ળવશે પાપી, તે અંન વીના અથડાયરે. ૭૭ ગૈ દ્વીજને સાધુને પીડે, હીંડે અતી ઉન્માદરે; કામી ક્રોધી લોભી લંપટ, પરનીંદા કરે વિવાદરે. ૭૮ ઉપરથી બહુ દંભ જણાવે, આચરશે અનાચારરે; તે પાપે પશુ યોની અવતરે, ખર થઇ ઉપાડે ભારરે. ૭૯ વંન ગ્રામ કે અવાસ મધ્યે, અગ્ની મુકે જેહરે; માહા પાતકી તે પ્રાણીનો, થાય પતીયો દેહરે. ૮૦ પશુ ઘાતી ગોત્ર ઘાતી, વીશ્વાસઘાતી જનરે; તે પ્રાણીનું અષ્ટાદસ કુષ્ટે, ગળીત થાએ તંનરે. ૮૦ ચોરી અને ચાડી કરે, જુઠી સાખ પુરે જેહરે; શ્રુતી સદગ્રંથ શીવ સાધ નીંદે, મુગો થાએ જન તેહરે. ૮૨ જર જોબનના મદે કરીને, પીડે રંકની કાયરે; છળ કપટથી છેતરીને, પરનું ભુંડું ચાહ્યરે. ૮૩ તે પ્રાણી દુર્બળ દરીદ્રી, પીંડ રોગી થાયરે; પરમારથ કરતાં વારે તો, અંન્ન વીના અથડાયરે. ૮૪ મોર મારે હરણ ઘેરે, તોડે સરોવર પાળરે; બાળપણે મા બાપ મરે ને, ઘર ભાગે અંત્રીયાળરે. ૮૫ એટલાં પ્રાશ્ચીત મુજને લાગે, જો પાછી નવ આવુંરે; જળપાન કરીને થયું છે, તે પ્રવલીનું જાવુંરે. ૮૬ દક્ષીણ કરે બીલીની ડાળ્યો, નાંખે તોડીને પારધી તેહરે; ચેષ્ટામાં શીવ હર હર વદતો, મુખે વાચક એહરે. ૮૬ પ્રવલી સાથે વાતો કરતાં, વહી ગઇ મધ્ય રેનરે; અજાણે વ્રત જાગ્રણ સેવા, સમરતો ત્રીનેનરે. ૮૮ દ્વીતીય પુજા માની દયાળે, જુગજીવન જુગદીશરે; કોટાનકોટી જન્મનાં પ્રાશ્ચીત, પ્રજાળ્યાં તવ ઇશરે. ૮૯ અકસ્માત એક બીજી કુરંગી, આવી જળ પીવાયરે; વ્યાધે દેખી બાણ ચડાવ્યું, જેવે હણવા જાયરે. ૯૦ વીપરીત જોઇને વદે કુરંગી, વીરા માં તું મારરે; આશ્રમ ઉપર આશાબંધી, બેઠો છે મુજ ભરથારરે. ૯૧ એને મળીને પાછી આવું, આજ્ઞા લઇ આ વારરે; સત્ય ચુકુ તો શંકર સાખી, પછે તું મુજને મારરે. ૯૨ આશ્ચર્ય પામી વ્યાધ અટકયો, વીચારે મન વાતરે; આવડાં જ્ઞાની હરણાં ક્યાંથી, આ પશુની જાતરે. ૯૩ વ્યાધ વળતો વદે કુરંગી, તાહારો તે શો વિશ્વાસરે; પ્રતીજ્ઞા કરીને જા તું, પુરપતીની આશરે. ૯૪ કુરંગી કહે સાંભળ વીરા, જે નારી જગ માંહ્યરે; નીજ પતીને પરહરે તે, સુખ નવ પામે ક્યાંહ્યરે. ૯૫ પતી થકી સૌ છાનું રાખે, પતી પેહેલું જે ખાયરે; રસોઇ કરતાં અંન્ન જમે તો, તે મંઝારી થાયરે. ૯૬ પતી પેહેલી સુવે સજ્યાએ, નકટ થઇ જે નારરે; આંધળી ચાકરણ અવતરે તે, પડે મારગ મોજારરે. ૯૭ સ્વામી ઉપર છણકા કરતી, બડબડ કરતી જેહરે; તરફેડા ને કરે ટુંકારા, ભુંડણ થાએ તેહરે. ૯૮ સ્વામીને સંતાપે નીત્યે, દુર વચન કહે જેહરે; મહા પાપીણી તામસી તે, થાય

સરપીણી દેહરે. ૯૯ મુરખ રોગી કુરૂપ સ્વામી, નારી રૂપ જોબનરે; નીજ નાથનો ત્યાગ કરે તો, વૈધવ્ય બાળાપંનરે. ૧૦૦ સાસુ સસરાને સંતાપે, નવ પાળે આજ્ઞાયરે; હડકઇ સ્વાની અવતરે તે, કર્ણે પડે કીડાયરે. ૧૦૧ કુટુંબમાં કલેશ કરાવે, નણુદીને દે ગાળરે; પુર્વે તે મંઝારી થઇને, ભક્ષ કરે નીજ બાળરે. ૧૦૨ રૂપ જોબનના મદે કરીને, કરતી જારી અપારરે; પુર્વે તે નારીનો આવે, વારાંગના અવતારરે. ૧૦૩ વીધવા વ્યભીચારણી જે, કરે ગર્ભનો પાતરે; વંઝા દોશ તે ભોગવે, સંકટ બહુ ભવ સાતરે. ૧૦૪ ઘરમાં કળેશ ઘડી નવ મુકે, પીડે નીજ ભરથારરે; કળકળતી તે કાગડી થઇને, કરે વીષ્ટાનો તે આહારરે. ૧૦૫ સતીપણું દેખાડે સ્વામીને, કરે કપટ છળભેદરે, વૃષલી થઈ તે અવતરે, વદે શાસ્ત્ર પુરાણને વેદરે. ૧૦૬ સ્નાન દાન તપ વ્રત આચરે, સ્વધર્મ સર્વે અપારરે; પણ નીજ નાથને દુભવે તો, વૃથા સાધન સારરે. ૧૦૭ જો અસ્ત્રી પતીથી છાનું રાખે, ધન ધાન્ય ભોજન સર્વરે; કુરૂપ સ્વામીને છળ કરી, કરે જાર રૂપનો ગર્વરે. ૧૦૮ તે નારી વાગોળ અવતરે, ઉંધે શીર ટીંગાયરે; કંટક વનમાં જન્મ પામે, ફળ જળ વીના જીવ જાયરે. ૧૦૯ સ્વામીની આજ્ઞા નવ પાળે, અવળી ચાલે નારરે; કુરૂપ કુલટા અવતરે તે, દાશીનો અવતારરે. ૧૧૦ તે સૌ પ્રાશ્ચિત મુજને બેસે, જો નવ પાળું સત્યરે; આશ્રમે જઇને પાછી આવું, આજ્ઞા લઈ પ્રાણપત્યરે. ૧૧૧ માહારા સ્વામીની આશા પુર, ઇશ્વર માહારો એહરે; પછે મને મારજે તું, એમાં નહી સંદેહરે. ૧૧૨ સદાશીવ શંકરની સાખે, દીધું કોલ વચંનરે; હરણી ગઇ નીજ આશ્રમે ત્યારે, પારધી કહે ધન્ય ધન્યરે. ૧૧૩ પારધીનું સૌ પાપ ગયું છે, ઉપન્યું અંતરમાં જ્ઞાનરે; બીલ્વી દળ તોડીને નાંખે, વદતો શીવ ભગવાનરે. ૧૧૪ એહેવામાં એક ત્રીજી હરણી, આવી સરોવર પાળરે; પારધીએ તવ બાણ ચડાવ્યું, હણવાને તતકાળરે. ૧૧૫ મ્રઘલી કહેમાં માર વીરા, સાંભળ મારી વાતરે; ભુખ્યાં બાળક ઘેર વાટ જુએ છે, જે કયારે આવે માતરે. ૧૧૬ તે માટે સ્તન પાન કરાવી, દઇ બાળકને ધીરરે; પાછી હું તુજ પાસે આવું, મારજે મુજને વીરરે. ૧૧૭ મ્રઘલી કેરૂ વચન સાંભળી, આશ્ચર્ય પામ્યો વ્યાધરે; માહા જ્ઞાની આ મ્રઘલાં કેવાં, બોલે જાણે સાધરે. ૧૧૮ દહીત સમો પણ દયા ઉપની, જા બઇ બાળક પાસરે; પણ પ્રતીજ્ઞા કરે તો મુજને, આવે મન વીસ્વાસરે. ૧૧૯ હરણી કહે છે આ જગતમાં, અધર્મ થાય અપારરે; ગુરૂ શિષ્યને પુત્ર પીતાને, વેહેર અસ્ત્રી ભરથારરે. ૧૨૦

સ્વામી થઇ શેવકને દુઃખ દે, શેવા કરાવી નવ દે દામરે; શેવક સ્વામીનું લીએ સર્વસ, પણ નવ કરે તહેનું કામરે. ૧૨૧ એટલા માહા પાતકી પ્રાણી, પામે કષ્ટ અપારરે; તે પાતીક સૌ મુજને લાગે, નવ આવું નીરધારરે. ૧૨૨ ગુરૂ ભગતને નીંદે પ્રાણી, તજે નીજ માત પીતાયરે; ડોસાને સુત કષ્ટ દીએ તો, તે દરીદ્રી થાયરે. ૧૨૩ દેવ બ્રાહ્મણનું દ્રવ્ય ચોરે, દેવ દીપક વ્રત તેલરે; સ્વેત વસ્તુ હરે પરાઇ, નીશ્ચે કુષ્ટ નીકળશેરે. ૧૨૪ દ્રવ્યવાન થઇ દાન કરે નહી, સંગ્રહ કરે સૌ કાળરે; સ્વમારગ નવ વાપરે તો, નીશ્ચે થાએ વ્યાળરે. ૧૨૫ ભોજનપર બેઠેલા બ્રાહ્મણને, ઉઠાડી કાહાડે બાહારરે; સરોવરથી ગૌ વાળે તૃષાતુર, પાતીકનો નહી પારરે ૧૨૬ વીપ્ર શ્રાધમાં ભોજન કરીને, મૈથુન કરશે જેહરે; સ્વાન શુકર ખર યોનીમાં, અવતરે નીશ્ચે તેહરે. ૧૨૭ ગુરૂ પત્ની પુત્ર પત્ની, વડા વીરની નારરે; તે સાથે સંભોગ કરે તો, ક્ષઈ થાએ નીરધારરે. ૧૨૮ દેવસ્થળે જળાશ્રયે, મળ મુત્ર કરે જન જેહરે; વટ પીંપળાનું વૃક્ષ મોડે, તેનો રહી જાએ અડધો દેહરે. ૧૨૯ અભ્યાગતને નીરમુખ વાળે, દુર્વચન કહે જેહરે; કુડાં આળ સાધુને મુકે, મુંગો થાએ તેહરે. ૧૩૦ નીજ મીત્રની નારી સાથે, કુદ્રષ્ટે કરે પ્રીતરે; છળ કરી છાનો રમે, આચરે અતી અનીતરે. ૧૩૧ દુર્બળ હરીજનને સંતાપે, કરે પંચ થઇ પક્ષપાતરે; લાંચ લઈ સમતુલ્ય ન બોલે, નીંદે પોતાની નાતરે. ૧૩૨ જ્યાંહાં ત્યાંહાં જઇને કળેશ કરાવે, કરે રંક પાડોશીને સાલરે; અંધ તામ્ર નર્કના તે અધીકારી, અભડાવે બ્રાહ્મણની થાલરે. ૧૩૩ હરી કથા કે કીર્તન થાએ, કોઇ રંક હરીજન દ્વારરે; આમંત્રણ મોકલ્યું હોય તોહે, નવ જાય જે નર નારરે. ૧૩૪ એને ઘેર આપણ શું જઇએ, એમ કરે અભીમાનરે; મોટપમાં મરે તે મુરખ, દ્રવ્યનું દીલમાં ગુમાનરે. ૧૩૫ હરીનામ સુણીને હેત ન આવ્યું, તે પાપી ચંડાળરે; ભગવત ભગતીમાં ભેદ ગણે તે, અવતરે શૃંગાળરે. ૧૩૬ કરે ચતુરાઇ આચાર પાળે, ભણીયા શાસ્ત્રને વેદરે; તે સાધન સૌ વૃથા જાણવાં, જેને હરી ભજનમાં ભેદરે. ૧૩૭ વચન પોતાનું પાળે નહી, કરે બોલ્યું અબોલ્યું જેહરે; વચન ગયું તેનું સૌ ગયું, ધર્યો વૃથા મનુશાદેહરે. ૧૩૮ વચન માટે દસરથ રાયે, તજ્યા રામ સીતાજીને વંનરે; વચન કારણ હરીચંદ્ર રાએ; વેચી નારી નીજ તંનરે. ૧૩૯ વચન કારણ પાંડવોએ, વંન જઇ વેઠયું દુઃખરે; નળ દમયંતી વચન માટે, વન જઈ ભોગવે ભુખરે. ૧૪૦ વીશ્વાસે રેહેજે તું વીરા, વચન તજું હું કેમરે; સુતપુરાણી કહે સૌનીકજી, પ્રથવી બોલી

એમરે. ૧૪૧ તે પાતીક સૌ મુજને લાગે, જો હારૂ નીજ ધર્મરે; જળપાન કરીને ચાલી કુરંગી, પોતાને આશ્રમરે. ૧૪૨ એકે બાળકને સ્તન પાન કરાવ્યું, બીજીયે પુરી પતીની આશરે; ત્રીજીએ ગર્ભશ્રાવ કર્યો છે, કહી વાત સકળ પ્રકાશરે. ૧૪૩ મ્રધી મ્રધને બાળક સર્વે, આવ્યાં વ્યાધ સનમુખરે; મ્રઘ કહે મુજને હણ પહેલો, જોવું ન પડે દુઃખરે. ૧૪૪ હરણી કહે વધો પ્રથમ અમને, સૌભાગ્ય સાથે આજરે; બચ્ચાં કહે પેહેલાં અમને હણો તો, દુઃખ ન પડે માહારાજરે. ૧૪૫ સરવેની એવી વાણી સાંભળી, દયા ઉપની મંનરે; અવજ્ઞાની આ પશુવાં થઇને, બોલે જ્ઞાન વચંનરે. ૧૪૬ સંવાદે સૌ રજની વીતી, થયું જાગ્રણ તેહરે; ભક્ષ વીના ભુખ્યો છે માટે, વ્રત થયું છે એહરે. ૧૪૭ શીવ શેવકની નીંધા કરતો, શીવ શીવ મુખ ઉચારેરે; જળને બીલી ચડયાં શીવને અજાણે, પુન્ય તણો નહીં પારરે. ૧૪૮ કોટાન કોટી જન્મ કેરાં, ઘોર પાતીક જેહરે; જ્ઞાન ગોષ્ટીએ રજની વીતી, ભસ્મ થયાં સૌ તેહરે. ૧૪૯ નીશ્પાપ દેહ થયો છે વ્યાધનો, નીર્મળ અંતસ્કર્ણરે; વ્રક્ષ ઉપરથી ઉતરી, લાગ્યો મ્રધ મ્રધલીને ચર્ણરે. ૧૫૦ હું અપરાધી પતીત જીવને, કર્યો તમે પાવંનરે; કર્મ ચંડાળ હું વ્યાધ થઇને, નીંધાં શીવ દર્શનરે. ૧૫૧ એવે સમે ત્યાં કૈલાસેથી, આવ્યું દીવ્ય વૈમાનરે; અનાથ નાથ અધમ ઓદ્ધારણ, ત્રુઠયા શીવ ભગવાનરે. ૧૫૨ અસર્ણ સર્ણ કહાવે, નોધારા આધારરે; ભગ્ત વત્સળ ભવ સંકટ હરતા, સ્વામી શીવ ત્રીપુરારરે. ૧૪૩ ઉમા રમણ પ્રભુ અંતરજામી, દીનબંધુ દીનદયાળરે; પશુપતી પરબ્રહ્મ પ્રભુજી, જગ્ત તણા પ્રતીપાળરે. ૧૫૪ સંસાર સમુદ્ર માયા જળમાં, બુડે પાપી જીવરે; તેમાં નાવ રૂપી નામ જેનું, શ્રી રામ કૃષ્ણ કે શીવરે. ૧૫૫ નીજ ભગ્ત કેરૂ બીરદ પાળે, ભોળો શ્રી ભંગવાનરે; અજાણે વ્રત આચરયું તો, મોકલ્યું વૈમાનરે. ૧૫૬ કોટી અર્ક તણી છે આભા, જળહળ જ્યોત્ય પ્રકાશરે; શીવ સ્વરૂપે શીવ ગણ બેઠા, આવે શોભતું આકાશરે, ૧૫૭ નાનાવીધ વાજીંત્રો વાજે, ગાંધર્વ ગુણીજન ગાયરે; અપછરાઓ નૃત્ય કરે છે, ચામ્મર વીંજન થાયરે. ૧૫૮ અવની ઉપર આવીયું તે, ઓચીંતુ નીરધારરે; દીવ્ય સ્વરૂપ થયું છે વ્યાધનું, વરત્યો જયજયકારરે. ૧૫૯ શીવ ગણ સરખું રૂપ થયું છે, મહા તેજ વીશાળરે, ચતુરભુજ પરીધાન અંબર, જેવો ભાનુ બાળરે. ૧૬૦ મ્રધ મ્રધી સૌ દીવ્ય સ્વરૂપે, થયાં તેણી વારરે; વૈમાને બીરાજ્યા છે સરવે, સદાશીવને કરી નમસ્કારરે. ૧૬૧ ઘણવણાટ ઘુઘરીનો વાજે, ઉડીયું આકાશરે; પર્મ પદ

પામ્યા તે પ્રાણી, જઇ રહ્યાં કૈલાસરે. ૧૫૯ અદ્યાપી સૌ જગત જુવે છે, તારા ત્રૈણ પ્રકાસરે; હરણુ ટાળી કહે છે એને, શોભે છે આકાશરે. ૧૬૩ સુતપુરાણી કહે સૌનીકજી, એ વ્રતનો મહીમાએરે; પુનરપી વ્યાધ રામ ભગ્તી પામ્યો, જે ઘો રાજા કહેવાયરે. ૧૬૪ આ સંસારે જન્મ ધરીને, ખાલ્રી ખોટી થાવુંરે, શ્રી હરીનું સમરણ નવ કીધું, આવ્યા તેવા જાવુંરે. ૧૬૫ માહારૂ માહારૂ કરતાં મુરખ, જન્મ એળે જાયરે; અમુલ્રખ અવસર વીતી ચાલ્યો, પાછળથી પસ્તાયરે. ૧૬૬ આવ્યા ત્યારે બાંધી મુઠી, જાવું હાથ પસારીરે; ડાહ્રા આવ્યા ભુલા જાવું, જીતી બાજી હારીરે. ૧૬૭ કોઇ કોઇનું નથી સંબંધી, જુઠી સૌ જંજાળરે; મ્રઘ જળ જેવું સુખ જગતનું, મીથ્યા આળપંપાળરે. ૧૬૮ હીરલ્રો આવ્યો હાથમાં પણ, નવ પડી ઓળખાણરે; ચીંતામણીથી ચુનો વાટયો, અર્થ સર્યો પાશાણરે. ૧૬૯ સ્વારથ કેરૂ સરવ સગું છે, સગાં કુટુંબી જેહરે; જમના કરમાં જાવું પડશે, નહીં મુકાવે તેહરે. ૧૭૦ પાંચ કોશ ગામાંતરે જઇએ, ભાતુ લઇએ સાથરે; પણ ભવનું ભાતું કંઇ નવ કીધું, નવ દીધું દ્રીજને હાથરે. ૧૭૧ આવ્યા છે સૌ લાભજ લેવા, જાશો ખાઇને ખોટરે; આજ કાલ કરતાંમાં આવી, કાળ ઝાલશે કોટરે. ૧૭૨ માયાને મુમતામાં મુરખ, શીદ ફરે તું ફુલીરે; માત ને ઉદરે કરાર કર્યો છે; તે નવ જાશો ભુલ્રીરે. ૧૭૩ દાન ન મળે તો દયા રાખજે, ચાલ્રજે સત ધર્મરે, સદાશીવનું સમરણ કરજે, તે ભવ તારણ પર્મરે, ૧૭૪ રામ કૃષ્ણ ગોવીંદ સદાશીવ, નારાયણ ભગવાનરે; કહે ગણપત હું અન્ય નવ જાણું, મંદમતી અજ્ઞાનરે. ૧૭૫ મહાપુરૂશોનાં વચન પુરાણે; તેહેનો મને વિશ્વાસરે; વીઠલ્ર તમને વળગી રહ્યો છું, તાતજી લેશો તપાસરે. ૧૭૧ નળેશ્વર માહાદેવ દયાળા, ચરણ સરણ છું દાસરે; નૈષધપુર નામે નરોડા, ત્યાં શેવકનો વાસરે. ૧૭૭ એક આશરો આપ તણો છે, સાહ્ય છોગાળા કરજ્યોરે; વીકટ વીઘ્નો દુર કરીને, શેવક શીર કર ધરજ્યોરે. ૧૭૮ સંવત ઓગણી પચાસ કેરો, પાવન શ્રાવણ માસરે; ગુરૂવાર અષ્ટમી મધ્ય રાત્રે, શુકલ્ર પક્ષ પ્રકાશરે. ૧૭૬ તેહ સમે થયો પુરણ અધ્યાય, હરી ગુરૂ સંત કૃપાયરે; કરજોડી કાલ્રાવાલા કરી શીવ ગુણ, વ્યાસ ગણપત ગાયરે. ૧૮૦ ॥ વલ્રણ ॥ અજાણે વ્રત આચરયું, વ્યાધ પાપી જેહરે; કહે ગણપત દીન બંધુએ, તાર્યો ભવજળ તેહરેરેરે ॥ ઇતી શ્રીમદ સ્કંધ પુરાણે બ્રહ્મોતર ખંડે, વ્યાધ મોક્ષ વર્ણન, ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે તૃતીયો અધ્યાય સમાપ્ત ॥ ૩ ॥ શ્રી રામકૃષ્ણ દેવકી જય ॥ હર હર મા-

હાદેવ ॥ શીવાર્પણ ॥

# અધ્યાય ચોથો.

॥ શ્રી ગણેશાએ નમઃ ॥ રાગ રામગ્રી ॥ મદનાંત્તક મદ નારી, સશી શેખરા દેવ, ત્રીગુણ ત્રીસ્વરૂપ ત્રીનેત્ર, સુર મુનીવર કરે શેવ. ૧ અધમ ઓધ્ધારણ ભવ નીસ્તારણ, ભગ્ત વત્સળ ભગવાન; અલ્પ બુધે આદર્યું મેં, કરવા તવ ગુણ ગાન. ૨ રંક જાણી દયા આણી, પુરણ કરજ્યો આશ; સદા તમારૂ સમરણ દેજ્યો, જાણી દાસનો દાસ. ૩ સુત પુરાણી વાણી વદીયા, સુણો સૌનીક રૂષીરાય; શ્રધા સહીત શીવ કથા શ્રવણતાં, માહા દારૂણ અઘ જાય. ૪ શીવરાત્રીનો મહીમા મોટો, શેષ ન પામે પાર; તો પામર જીવનું શું ગજું, કહુ યથા બુધી અનુસાર. ૫ સુરજ કુળ ઈક્ષવાકું વંશે, મીત્રસહ રાજંન; એક સમે તે મ્રગીયા રમવા, ગયા ભયાનક વન. ૬ અનેક જીવનો નાશ કીધો, કહેતાં નાવે પાર; માહા દારૂણ એક રાક્ષસ કેરો, વનમાં કીધો સંહાર. ૭ માહારાજા નીજ મંદીરે આવ્યો, કોય ન જાણે પેર; તવ તે રાક્ષસનો બંધુ કહે, હું રાય હણીલઉ વેહેર. ૮ સુર વીર પ્રતાપી રાજા, યુધ્યે નહીં જીતાય; છળ ભેદે છેતરીને, હણવા કરૂ ઉપાય. ૯ તવ બ્રાહ્મણ કેરૂ રૂપ લેઇને, ગયો રાયને ઘેર; આદરથી બોલાવ્યો ભુપે, પુછી સઘળી પેર. ૧૦ દ્વીજ કહે હું શરણે આવ્યો, રાખો મુજને રાય; રસોઇ કરવા રાખીયો તવ, આનંદમાં દીન જાય. ૧૧ ઘણે દીવસે આવીયો છે, પીતૃ શ્રાધનો દીન; ગુરૂ પોતાના વશીષ્ટજીને, નોતર્યા રાજંન. ૧૨ રાત્રીએ તવ રાક્ષસ જઇને, લાવ્યો દ્વીજનું મૌસ; શાકમાં પકાવી જમતાં મુકયું, વસીષ્ટને અવતૌસ. ૧૨ ત્રીકાળ જ્ઞાની માહા મુનીએ, જાણી વીપરીત વાત; રાક્ષસ તવ અદ્રષ્ટ હવો છે, કોપીયા મુની જાત. ૧૪ હે અધર્મી દુષ્ટ પાપી, મનુશનું આમીશ; ક્રોધાંત કાળ હવા છે મુનીવર, શ્રાપીયો રાયને રીશ. ૧૫ માહા દારૂણ રાક્ષસ થાજે તું, કરજે માંઉસનો આહાર; રાજાએ તવ રૂષીને શ્રાપવા, મનમાં કર્યો વીચાર. ૧૬ વણ વાંકે મુજને કયમ શ્રાપ્યો, જળ ગ્રહ્યું કર માંહ્ય; મદયંતી નામે રાણીએ, સમજાવ્યો તવ રાય. ૧૭ ગુરૂને શીષ્યે પીતાન પુત્રે, અસ્ત્રીએ ભરથાર; વડીલ બંધુ ને વળી માતા, વ્રધ વડીલ કોઇ સાર. ૧૮ સેવકે સ્વામીને માહાત્મા પુરૂષ કોઈ, જ્ઞાની પુજ્ન વીચાર; એટલાને ઉત્તર દેવાને, નહી કનીષ્ટને અધીકાર. ૧૯ રાણી કેરાં વચન સાંભળી, કરમાંનું જળ

જેહ; પૃથ્વી ઉપર મુકી દેતાં, અડયું રાય ચરણને તેહ. ૨૦ કાળા ચરણ થયા તે વેળા, થયો કીલમાશ પાદ રાજંન, તવ રાય રાણીએ સ્તવન કરીને, સંતોષીયા મુની જંન. ૨૧ વશીષ્ટે વીચારયું જે, વણ વાંકે શ્રાપ્યો રાય; પણ વચન મીથ્યા થાય નહી એ, ભવીષ હરી ઇચ્છાય. ૨૨ કૃપા કરીને અનુગ્રહ કીધો, તું દ્વાદસ વર્ષે રાય; મુળ સ્વરૂપને પામીશ નીશ્ચે, એમ વધા રૂષીરાય. ૨૩ તવ રાક્ષસ થઇને રાજા ચાલ્યો, વીષમ વન મોઝાર; કાળ સરીખો બ્રહ્મ રાક્ષસ, કરે મનુશનો આહાર. ૨૪ ગહન ગતી છે અદ્રષ્ટ કેરી, કોય ન પામે પાર; સુરજવંશી માહારાજા તે, ભ્રષ્ટ થયો નીરધાર. ૨૫ હરીચંદ્ર સત્યવાદી રાજા, સંકટનો નહી પાર; નીચને દ્વારે નીર ભરયું છે, વેચ્યાં સુતને નાર. ૨૬ નળ રાજા દમયંતી રાણી, જેના નામે પ્રાશ્ચિત જાય; અર્ધ વસ્ત્રે વન ભોગવ્યું ને, અન્ન વીના અથડાય. ૨૭ પાંચે ભાઇ પાંડવ પ્રતાપી, સાથે દ્રુપતી નાર; વનમાં વાસ કર્યો છે જેણે, કરી કંદમુળનો આહાર. ૨૮ જગ્ત જનુની સતી સીતા, કરયું હર્ણ રાવણ રાય; મનુશ ગતી જણાવા માટે, કષ્ટ વેઠયું કાય. ૨૯ માહા બળીયો પ્રતાપી રાવણ, જેને માટે હરી અવતાર; લક્ષ પુત્ર પૌત્ર જમાત્ર, બળ લક્ષ્મીનો નહીં પાર. ૩૦ ચઉદ ચોકડીનું રાજ જેને, આયુશ અપરંપાર; તે રાજા વનમાં અટવાયા; ગહન ગતી કીરતાર. ૩૧ તો મનુશ કેરી કોણ ગણુતરી, અલ્પ આયુશ જીવ; તે માટે ચેતીને ચાલો, સમરો ભવ હર શીવ. ૩૨ એક સમે તે રાક્ષસ રાજા, પેઠો પર્વત માંહ્ય; તેવે સમે એક મુનીવર દીઠો, પત્ની સાથે ત્યાંહ્ય. ૩૩ ભવીષ્ય પદારથ તે કયમ ભુલે, વળી ઉપની વીપરીત વાત; તે બ્રાહ્મણનું ભક્ષણ કરવા, ગ્રહયો રાક્ષસ જાત ૩૪ રૂષી પત્ની કર જોડીને, કરગરે વારંવાર; હે સુર્યવંશી સત્ય પાળક, ઇક્ષવાકુ કુળ કુમાર. ૩૫ ધર્મ ધોરીંધર કાહાવો રાજા, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ; મુજ પતીને મુકી દઇને, મુજને ગ્રાસો મહીપાળ. ૩૬ અબળા કેરૂ કહ્યું ન માન્યું, મદ મૈંાસ ભક્ષણ કીધાં; રાક્ષસ રાજા ચાલ્યો ત્યાંથી, અસ્તી ફેંકી દીધાં. ૩૭ પ્રધાનેણી છુટી વેણી, આળોટે અવની મોઝાર; વીલાપ સુણી વનચર રોતાં, આંખે આંસુ ચોધાર. ૩૮ સ્થીર થઇને અબળા ઉઠી, કાષ્ટ મેળવ્યાં વંન; અગ્ની પ્રજાળી ઉભી રહીને, શ્રાપીઓ રાજન. ૩૯ સ્વામી સંગની આશા હતી મને, ભંગ કીધી તેહ; તે માટે સ્ત્રીનો સંગ કરતાં, પડશે તાહારો દેહ. ૪૦ પતીનાં અસ્થી ખોળે લઇને, પ્રવેશી અગ્ની મોઝાર; ઇશ્વર સમરી અંગ પ્રજાળ્યું, પામી પદ મોસાર. ૪૧ વનમાં

ફરતો હીંસા કરતો, રાક્ષસ ત્યાં નીરધાર; શ્રાપ વાત સુણી રાણી નગરમાં, કરતી હાહાકાર. ૪૨ એક સમે કોઈ હરીજન ભુલો, પડીયો માહા વન માંહ્ય; તે વીષમ વનમાં આવી ચડયો છે, રાક્ષસ રાજા જ્યાંહ. ૪૩ ગંગાજળની કાવડ સ્કંધે, કરમાં તુળશી રોપ; બ્રહ્મ રાક્ષસે ભક્ષ કરવા, ગ્રહયો કરીને કોપ. ૪૪ સેતુબંધ રામેશ્વર જાતાં, થઇ હાવી વીપરીત વાત; હરીજનને હરદીયાશું ભીડયો, કરવા જીવની ઘાત. ૪૫ રાક્ષસ કેરૂ રૂપ પલટીયું, પામ્યો મુળ સ્વરૂપ, ગંગાજળ તુળશી હરીજનના, સ્પર્ષે ઉધર્યો ભુપ. ૪૬ દ્વાદસ વર્ષ થયાં તવ પુરાં, કૃપા કરી મોરાર; નીજ નગરમાં રાજા આવ્યો, વરત્યો જયજયકાર. ૪૭ રાજ્યાસન બેઠો છે ભુપત, અંતરમાં ચીંત્યાય. ૪૮ અંગે કામ અતીશે પીડે, સુત વીણ જાએ રાજ; મર્ણ ભય નવ ગણુતાં જાચ્યો, કામ સુતને કાજ. ૪૯ રાણી કહે સંભોગ કરતાં, જશે રાય તમારા પ્રાણ, આભુષણ ઉતરશે માહારાં, થશે વૈધવ્ય દુઃખ નિરવાણ. ૫૦ તવ રાય રાણી બંને મળીને, ગયાં ગુરૂની પાસ; વશીષ્ટજીની કરી પ્રાર્થના, અંતર થઇને ઉદાશ. ૫૧ તવ વશીષ્ટે વરદાન આપ્યુ, માહા મંત્ર વીર્ય વીચીત્ર; ગુરૂ કૃપાથી ઉપન્યો રાયને, પરાક્રમી એક પુત્ર. ૫૨ પણ બ્રહ્મહત્યા બહુ પીડે અંગે, રાજા વ્યાકુળ થાય; તવ ગુરૂ બ્રાહ્મણ કહે જાત્રા કરતાં, બ્રહ્મ હત્યા જાય. ૫૩ પછે રાય પુત્રને રાજ સોંપી, ગયો જાત્રાએ વન માંહ્ય; અનેક તીર્થે ફરતો ફરતો, આવ્યો ગૌત્યમ આશ્રમ જ્યાંહ. ૫૪ ગૌત્યમાશ્રમ પર્મ સુંદર, શોભાનો નહી પાર; અનેક જાતનાં પક્ષી બોલે, ખીલી વનસ્પતી ભાર અઢાર. ૫૫ અનેક શીષ્ય આશ્રમે બેઠા, કરતા વેદાધ્યાન; શીષ્યો સહીત ગૌત્યમ મુનીવરને, પાએ નમ્યો રાજાન. ૫૬ શાષ્ટાંગ દંડવ્રત કરીને પડીયો, અવની ઉપર રાય; તવ માહારાજાને ઉઠાડીને, દીધી આશીશ માહા મુનીરાય. ૫૭ કુશળ પુછી મુનીવર કહે છે, કયમ કરમાયું મુખ; સુરજવંશી સત્ય પાળક, કહો રાજા શું દુઃખ. ૫૮ રૂદન કરતો રાય વદે છે, કર્મ ગતી વીપરીત; સ્વામીજી તમ શરણે આવ્યો, ઘણી બ્રહ્મ હત્યાની ભીત. ૫૯ અનેક તીરથ ફરી વળ્યો પણ, બ્રહ્મ હત્યા નવ જાય; જ્યાં જાઉ ત્યાં પુંઠે આવે, કષ્ટ પાડે કાય. ૬૦ તવ કૃપા કરી ગૌત્યમજી વદીયા, સુણ્ય ઇક્ષવાકુ કુળના રાજા; ગોકર્ણ ક્ષેત્રે માહા બળેશ્વર, સાક્ષાત શીવ માહારાજ. ૬૧ તેત્રીસ કોટી દેવ વસે ત્યાં, શંકરની સાનીધ; ચોસટ દેવી વીર બાવન, નવ નાથ ચોરાશી સીધ. ૬૨

ગણ ગાંધ્રવ અપચ્છરા, વળી નાગ કીન્નર તેહ; સુર ધીર મહારાજા,વસ્ત‌ા, મુની સહસ્ત્ર અઠ્યાશી જેહ. ૬૩ શંકરની શેવા કરવાને, આવી વસ્યા સઉ ત્યાંહ્ય, કોટી જન્મનાં પાતીક નાસે, કરે સ્નાન સાગર માંહ્ય. ૬૪ ભદ્રકાળી ભવ સંકટ હરતી, માહા મંગળ ગણપતી દેવ; અષ્ટ ભૈરવ અષ્ટ વસુને, રૂદ્ર એકાદસ એવ. ૬૫ પ્રગટ મુર્તી પર્મ શોભા, વર્ણનનો નહી પાર; એ પવીત્ર ભોમીના સ્પર્શથી, પાપ બળે નીરધાર. ૬૬ તે માટે તું ત્યાં જા રાજા, હું જોઇને આવ્યો આજ, માહા પાપણી એક ચંડાળણીને, નીજ પદ આપ્યું માહારાજ. ૬૭ ગૌત્યમ મુનીનાં વચન સાંભળી; રાજા પામ્યો શાંત; સંદેહ પડીયો મુજને સ્વામી, ભાગો માહારી ભ્રાંત. ૬૮ ને નારી પ્રભુ કહો કયમ તારી, નીજ પદ આપ્યું નાથ; કોણ પુન્ય કરયું તું પુછો, રાજા જોડી હાથ. ૬૯ ગૌત્યમ વળતાં વચન વદે છે, સાંભળ હે રાજન, ગોકર્ણ ક્ષેત્રે વટ તળે, રચી બેઠોતો હું આસન. ૭૦ તેવે સમે અવનીપર આવ્યું, ઓચીતું વૈમાન; હીરા માણેક જડીયા જેને, કોટી સુર્ય સમાન. ૭૧ શંકરના ગણ શંકર જેવા, બેઠેલા તે માંહ્ય, છત્ર ચામર ગાન ગાંધર્વ, રંભા નાચે ત્યાંહ્ય. ૭૨ પંચરંગી નીશાન ફરકે, ઘુઘરીના ઘણકાર; પંચ શબ્દે વાજીંત્રો વાજે, શોભાનો નહી પાર. ૭૩ તે શીવ ગણને મેં ઓળખ્યા, તવ નમીયો હું તેણી વાર; કયાંથી પધાર્યા ક્યાં જશો, સૌ પુછ્યા સમાચાર. ૭૪ પ્રભુ કોણ પુન્યવાન પ્રાણી ઉપર, કયમ ત્રુઠયા શીવ ભગવાન; તવ શીવ ગણે મુજને કહ્યું તે, સાંભળ હે રાજાન. ૭૫ શીવ ગણ કહે એ અબળા કેરૂ, પુર્વ તણું વૃતાંત; સુતજી કહે એકે મને સાંભળજ્યો મનીવર, ભાગે મનની ભ્રાંત. ૭૬ ગઉતમ કહે તું સાભળ રાજા, શંકા તારી જાય; એક કેકય નામે બ્રાહ્મણ કેરી, એહ હતી કંન્યાય. ૭૭ સુંદીર રૂપ ને જોબનવંતી, રૂડો નીજ ભરથાર; ઉત્તમ કુળમાં ઉપની તે, દ્વીજ કેરે દ્વાર. ૭૮ કંઠમાળાના રોગ થકી, થયો તેના પતીનો નાશ; બાળાપણમા વૈધવ્ય પામી, થઇ જોબન મદ પ્રકાશ. ૭૯ કુળ મર્યાદા ધર્મ તજીને, કરતી હીંડે જાર; સહોદરે વાત જાણી, કહાડી ઘરથી બાહાર. ૮૦ લાંછન લાગે લોકમાં ને, બુડે બાપનું નામ; તે માટે તજી માત પીતાએ, સાસરીએ સૌ ગામ. ૮૧ નારી વળતી નાઠી ત્યાંથી, અબળા થઇ અપવીત્ર; દ્રવ્યવાન કોઇ શુદ્ર સાથે, માંડીયું ઘર સુત્ર. ૮૨ મદ મૌસનું ભક્ષણ કરતી, કરે મ-

દીરા પાન, સુદ્ર સાથે વીહાર કરતાં, ભુલી તનનું ભાન. ૮૩ કૃષી કારણ સુદ્ર ગયો છે, સીમમાં એકવાર, તવ સંધ્યા સમે મૌંસ ખાવા, મન થયું તે નાર. ૮૪ કરમાં કાતું લઇને ચાલી, કશીને વાળ્યો કચ્છ; મારગમાં અંધારે છેઘા, અજાવરાંસે વચ્છ. ૮૫ કંઇક મૌંસનું ભક્ષણ કીધુ, અંધારે ત્યાં તેહ, બાકીનુ તે ઘેર લાવી, ઓળખીયું છે એહ. ૮૬ વચ્છનોવધ કર્યો જાણીને, પડીઓ મનમાં ત્રાસ; શીવ શીવ મુખથી વાણી વદતી, અંતર થઇ છે ઉદાસ. ૮૭ મૌસ હતું તે નાંખી દીધું, જઇ મારગ મોઝાર; વાઘે વચ્છનો વધ કર્યો એવી, વાત ઉડાડી સવાર. ૮૮ જુઠી ગપ ચલાવી ગામમાં, કીધું કુડું કર્મ; એમ કરતાં વ્રધ થઇ તે, ભુલી દ્વીજનો ધર્મ. ૮૯ આયુશ ખુટે કાળ આવ્યો, મર્ણ પાંમી નાર; જીવને બાંધી જમદુત મારે, જંજીરાના માર. ૯૦ અગનીસમ વેળુમાં તાંણે; ગ્રહીને તેના ચર્ણ; કંટક ગોખર ઉપર તેને, ઢસરેડે છે વર્ણ. ૯૧ અત્યંત કષ્ટ દેતા મારગમાં, બે ઘડી મોઝાર; છયાસી સહસ્ત્ર જોજન જમપુરીએ, લઇ ગયા તે વાર. ૯૨ ધર્મરાયની આગળ જઇને, ઉભી કરી નારધાર; ચીત્ર ગુપ્તે પાનું કહાડીયું, પાપતણો નહી પાર. ૯૩ ધર્મરાય કહે ઉત્યમ દેહે, ઉત્પતી તે નાર; બ્રાહ્મણને શીક્ષા કરવા નહીં, આપણને અધીકાર. ૯૪ તે માટે તે કર્યા કર્મને, ભોગવશે નીરધાર; એમ કરતાં આપ્યો તેને, નીચ ઘેર અવતાર. ૯૫ ચંડાળને ઘેર અવતરી તે, પુત્રી થઇને પેટ; જન્મ અંધ કદરૂપી ( અંગે ), ગળીત કુષ્ટ છે નેટ. ૯૬ દયા કરી માતા ધવરાવે, નાંખી મુકે દુર; ઉચ્ચીષ્ટ અન્ન કંઇ ખાવા આપે, કષ્ટ પાંમે કૃર. ૯૭ એમ કરતાં માત પીતાનો, થઇ ગયો છે નાશ; અંધ અંગે રૂધીર શ્રવે છે, કોઈ નવ બેસવા દે પાસ. ૯૮ અન્ન વીના અથડાવા લાગી, પીવા ન મળે નીર; વસ્ત્ર વીના વીનતાનું દીસે, અડધુ નગ્ન શરીર. ૯૯ પાચ પરૂ રૂધીર મળમુત્રે, બણબણે માંખ્ય અપાર; સરીર છીદ્રે મૌંસ લટકતું, દુર્ગંધનો નહી પાર. ૧૦૦ હાડ પાંસળે જીવ ભરાયો, કંકાળ વીકાળ દેહ; કર્યાં કર્મ ભોગવવાં પડશે, એમાં નહીં સંદેહ. ૧૦૧ કર જેષ્ટીકા ટેકો દઇ ચાલે, વાગે ઠેસ થકી પડી જાય; દયા કરી કોઇ અંન્ન આપે તો, ઉભી ઉભી ખાય. ૧૦૨ એક સમે શીવરાત્રી આવી, જાત્રાએ સૌ જાય; ગોકર્ણ માહા બળેશ્વર કેરા, તીર્થતણો મહીમાય. ૧૦૩ દેસદેસના લોકો આવે, અંતરમાં અતી ભાવ; ગરીબ ગરબુ ભક્ત ભીખારૂ, સૌંનો થાય નીભાવ. ૧૦૪. એવું સાંભળીને તે નારી, કોઇ નીચની સાથ;

ગોકર્ણ ક્ષેત્રમાં આવી, ગ્રહીને તેનો હાથ. ૧૦૫ ત્યાં થકી તે પડી વીખુટી, સંગમાં અથડાય; બુમો પાડી કરે જાચના, પડે ઘણું બેઠી થાય. ૧૦૬ શીવરાત્રીનો અપવાસ માટે, કોઇ નવ આપે અંન્ન, હાથ પસારી પેટ કુટે, ક્ષુધા પીડે તંન. ૧૦૭ શીવ વાણીનો સોર થાય ત્યાં, કોસ કોસ સંભળાય; જયજયકાર કરે સૌ લોકો, આનંદ ઓછવ થાય. ૧૦૮ વાડવો ત્યાં વેદ ભણે છે, રૂદ્રાભીસેક કરતા; શીવ કવચ કોઈ મહીમન ભણતા, શીવસહસ્ત્ર નામ ઓચરતા. ૧૦૯ પંચ શબ્દે વાજીંત્રો વાજે, ઘંટા નાદ અપાર; માહા પુજાને થાય આરતી, શીવ સોભાનો નહી પાર. ૧૧૦ સ્નાન દાન જપ તપ કરે સૌ, છે શીવ રાત્રીનું વ્રત; તે નારીનો કોઇ ભાવ ન પુછે, નીશ્ચે પાંમશે મ્રત. ૧૧૧ આખો દીવસ અંન્ન વીના રહી, સાદ ગયો સૌ બેસી; કંઠે તો કાંટા પડયા, ગઇ આંખ્યો ઉંડી પેસી. ૧૧૨ અંગ રોગની અતી વેદના, જંતુ ચટકા મારે; સીવ સીવ સૌનો સોર સાંભળી, તે પણ સીવ સંભારે. ૧૧૩ પડી પડી પોકાર કરે છે, જાચે લોક સકળ; તવ કોઈ બાળકે કરી મસ્કરી, આપ્યું બીલીનું દળ. ૧૧૪ સાયંકાળનો વખત થયો છે, રાસ કરીને તત્ર; સીવ સીવ કહીને નાંખી દીધુ, નારીએ બીલી પત્ર. ૧૧૫ અપુજ્ય સીવનું લીંગ હતું ત્યાં, પુરાંણું નીરધાર; તેહેના ઉપર પત્ર પડીયુ, પુજા વળી તે વાર. ૧૧૬ સીવ સીવ કહીને બુમો પાડે, કષ્ટે નીંદ્રા નાવે; તરફડતાં સૌ રજની વીતી, ભાવે કે કભાવે. ૧૧૭ એમ કરતાં વાણું વાયું, દીવસ ચડયો બે પોહોર; ડોસી તાપે તરફડે છે, છાયા નહી તે ઠાર. ૧૧૮ કંઠે પ્રાણ આવ્યા છે તેહેના, આવીયું અવસાન; કોઇ બેલી નવ મળે તે વેળા, એક વીના શીવ ભગવાન. ૧૧૯ બોલવું તવ બંધ પડયુંને, નવ રહી શુદ્ધને સાન; સીવ ગણ કેહે ગૌત્યમજી તેને, માટે આ વૈમાન. ૧૨૦ અંન્ન વીના વ્રત થયું એને, કષ્ટે નીંદ્રા વીના જાગણું; મર્ણ સમે માહાદેવ ભજનના, સબ્દો પડીઆ કર્ણ. ૧૨૧ અજાણે બીલ્વી દળ ચડીયું, સંધ્યા સમે શીવ સીષ; તે માટે વૈમાન મોકલ્યું, તુઠયા ઉમીયા ઇષ. ૧૨૨ ગૌત્યમ કેહે સાંભળજે રાજા, એમ વદી તે વાર; શીવગણે વૈમાન ઉતાર્યું, નારી પડી જે ઠાર. ૧૨૩ તડકે તપી તંન ફુલી ગયું છે, દુર્ગંધ ઉડે અપાર; કાયામાંથી જીવ નીકળ્યો, દીવ્ય દેહ થયો નીરધાર. ૧૨૪ પર્મ સ્વરૂપ શંકરના જેવું, શું કહુ તે વીસ્તારી; અધમ ઓધારણ નામ નાથનું, અધમ ઓધારી નારી. ૧૨૫ મહા મનોહર રૂપ ધરીને, જઇ બેઠી વૈમાન; છત્ર ચાંમર શીર ઢળે, નાચે અપચ્છરા ગાંધર્વ ગાય. ૧૨૬ અનેક પ્રકારની શોભા

સાથે, લઇ ગયા કૈલાસ; હમણાં હું તે નજરે જોઇને, આવ્યો નીજ અવાસ. ૧૨૭ હું આશ્રમે આવી બેઠો, રાય તું પણ આવ્યો હાલ; મેં વર્તમાન જોયુ તે તુજને, કહ્યું સકળ ભુપાળ. ૧૨૮ રાય અતી આનંદ પામ્યો, નમીયે વારંવાર; ગૌત્યમ મુનીના ચરણ ગ્રહીને, શ્રવતો અશ્રૃધાર. ૧૨૯ અનેક સ્તુતી કરી રાજાએ, ધન્ય ધન્ય મુની દયાળ; માહરૂ મન સંતોષ પાંમ્યું, સુણી વચન તમારાં વીસાળ. ૧૩૦ અત્યંત જ્ઞાન થયું છે મુજને, અંતર ઉપન્યો ભાવ; સંત સમાગમ કેરો સ્વામી, આજ લીધો મેં લ્હાવ. ૧૩૧ પણ શંકરના ગુણ સાંભળવાને, હોંસ રહી છે એવ; કે દાહાડાના ત્યાં પ્રગટયા છે, સ્વામી શ્રી માહાદેવ. ૧૩૨ ગોકર્ણ ક્ષેત્રે મહાબળેસ્વર સાથી, ધરયું શીવ નામ, ભોળોનાથ ભવ સંકટ હારી, કયમ વસ્યા તે ઠામ. ૧૩૩ ગૌત્યમ કેહે સનકાદીક રૂષીએ, પુછયુ પ્રસ્ન સુતને એહ; સ્નેહ ધરીને સાંભળ રાજા, કહુંછુ તુજને તેહ. ૧૩૪ માહા પાવન જસ શંકર કેરા, શ્રવણુતા સુખ થાય; શ્રોતાજન સૌ ભાવે સુણજો, ગોકર્ણનો મહિમાય. ૧૩૫ એકસમે રાવણની માતા, કૈકસી નામે જેહ; પંચ ધાન્યના પીષ્ટ તણુ, કરીબાણ પુજે તેહ. ૧૩૬ સંકર કેરી સેવા કર્યાવીણ, નવ લેતી અંન્ન કે નીર; રાવણનું કલ્યાંણ ઇચ્છતી, દ્વેસ સુર મુની ધીર. ૧૪૭ એક સમે તવ કપટ કરીને, ઇંદ્ર આવ્યો ત્યાંહ; ગુપ્ત સ્વરૂપે બાંણ હરી જઇ, નાંખ્યું સાગર માંહ. ૧૪૮ પુજા કરવા ગઇ નવ દીઠું, રૂદન કરે તવ રાંણી; તે સાંભળતાં રાવણ આવ્યો, ક્રોધે વદતો વાંણી. ૧૪૯. માતા માહરી રૂદન ન કરશો, હું જઉછુ કૈલાસ; દીવ્યલીંગ શંકરનું લાવું, સેવજો થઇ હુલ્લાસ. ૧૫૦. એમ કહી કૈલાસે આવ્યો, આરંભ્યું તપ અપાર; ટાંડવ નૃત્યને ગાંન દેખી, પ્રસન થયા ત્રીપુરાર. ૧૫૧. માગ્ય માગ્ય વર આપુ તુજને, મુસ્તક મુકયો હાથ; તવ કર જોડીને રાવણ કહે છે, બે વર આપો નાથ. ૧૫૨ દીવ્યલીંગ દયાળ આપો, સેવવા ત્રીપુરાર; ત્રણ ભોવનમાં ન મળે એવી, આપોમુજને નાર. ૧૫૩ ભોળો ભવ સંકટ હરણ છે, દીન બંધુ નાથ અનાથ; વરદાન દેતાં પાછુ વાળી, નવ જુવે સીવ નાથ. ૧૫૪ દીવ્ય બાણ રાવણને આપ્યું, તેજ પુંજ પ્રકાસ; અવની મુકતાં અવીચળ થાશે, એમ વદયા અવીનાશ. ૧૫૫ શીવ વદે ઉમીયા સમ ન મળે, ત્રણ ભોવનમાં નાર; સત્ય કહુંછું સાંભળ રાવણ, વિશ્વશ્રવાના કુમાર. ૧૫૬ માહા ગરવી મદ અંધ રાજા, ભ્રષ્ટ ભુલ્યો ભાન; જુગત અંબા સ્કંધે લઇ ચાલ્યો, રાક્ષસનો રાજાન. ૧૫૭

હાહાકાર કરે તે વેળા, તેત્રીસ કોટી દેવ; અસુરને અણઘટતું આપ્યું, ભોળાશ્રી મહાદેવ. ૧૫૮ હવે આપણે શું પુજીશું, થાય અતી અન્યાય; જગત પીતાને જગત માતા, બેઉ લંકામાં જાય. ૧૫૯ વૈકુંઠવાસી વિષ્ણુ પાસે, સૌદેવ દોડયા જાય; વિશ્વંભરને વીનતી કરવા, લાગ્યા સુર ઉમીયાય. ૧૬૦ જગ્ત પીતા જુગદીશ્વર ઇશ્વર, દીન બંધુ દીન દયાળ; વૈકુંઠવાસી હે અવીનાસી, સ્વાંમી લ્યો સંભાળ. ૧૬૧ ચૌદલોક તમારિ સર્ણે, એકવીસ બ્રહ્માંડ; સરણાગત વત્સળ છો સ્વામી, અકળ ઇસ અખંડ. ૧૬૨ અરજ સુણી અવીનાશી પધાર્યા, ધરીયુ દ્વીજનું રૂપ; વૃધ થઇ વિસ્વંભર પોતે, જ્યાં છે રાવણ ભુપ. ૧૬૩ બ્રધ ચર્મ દર્ભાસન કરમાં, જેષ્ઠીકા તુંબી પાત્ર; પુણી સરખી પાંપણ ડાઢી, ઘરડુ જીરણ ગાત્ર. ૧૬૪ રૂદ્રાક્ષને વીભુતી ધારી, ત્રીપુંડ તાણ્યું સાર; બેવડ વળીયા થર થર ધ્રુજે, કંપ વાયુ અપાર. ૧૬૫ કર્ણ મુદ્રા સ્વેત જટા સીર, ચાખડીયો પગ માંહ્ય; મારગે જાતાં સાંમા મળીયા, રાવણને પ્રભુ ત્યાંહેય. ૧૬૬ માધવ મુખથી મંદ હસ્યા, હે લંકેશ રાજા સાર; કોહોની નારી કયાં લઇ ચાલ્યા, પૌલસ્તના પરીવાર. ૧૬૭ વિશ્રવા સુત રાવણ તારૂ, સોભશે નહી રાજ; વીકાળ રૂપ વપુ વૃધ જોતાં, લાગે તુજને લાજ. ૧૬૮ મુસ્તક પળીયાં ડાચાં મળીયાં, કાળી કાળ સ્વરૂપ; લંકા જાશે ને તુજને ખાશે, સાંભળ રાવણ ભુપ. ૧૬૯ આશ્ચર્ય પામી અવની ઉતારિ, જોવા લાગ્યો રાય; દીઠી કાળી કાળ સરીખી, મુકી નાઠો જાય. ૧૭૦ અંતર્ધ્યાન થયા અવીનાસી, કીધુ કૌતીક કામ; આદ્ય શક્તી અવીચળ થઇ વસીયાં, અધાપી તે ઠામ. ૧૭૧ ભય ઉપજાવ્યો અનુચરને, કરયું ભદ્ર દેવનું કામ; કાળુ સ્વરૂપ ધરયું તે માટે, પડયુ ભદ્રકાળી નામ. ૧૭૨ તવ શક્તિને મુકીને રાવણ, શીવને લઇને જાય; હવે દીવ્ય બાણ લેવાને માટે, દેવે રચ્યો ઉપાય. ૧૭૩ ગણપતીએ સ્વરૂપ ધરીયું, બ્રાહ્મણનું તે વાર; ગઉનું ટોળું ચરાવા માટે, ઉભી વંન મોઝાર. ૧૭૪ તેવે સમે ત્યાં રાવણ આવ્યો, લઈ બાંણ લંકા જાય; રાવણને લઘુશંકા લાગી, અકળાયો તવ ત્યાંય. ૧૭૫ કેહે ગણપત અકળ ગતી ઇશ્વરની, કોણે કળી નવ જાય; મુરખ મનમાં વીચાર કરે, પણ ધારયું હરીનું થાય. ૧૭૮ રાવણે રેહેવાયુ નહી તવ, વીચારી મન વાત; ગાયોના ગોવાળને જોઇને, કેહેવા લાગ્યો ક્ષાત. ૧૭૯ કેહેરે ભાઇ તું કોણ છે, આ લીંગ ગ્રેહે ક્ષણ એક, હું લઘુશંકા કરીને લઉં છું, રાખ્ય કરીને વીવેક. ૧૮૦ ગોવાળો કેહે ગાય મારી, દુર વનમાં જાય,

ય, તમને રાજા વાર લાગે; કોણ ખોટી થાય. ૧૮૧ રાવણ કહે નહી વાર લાગે, આવુ આણિ વાર; ગણપતી કેહે જો વાર થશે તો, મારે એહ કરાર. ૧૮૨ ત્રણ વાર હું હાંક મારી, અવની મુકીશ બાંણ, તારે માહારે સરત એટલી, શાખી પુરૂષ પુરાણ. ૧૮૩ લધુ શંકા કરતાં ગ્રહાય નહીને, અવની નવ મુકાય; રાવણે તવ બાંણ આપ્યું, ગણપતીના કરમાંય. ૧૮૪ દુર જઇ લધુ શંકા કરવા, બેઠો રાવણ તે વાર; સુક્ષ્મ જેવી સરીતા ચાલે, તેમ છુટી ધાર. ૧૮૫ ગણપતીએ તવ હાંક મારી, કપટ કરયું તતખેવ; પિશાબ બંધ પડે નહી, એમ સંચ કર્યો સૌ દેવ. ૧૮૬ ત્રણ વાર તવ હાંક મારી, અવની મુકયું બાણ; અંતર્ધ્યાન થયા ગજાનન, ગૌ-સાથે નીરવારણ. ૧૮૭ લધુ શંકા તવ બંધ પડીને, ઉઠી આવ્યો રાય; અત્યંત બળે ઉપાડે પણ, લીંગ નવ ઉચકાય. ૧૮૮ અવનીમાં ગઉ અલોપ થાતાં, ગ્રહ્યા કરણ તે વાર; ગઉનો કર્ણ નવ ઉપડયો, તે સમઇભુ મોઝાર. ૧૮૯ અવીચળ લીંગ થયું તે વેળા, માહાબળ કીધું રાય; નીરાશ થઇને રાક્ષસ રાજા, ગીરી કૈલાસે જાય. ૧૯૦ શંકરની બહુ સ્તુતી કીધી, પ્રસન કર્યા તતકાળ; કરજોડીને શીવને કહે છે, લંકાનો ભુપાળ. ૧૯૧ વીકાળ રૂપે વીનતા થઇને, લીંગ અવીચળ ઠરીયું; મીથ્યા શ્રંમ ગયો સૌ માહારો, પ્રભુ કારજ કંઇ નવ સરીયું. ૧૯૨ શંકર કહે કર્ય સબુર રાવણ, રૂડુ થાશે કામ; મય દાનવને કન્યા સુંદર, મનોવરી તેનુ નામ. ૧૯૩ ત્રણ ભોવનમાં તેની તુલ્યના, નવ મળે કોઇ નાર; માહા મનોહર રૂપ તેનું, સતી તણો અવતાર. ૧૯૪ તે તુજને પરણાવશે, વળી સાંગ્ય આપસે સાર; તે સક્તીના તેજથી, તુજ વશ વર્તે સંસાર. ૧૯૫ વીસ્વંભરનો વર લઇ રાવણ, ગયો લંકા મોજાર; માતા સાથે મહાબળેશ્વર, આવીયો તે વાર. ૧૯૬ રાવણ કુંભકરણ વીભીક્ષણ, કૈકશી તેની માત; સર્વે મહાબળેશ્વરે આવી, સેવતાં સાક્ષાત. ૧૯૭ તે ક્ષેત્રમાં દેવ રહ્યા સૌ; કરવા શીવની શેવ; માહાબળીયા રાજા સુર મુનીવર, આવી રહ્યા તતક્ષેત્ર. ૧૯૮ માહાબળ કીધુ રાવણે તે, મહાબળેશ્વર નામ; ગઉનો કર્ણ ઉપાડયો માટે, ગૌકર્ણ ક્ષેત્ર ધામ. ૧૯૯ સાગરના ત્રડ ઉપર વસીયા, ભોળો દીન દયાળ; શંકરની પશ્ચીમે દેવી, ભદ્રકાળી વીકાળ. ૨૦૦ બ્રહ્મા વીષ્ણું સારદ નારદ, શેષ ને સુર રાય; શેવા સમરણ ધ્યાન તર્પણ, નૃત્ય કરે ગુણ ગાય. ૨૦૧ ગઉત્યમ કેહે તુ ત્યાં જા રાજા, સીવ સરણે સુખ થાય; સાગર મધ્યે સ્નાન કરતાં, બ્રહ્મહત્યા ટળી જાય. ૨૦૧ મીથુલા

પુરમાં જનક રાએ, તેડયો મુજને આજ; તે માટે હું જાઊ જનકપુર, કરવા યજ્ઞનું કાજ. ૨૦૩ શંકર કેરી ઉપાસના છે, જનકતણે દરબાર; તે માટે સૌ મહાબળેશ્વર, જવાના છે નીરધાર. ૨૦૪ કીલમીસ પાદે તવ સ્તુતી કરી છે, ગઉત્યમની બહુ પેર; મુનીવર રાયને આશીશ દઇને, ગયા જનકને ઘેર. ૨૦૫ ગોકર્ણ ક્ષેત્રે ગયો રાજા, માહાબળેશ્વર માંહ્ય; સ્નાન દાંન જપ તપ શીવ સેવા, કરતો રહીને ત્યાંહ્ય. ૨૦૬ એક સંવત્સર શંકરને સેવ્યા, દોષ થયા સૌ દુર; અવસાને વૈમાને બેસી, ગયો રાય શીવપુર. ૨૦૭ પતીત પાવન અધમ ઓધારણ, પશુ પતી જુગજીવન; ત્રવણ નેત્ર ત્રીશુળ ધારી, તારીયો રાજંન, ૨૦૮ માહા ઘોર પાતીક ચંડાળણીનું, પળમાં કીધુ નાશ; અપવીત્રને તારી દયાળે, આપ્યો વાસ કૈલાસ. ૨૦૯ સુદ્રા સાથે જાર કરી તો, રગત કોડ થયા દેહ, મદીરા માંસનું ભક્ષણ કરયું તે, ચંડાળણી થઇ તેહ. ૨૧૦ ગોવચ્છનો વધ કર્યો તો, જન્મ અંધ થઇ નાર; એકવાર શીવ ઓચરી તો, પામી ભવજળ પાર. ૨૧૧ સર્વથા શીવ સમરણ સાચું, કળીમાં સાધન સાર; સુત પુરાણી સૌનીક મુનીને, કહે કથા વીસ્તાર. ૨૧૨ શ્રોતા વકતા પ્રીછક જનના, આવાગમન ટળી જાય; સ્નેહ ધરી શ્રવણતા શ્રોતા, જન્મ કતારથ થાય. ૨૧૩ સ્કંધ પુરાણ બ્રહ્મોતર ખંડે, કથા પાવન એહ; શ્રી ધરકૃત શીવ લીલા અમ્રત, દક્ષણિ ભાષા જેહ. ૨૨૪ શીવ પુરાણને સ્કંધ પુરાણનો, મેળવ્યો સબંધ; બુધીના અનુસારે કીધું, ગુજરાતી પદ બંધ. ૨૧૫ બાળક બુધે કાલાવાલા, કીધા સીવ ગુણગાંન; કહે ગણપતહું નામીત માત્ર, કરતા શીવ ભગવાન. ૨૧૬ (વલણ) મીત્ર સહરાજાનનું પાવન એ આખ્યાનરે; ચંડાળણી ઉધાર પામી, ત્રુઠયા સીવ ભગવાનરેરે. ઇતી શ્રીમદ સ્કંધ પુરાણ બ્રહ્મોતર ખંડે, કીલમીસપાદ આખ્યાન વર્ણન ગણપતરામ કૃત સીવસાગર અમ્રતે ચતુર્થો અધ્યાય સમાપ્ત. ૪ સીવાપર્ણ શ્રી રામકૃષ્ણ દેવકી જયે, હર હર માહાદેવ હર.

ગણપત રામકૃત. સીવસાગર અમ્રત.

---

## અધ્યાય ૫ મો.

શ્રીગણેશાએ નમઃ રાગ આશાવરી ચોપાઇ, હલકવદે માહા મુની સુતજી વચંન; સુણો સૌનીકાદી રૂષીજંન; કરૂ શંકર ગુણ વરણન, અનીહાંરે શ્રવણતાં જન થાય પાવંન. ૧ એક ઇશ અકળ અખંડ, જેને રોમ કોટી બ્રહ્માંડ; મુખે શીવ રટે એકવાર, અનીહાંરે તેની રક્ષા કરે ત્રી-

પુરાર. ૨ ઊમીયાને કહે શીવરાય, પંચાક્ષર પાવન મહીમાંય; શીવ પંચાક્ષર માહા મંત્ર, અનીહાંરે કોટી પ્રાશ્ચીત પ્રજાળે તત્ર. ૩ ઘણો ગુપ્ત છે એનો ભેદ, નવ જાણે પુરાણો ને વેદ; તેના પુન્યનો નાવે પાર, અનીહાંરે સુણો આક્ષાન કહુ એક સાર. ૪ પુન્ય નગર મથુરાં પાવન, ત્યાંનો દાસાર્હ નામે રાજંન; યાદવ વંશી પવીત્ર રાજેંદ્ર, અનીહાંરે ચંદ્ર વંશનો ચતુર ચંદ્ર. ૫ ભુપ શીરોમણિ ભાગ્યવાંન, ધર્મ શીળ દયાળુ રાજંન; પ્રજા પાળણ ટાળણ કષ્ટ, અનીહાંરે તેના રાજમાં નહી કોઇ ભ્રષ્ટ. ૬ સંત ગઉ દ્વીજ પાળણ હાર, સુરવીર રણધીર અપાર; મુગટ મુસ્તકે રત્ન જડીત, અનીહાંરે જેવી ચળકે આકાશે તડીત. ૭ દળ સંન્યાનુ સાગરપુર, જોઇ મામ મુકે માહાસુર; પ્રધીચંદ્ર કળા સમ પામે, અનીહાંરે પ્રજા ચકોરના કષ્ટ વામે. ૮ તપે તેજતે સુર્ય સમાન, કળા ચોસટ ને ગુણવાન; તેહેને ઘેર છે સાધવી નારી, અનીહાંરે કાશી રાજા તણી તે કુમારી. ૯ માહા મનોહર સુંદર રૂપ, કમળાસમ સોભે અનુપ; ચપળા સમ ચળકે તંન, અનીહાંરે મંદ હાસ્યને ચંદ્ર વદંન. ૧૦ કર કંજ કમળ સમ શોભે, જોઇ મહા મુનીના મન લોભે; પર્મ પાવની પતીવ્રતાય, અનીહાંરે શીળવંત સતીની કાય. ૧૧ રૂપ જોઇ રતી મુકે મામ, કળાવંતી છે તેહેનું નામ; ગુણ લાવણ્ય સાગર લેહેરી, અનીહાંરે હંસગમની કોકીલાશ્વરી. ૧૨ મંદ હાસ્ય કામ વશ કરણી, પ્રતીબીંબ પડે છે ધરણી; તેના અંગ તણો જે સુવાસ, અનીહાંરે રાય કુરંગ પડયો મોહ પાસ. ૧૩ ભ્રવ નેણાએ કામ કટારી, કીધો ઘાયેલ રાયને મારી; વાગ્યાં રાયને મોહનાં બાણ, અનીહાંરે રાણી તનમન જીવન પ્રાણ. ૧૪ એક સમે એકાંન્તે અવાસ, રાયે રાણી બોલાવી પાસ; સતી આવીને લાગી પાય, અનીહાંરે મંદ હાસ્યવદયો તવરાય ૧૫ હે શ્રૃંગાર વેલી સુભાગી, મમતનુ વૃક્ષ સંગે આલીંઘી; ઉત્યમ ફળ પુત્ર ઉત્પન કરણી, અનીહાંરે કરો વીહાર ચંપક વરણી. ૧૬ રાય વચન સુણી તે વાર, મંદ હાસ્યે હસી તવ નાર; જાણે શ્રોગાર સર નીમરાળી, અનીહાંરે બોલી સતી પ્રસન મુખ વાળી. ૧૭ સુણો દાસીની વીનતી સ્વામ, કરયું વૃત મેં દહન કામ; સોમ પ્રદોસ વૃત સંજોગ, અનીહાંરે સ્વામી કરવો ઘટે નહી ભોગ. ૧૮ જે નારી રોગીષ્ટ અત્યંત, હોય ગર્ભણી કે રૂતુવંત; હોય અભુગ્ત કે વૃધ વાળી, અનીહાંરે વૃત અશક્ત કે વય બાળી. ૧૯ તેહેનો સંગ ન કરવો રાય, એવો નીગમ બોલે ન્યાય; હર્ષવંત સ્રીને ભરથાર, અનીહાંરે કરવો ષટ રસ અંનનો આહાર. ૨૦

મંદ જોબન સમ વયસીર, સુભ કાળ ઘટી સુભવાર; અષ્ટ ભોગે કરીને યુક્ત, અચીત્યા દેશથકી જે મુકત. ૨૧ સર્વ પ્રકારે એવો સંજોગ, રાજ લક્ષણ એછે ભોગ; રાણીનાં સુણી નીતી વચન, અનીહાંરે રાયને કર્યો કામે દહન. ૨૨ મંદ અંધ રહીત વીચાર, બળાત્કારે આલીંગ્યો તે વાર; તપ્યું તંન રાણીનું અપાર, અનીહાંરે ઉષ્ણ લોહકે ખેર અંગાર. ૨૯ દેખી દાહ થયો દુર રાય, પુછે રાણીને આ શું કહેવાય; સતી કહે સુણો હે સ્વામીનાથ, અનીહાંરે કરૂ વીનતી જોડીને હાથ. ૨૪ મુની દુર્વાસા પાવન, મમ ગુરૂ સુણો શ્વામીન; પીતા અનુસુયા માત, અનીહાંરે તેમના સુત જગ વીખ્યાત. ૨૫ સીવ પંચાક્ષરનો મંત્ર, મુને આપ્યો જપું દીન રાત્ર; માહારૂં અંગ સીતળ અત્યંત, અનીહાંરે તેમ દેહ છે પાપ સંયુગ્ત ૨૬ શીવ પંચાક્ષર પાવન, તપ્યો તાપતે પાપ દહન; એવો મંત્ર તણો મહીમાય, અનીહાંરે સુણી આશ્ચર્ય પામ્યો રાય. ૨૭ ભુપ કેહે સુણો સાધવી નાર, મુને મંત્ર આપો આવાર; કેહે કળાવતી સુણો નાથ, એતો અજુગ્ત સરખી વાત. ૨૮ નરનો ગુરૂ નવ હોય નાર, અસ્ત્રીનો ગુરૂ કહાવે ભરથાર; ઇષ્ટ ઇશ્વર ગુરૂ સમાન, અનીહાંરે સતીનો સ્વામી શ્રીભગવાન. ૨૯ માટે કયમ થાય તમને મેં બોધ, એતો અસંભવ ધર્મ વીરોધ; રાય કેહે સુણો સાધવી પર્મ, અનીહાંરે નર નારી જે આચરે ધર્મ. ૩૦ તેમાં બંનેનો સરખો ભાગ, માટે કરવો અનીતીનો ત્યાગ; જાણો દેહને છાયા જેમ, અનીહાંરે અસ્ત્રી પુરૂસ સબંધ છે તેમ. ૩૧ અર્ધ અંગ પુરૂષનું નાર, જેમ રાજ પ્રધાન અધીકાર; નર ત્યાગી પોતાની નાર, અનીહાંરે કરે અધર્મી જે વ્યભીચાર. ૩૨ તજી કુળ કાયાનો ધર્મ, અતી આચરે કુડાં કર્મ; સાધવી કેહે સારો વીચાર, અનીહાંરે નરખર નવ માંને લગાર. ૩૩ મેં નવ માન્યા તુજ નીતી વચન, માટે પ્રગટયો પરી તાપ મંન; એવું શ્રવણી કહે છે રાણી, અનીહાંરે સ્વામી સત્ય તમારી વાંણી. ૩૪ પણ નારીનો એછે ધર્મ, પતી વચન પાળવું પર્મ; ઉવેખીને પોતાનો ભરથાર, અનીહાંરે નારી પાળે જો ધર્મ અપાર. ૩૫ તોતે ધર્મ અફળ સૌ જાય, એવી વેદ પુરાણે કથાય; પ્રાણવલ્લભ છો પ્રાણનાથ, અનીહાંરે હું તો દાસી તમારી અનાથ. ૩૬ પણ કરગરી કહું છું ઉપાય, સુણો જદુકુળ જાદવ રાય; તમારા ગુરૂ ગર્ગાચાર્ય, અનીહાંરે તપ તેજ તણો આચાર્ય. ૩૩ સૌ મુનીવરમાં ગર્ગ ઇંદ્ર, તમને જ્ઞાન કરે રાજેંદ્ર;

નારીનાં સુણી પર્મ વચંન, અનીહાંરે રાયનું થયુ નીર્મળ મન. ૩૮ તવ રાણીને લઇને રાય, આવ્યો જમુનાંજીના ત્રડમાંય; બેઠા ગર્ગાચાર્ય ગુરૂ ત્યાંહય, અનીહાંરે લાગ્યાં રાય રાણી બે પાય. ૩૯ નીર્મળ પાવન જુમનાં નીર, માહા પાવન વ્રક્ષ ગંભીર; કીધું રાય રાંણીએ સ્નાન, અનીહાંરે મુની ધરતા હરીનું ધ્યાન. ૪૦ આવ્યાં પવીત્ર પણે મુની પાસ, કરયુ પુજન પ્રેમ પ્રકાસ; ગંગોદકે કરયો અભીસેક, અનીહાંરે ધુપ દીપ નૈવેદ વીશેક. ૪૧ દીવ્ય વસ્ત્ર આભુષણ રતન, દીધી દક્ષણા બહુ મુની જંન; રાય રાણીએ જોડીને હાથ, એનીહાંરે ઘણું સંતોસીયા મુનીનાથ. ૪૨ ઘણુ હર્ષ પાંમી મુનીવર, દીધો રાય રાંણી સીર કર; કરાવ્યું શીવનું પુજંન, અનીહાંરે પછે મંત્ર આપ્યો રાજંન, ૪૩ કરયો કાનમાં મંત્ર ઉચ્ચાર, વેદ શાસ્ત્ર રીતી અનુંસાર; સબ્દ ઉતરીયો ઉરમાંહ્ય, અનીહાંરે ત્યારે કૌતીક પ્રગટયું ત્યાંહય. ૪૪ કોટી જન્મનાં પાપ અથાગ, કર્ણ વાટે નીકળીયા કાગ; થયા જોતામાં ભસ્માકાર, અનીહાંરે રાય ક્ષોભ પામ્યો તેણીવાર. ૪૫ પ્રભુ કહો મુંને કારણ કથી, માહારા ઉદરમાં કાગ કયાંથી; મુની કહે તાહારાં પુર્વનાં પાપ, અનીહાંરે નાઠાં કાગ સ્વરૂપે આપ. ૪૬ મહા મંત્ર તણો પ્રતાપ, બળી પ્રલે થયાં સૌ પાપ; સુવર્ણ સ્તેય અભક્ષા ભક્ષ, અનીહાંરે સુરાપાન ગુરૂ નીંદક. ૪૭ પરદારા ગમન પર દ્રવ્ય હર્ણ, પર નીંદા ઇચ્છે પરમર્ણ; ગૌ હત્યાતે સ્ત્રી હત્યાય, અનીહાંરે બ્રહ્મ હત્યા તે બાળ હત્યાય. ૪૮ મીત્ર દ્રોહી ગુરૂ દ્રોહી જેહ, છળ કપટ કુદ્રષ્ટે સ્નેહ; પ્રસાદ ભેદ અને લીંગ ભેદ, અનીહાંરે પંગ્તી ભેદતે હરીહર ભેદ. ૪૯ મીત્રદ્રોહી અને ગુરૂદ્રોહી, વેદદ્રોહી અને વીસ્વ દ્રોહી; પક્ષી ઘાતીને વીશ્વાસઘાતી, અનીહાંરે ઉપર દંભને ઉદર કાતી. ૫૦ હોય લંપટને દુરાચારી, પુસ્તક ચોર ધર્મ ભ્રષ્ટ કારી; કર્મ ભ્રષ્ટ પામે બહુ કષ્ટ, અનીહાંરે દેવ તીર્થનો નીંદક નષ્ટ. ૫૧ માતૃ પીતૃ હત્યા બક ધ્યાંની, ગ્રામ દ્રોહકને અભીમાની; કન્યા વીક્રય ગોવીક્રય, અનીહાંરે હય અવનીને રસવીક્રય. ૫૨ અનેક જન્મનાં પ્રાશ્ચિત જેહ, કાગ રૂપે પ્રલય થયાં તેહ; તવ નીસ્પાપ થયો ભુપત્ય, અનીહાંરે કાયા કંચન સમ સુભ મત્ય. ૫૩ કરજોડીને તેણીવાર, ગુરૂને નમ્યાં સ્ત્રી ભરથાર; દીધી આસીસ તવ મુનીજંન, અનીહાંરે આજ્ઞા લઇ રાય આવ્યો ભોવંન. ૫૪ પ્રજા પામી છે હર્ષ અપાર, શીવ ભગ્તી કરે નરનાર; પ્રતીષ્ટા બહુ શીવની થાય, અનીહાંરે રૂદ્રાભીસેક શીવ કથાય. ૫૫ ધરે રૂદ્રાક્ષ વીભુતી

અંગ, બ્રહ્મ ભોજન કરાવે ઉમંગ; શીવ દેવળે દર્સને જાય, અનીહાંરે ટાંડવ નૃત્ય કરે ગુણગાય. ૫૬ નહી રોગ વીયોગને સોક, અતી આનંદમાં સૌ લોક, પ્રજા પ્રીતે કહે ધન્ય રાય, અનીહાંરે રાય કહે ધન્ય ગુરૂ મહીમાય. ૫૭ ધન્ય ધન્ય કળાવતી નાર, ભવ પાર કરયો ભરથાર; ધન્ય ધન્ય ભોળા ઇશ્વર, અનીહાંરે ધન્ય માહા મંત્ર પંચાક્ષર. ૫૮ જેના નામનો પ્રબળ પ્રતાપ, બળી ભસ્મ થયાં સૌ પાપ, નહી વ્યાધી દરીદ્ર દુષ્કાળ, અનીહાંરે સુખ ભોગવે રાજસંભાળ. ૫૯ પુન્યદાંન સ્નાન તપ ધ્યાંન, નીત્ય આચરે રાણી રાજાન; એમ કરતાં ગમાવ્યો કાળ, અનીહાંરે નીજપદ આપ્યું છે દયાળ. ૬૦ ગયાં કૈલાસમાં નરનાર, દીવ્ય દેહધરી તેણીવાર; શીવ ભગ્તીનો એ મહીમાય, અનીહાંરે સુતજી કહે સુણો સૌનીકરાય. ૬૧ ધન્ય ધન્ય તે નરને નાર, ભાવે ભગ્તી કરે ત્રીપુરાર; હરીહરમાં નવ રાખવો ભેદ, અનીહાંરે વદે શાસ્ત્ર પુરાણોને વેદ. ૬૨ એતો અકળ અભેદ અખંડ, એક અલક વ્યાપીત બ્રહ્માંડ; તેનો પાર ન પામે કોય, અનીહાંરે અજ સરસ્વતીને શેષ્ટ સોય, ૬૩ કરવા જગ્ત તણો ઓધાર, નાથ લીલા કરે છે અપાર; આખા દીવસમાં એકવાર, અનીહાંરે રામકૃષ્ણ કે શીવ ઉચાર ૬૪ તેના ત્રીવીધો તાપ પળાય, સુખ ભોગવી શીવ પુર જાય; રાય દાસાહેનું આખ્યાન, અનીહાંરે પ્રેમ ભગ્તી કરે શ્રવણ પાંન. ૬૫ તેના જન્મનાં પ્રાશ્ચીત જાય, સદા શીવ કરે તેની સાય; શીવ લીલા અમ્રત ગ્રંથ પ્રચંડ, અનીહાંરે સંધ પુરાંણ બ્રહમોતર ખંડ. ૬૬ સત્યવતી સુતવ્યાસ વચંન, સુકે તારયો પરીક્ષત રાજંન; માહા પાવન કથા અમ્રતવાંણી, અનીહાંરે કહે સૌનીકને સુત પુરાણી ૬૭ જીલ્લે અમદાવાદનું ગામ, નૈષધપુર નરોડા નામ, ત્યાંતો નીવાસી ગણપત વ્યાસ, અનીહાંરે હરી ગુરૂ સંત દ્વીજનાદાસ. ૬૮ ભાષા મરેઠી ગ્રંથ સંબંધ, કીધો ગુજરાતીમાં પદબંધ; હુંછું પાંમર જીવ અજ્ઞાંન, અનીહાંરે કરતા હરતા ભોળો ભગવાન. ૬૯ વલ્લણ, શિવ પંચાક્ષર મંત્રનો; મહીમાં અપરંપારરે, કહે ગણપત કરજોડીને, ભજવા શીવ ત્રીપુરારરેરેરે, ઇતીશ્રીમદ સ્કંધ પુરાંણ બ્રહમોતર ખંડે દાસાહે આખ્યાન વર્ણનઃ ગણપતરામ કૃત શીવ સાગર અમ્રતે પંચમો અધ્યાય. ૫ સમાપ્ત. શ્રી રામકૃષ્ણ દેવકી જે, હરહર મહાદેવ હર શીવાર્પણ.

# અધ્યાય છઠો. ૬.

શ્રી ગણેશાએ નમઃ રાગ વેરાવર વેરાડી, સુતપુરાણી વાણી વદે રૂષી રાયરે; ભોળો ભગ્ત વત્સળ ભગવંનઃ સુણો મહીમાયરે અમુલ્યખ અવસર જાય છે રૂષી રાયરે; આ મોગો મનુસા તન, સુણો મહીમાયરે ૧ ફરી ફરીને તે નહી મળે, રૂષીરાયરે; માટે ધરવુ હરીનું ધ્યાંન; સુણો મહીમાયરે. શીવરાત્રીનું વ્રત કરી રૂષી. કરવા શંકરના ગુણ ગાન સુણો. ૨ અંતસ્કર્ણ સુદ્ધ રાખવું રૂષી. સ્વચ્છ રાખવું જ શરીર સુણો; કામ ક્રોધ મોહને તજી રૂષી, ધરી રહેવું અંતરમાં ધીર સુણો. ૩ તે ઉપર આક્ષાનકહું રૂષી, કરતા શ્રવણ પ્રાશ્ચીત જાય સુણો; દધીચી નામે દ્વીજ હુતો રૂષીરાયરે, તેનો સુદર્શન સુત કેહેવાય સુણો. ૪ ચાર સુત વળી અન્ય હતા રૂષી રાયરે, વીપ્ર પાવન દર્ધાને તંન સુણો; શીવ ભગ્તી કરતા સદા રૂષી, રાખી નિર્મળ પોતાનું મંન સુણો. ૫ વડીલ સુત સુદર્સન તણી રૂષી રાયરે, હતી દુસ્કલપ નામે નાર સુણો; એક સમે દધીચી ગયા રૂષી, દુરગ્રાંમાંતર નીરધાર સુણો. ૬ સુદરસને કહી ગયા રૂષી, રેહેજે શીવ સેવામાં સાવધાંન સુણો; સંબંધીએ ત્યાં રોકીયા રૂષી, પરોણા રાખી દીધાં માન સુણો. ૭ તેવે સમે દીન આવીયો રૂષી, શીવ રાત્રી તણો પાવન સુ; માધવની ચતુર્દસી રૂ. વ્રત આચરે સરવે જંન સુ. ૮ સુદર્સને તે સમે રૂષી, કીધુ શીવ રાત્રીનું વ્રત સુ. સાવધાન થઈ શીવ સેવીયા રૂ. આરતી ઉતારી કીધું નૃત સુ. ૯ શીવ સેવામાં તત્પર રહ્યો રૂષી, નીજ પીતા પ્રમાણે તેહ; સુ. દીવસ બધો ગુજારયો રૂ. થયું રાત્રીએ વીપરીત એહ સુણો. ૧૦ નારી અધર્મી સુદર્શનની રૂષી; દુષ્કલપા પાપણી જેહ; સુ. ભરથારને તેણે ભોળવ્યો રૂષી, કરયો સ્વામીશું ભોગ સ્નેહ સુણો. ૧૧ નીજ નારીનો સંભોગ કરી રૂ. નવ સ્નાન આચરયુ ત્યાંહે સુ. મધ્ય રાત્રે માહા પુજા કરી રૂ. જઇ શીવ દેવળની માંહ્ય. સુ. ૧૨ અધર્મ એવો આચરયો રૂ. તેથી જડ થયું તેનુ તંન સુ. નારી મૃત્યુ તુલ્ય થઈ રૂ. એને કોપીયા પંચ વદન સુણો. ૧૩ પીતા આવ્યા પરગામથી રૂષી, જાણી દધીચીએ વીપરીત પેર સુણો; અંતરગત સોચે ઘણું રૂષી, કીધો પુત્ર તેં કુડો કેર સુણો. ૧૪ શીવજીએ સ્વપ્નામાં સુચવ્યુ રૂષી, તુજ પુત્રે કરયો અપરાધ સુણો; સુણી શીવને દધીચી કરગરે રૂષી, પ્રભુ ક્ષમા કરો સ્વામી સાધ સુણો. ૧૫ સુત વધુને ધીકારતો રૂષી, કેમ પડીયાં કુપાત્ર પેટ સુણો; ભ્રષ્ટ થયો ભાન ભુલીયો રૂષી, પ્રગટયો પુત્ર તું દૈવની વેઠ સુણો. ૧૬ સુત વને કારણે રૂષી, આ-

રાધ્યાં દધીએ ઉમીયાય સુણો; અનુષ્ટાન અંબાનું માંડીયું રૂષી, થયાં પ્રમેશ્વરી માંય સુણો. દધીચી રૂષીને દેવી કહે રૂષી, વર માગો થઇ સાવધાન સુણો; દધિચી કહે દયા કરો ઉમીયાયરે, ભુલ્યા રંક બાળક અવજ્ઞાન લાગુ પાયરે. ૧૮ પદ્માં પ્રસન થઇને કહે રૂષી, સુત નારી થશે સાવધાન સુણો; ઉમીયાએ ઇશને વીનવ્યા રૂષી. કરી કરૂણા ભોળા ભગવાંન સુણો. ૧૯ તવ ચંડીને શંકર ત્રુઠીયાં રૂષી, ખોળે લીધો શુદર્સન કુમાર સુણો; વરદાન નાના વીધનાં રૂષી, આપ્યાં શીવ શક્તીએ અપાર શુણો. ૨૦ પુજારી કરી સ્થાપીયો રૂષી, નામ બટુક ધરયું ક્ષણ માંહ્ય સુણો; શીવ કહે શેવક તું માહ્યરો રૂષી, સદા રહે મમ દેવળ જ્યાંહ શુણો. ૨૧ મમનીર્માલ્ય ગ્રત તૈલ્ય અન્ન સૌ રૂષી, શુત ગ્રહણ કરજે તું તેહ શુણો; તે તણો દોષ તુંને નહી રૂષી, સત્ય શીવ સમ તાહરો દેહ શુણો. ૨૨ મંત્ર પંચાક્ષર આપીયો રૂષી, સુત કરજે તું તેનો જાપ સુણો; વેદ તહારે ભણવા નહી રૂ. વાણી વદીયા સદાસીવ આપ શુણો. ૨૩ જેકોઇ તુજને પુજશે રૂષી તેને મમપુજન ફળ થાય શુણો; અસ્તુ ભર્યો જઇ તું કરે રૂષી, તેનું સફળ કારજ કહેવાય શુણો; ૨૪ જે કોઇ બટુક જમાડશે રૂષી, તેણે જમાડયા શીવ ભગવાન શુણો;તે ઉપરથી આક્ષાન કહુ રૂષી. સુણ શ્રદ્ધા થકી દઇ કાન સુણો. વર્તનામે એક નગર હતું રૂષી. જ્યાં અંધકેસ્વર નામે માહાદેવ શુણો; ભદ્ર સંજ્ઞીત નામે ભુપતી રૂષી.પ્રજાપત્યવૃત આચરે એવ શુણો. ૨૬ શીવે ધ્વજ તેને આપીયો, રૂષી કહ્યું બાંધજે મેહેલ છજાય સુણો, વૃત પુરણ થએ આપે પડી જશે રૂષી, અધુરૂ નવ પડે એ ધજાય સુણો. ૨૭ નીત્ય મેવ ધ્વજ બાંધવો સુણ રાયરે, પુરણ વૃતે પડી જશે આપ સુણો. તે પ્રમાણે વૃત આચરયું તવ રાયેરે, બ્રહ્મભોજન કરાવે અમાપ સુણો. ૨૮ કાર્ય પુરણુ થાય જે સમે રૂષી, ન છોડે પડે ધ્વજ એહ સુણો; એકદીન વીપ્ર-જમ્યા વીના રૂષી, પહેલો બટુક જમાડયો જેહ સુણો. ૨૯ તે સમે ધ્વજ પડી ગયો રૂષી, કાર્ય પુરણ થયું જાણી તેહ સુણો; જોઇ આશ્ચર્ય ભુપતી પામીયો રૂષી, મોટો પડયો મનમાં સંદેહ સુણો. ૩૦ રાયેપંડીતોને પુછયુ રૂષી, નીત્ય કાર્ય અધુરૂ છે આજ સુણો; બ્રહ્મભોજન હજી થયું નથી રૂષી, કેમ ધ્વજ પડીયો મહારાજ સુણો. ૩૧ વીપ્રો તવ વાંણી વધા રૂષી, સુણો રાય સત્ય કહું આજ સુણો; પ્રથમ બટુક જમી ગયો શુણો રાયરે, માટે ધ્વજ પડયો એ આજ શુણો. ૩૨ પ્રજાપત્ય પુરણ થયુ રૂષી, એવો બટુકતણો મહીમાંય શુણો; બટુકને જેણે ન પુજ્યા રૂષી, તેનું મીથ્યા જા-

ચ શુણો. ૩૩ તપથકી તે અધમ થયો રૂષી, માટે તપોધમ કેહેવાય શુ-ણો. અધ્યાય આજે સાંભળે રૂષી રાયરે, તેને શીવ પુજાનું ફળ થાય. સુણો-મહીમાયરે. ૩૪ વક્ષણ અધ્યાય એ શ્રવણ માત્રથી, શીવપુજા ફળ થાયરે; કેહે ગણપત શીવકૃપાથકી, બટુક તણો મહીમાયરેરેરે. ઇતિ શ્રીમદ શી-વ માહાપુરાણે જ્ઞાન સંહીતાયાં બટુક મહીમા વર્ણન ગણપતરામ કૃત શી-વસાગર અમ્રતે સષ્ટોઅધ્યાય સમાપ્ત. ૬ રામકૃસ્ન દેવકી જે હરહર મહાદેવ સીવાર્પણ.

ગણપત રામકૃત. સીવશાગર અમ્રત.

---

## અધ્યાય સપ્તમો. ૭ મો.

શ્રીગણેશાએનમઃ રાગ ધનાશ્રી સુત પુરાંણી વાંણી વદ્યા, સુણો સૌનીકાદી રૂષીરાયજી; શી ઇચ્છા છે સાંભળવાની, શંકર ગુણ મહીમાયજી. ૧ સૌનિકાદી મુની વદે કૃપાળા, સુતજી સ્વામી માહા ભાગજી; જે જે પ્રસ્ન અમોએ પુછયાં, આપે સંદેહ કીધો ત્યાંયજી. ૨ આપ તણા મુખકેરી વાણી, અમ્રતરૂપી સારજી; શિવના ગુણ શ્રવણતાં અમને, ત્રપ્તી ન થાય લગારજી. ૩ તે માટે પ્રભુ સાંભળવાની, ઇચ્છા અમને એહજી; જે જ્યોતીર્લીંગ જુગમાં કેમ પ્રગટયા, સ્વામી ટાળો સંદેહજી. ૪ એવું સુણીને સુતજી વદીયા, ધન્ય મુની માહાભાગજી; ગયો અવસર ફરીને નહી આવે, સાંભળવાનો લાગજી, ૫ ક્ષણભંગુર આ દેહને જાણી, કરવું સાધન સારજી; સતસંગ કરી સત શાસ્ત્ર શ્રવણવું, ગાવા ગુણ ત્રીપુરારજી. ૬ કાચા કુંભ સરીખી કાયા, પીગળશે પળ માંહ્યજી; અમુલખ અવસર એળે જાશે, પસ્તાવું જઈ ત્યાંહ્યજી. ૭ તે માટે સત્ય સત્ય કહુંછું, વ્યાસ તણાં એ વચંનજી; શ્રધાએ એક શ્લોક શ્રવણતાં, નિર્મળ થાએ તંનજી ૮ નીરાકાર સાકાર સદાશીવ, નીર્લેપ વ્યાપીત બ્રહ્માંડજી; એક અનેક સ્વરૂપે વીસ્તર્યો, પીંડ ને બ્રહ્માંડજી. ૯ વ્યાપી રહ્યો વિશ્વ વિષે સઘળે, ઘટ ઘટ અંતરજામીજી; કાયા કર્મને માયાથી વરજીત, માયાપતી બહુ નામીજી. ૧૦ ઇશ્વરના ગુણ સંપુર્ણ ગાવા, શેષ પણ નવ કેહેવાયજી; કોટી કલ્પે પાર ન આવે, અગણીત ઇશ મહીમાયજી. ૧૧ અમ્રત કેરો સાગર ભરીયો, પુરણ નવ પીવાયજી; એક ચંચુ ભરિ જળ પીતાં, પક્ષી સુખીયો થાયજી, ૧૨ કીંચીત ગુણ શંકરના કહુંછું, સંક્ષેપે વીસ્તારીજી; શ્રદ્ધા ભક્તિએ શ્રવણ કરતાં, ભવજળ તરે નર નારીજી. ૧૩ જ્યોતિર્લીંગ

રૂપે પ્રભુ પ્રગટયા, કહું કથા વાવંનજી; ઉંચ નીચ રંક કે રાજા, વ્રધ બાળ જોબનજી. ૧૪ વીધવા સુધવા મુરખ પંડીત, દ્વીજ અને ચંડાળજી; સાંભળવા અધીકાર સરવને, છુટવા માયા જાળજી. ૧૫ શ્રધાળુને આસ્તીક હોય ત્યાં, ગાવા ગુણ ભગવાનજી; ભ્રષ્ટ બુધીના નાસ્તિક જનને, નવ કેહેવું પાવંન જ્ઞાનજી. ૧૬ કાગને આહાર કપુર કેરો, પનંગને પય પાનજી; અંધ આગળ અરીસો તેવું મુરખ આગળ જ્ઞાનજી. ૧૭ બધીર આગળ શંખ ફુંકયો, શું પ્રશ્ન મુગાં સંગજી; નપુંસ્યકને પુર્ષારથ ન ચડે, પાનો પાવઈ અંગજી. ૧૮ મદઅંધ અભીમાની, મુરખ અંતર અતી પ્રમાદજી; તેવા પુરૂષનો અતિ સંઘ ન કરવો, હરી કથા સંવાદજી. એમ કહીને સુતજી વદિય, સુણો સૌનીક રૂષી સારજી; જ્યોતીર્લીંગ સોમેશ્વર કેરો, પાવન જસ વીસ્તારજી. ૧૯ સત્યાવીશ નારીનો સ્વામી, ચંદ્રમા કેહેવાયજી; દક્ષતણી કન્યાઓ સુંદર, સ્વરૂપ અંગ સોભાયજી. ૨૦ તે સરવેમાં રોહીણી ઉપર, સ્વામીની પુરણ પ્રીતજી; તે જોઇ છત્રીસ ઈર્ષા રાખે, અતી શું વીપરીતજી. ૨૧ સર્વે મળી મનસુબો કરી ગઈ, પીહેર તાતને ઘેરજી; માત તાતને વાત જણાવી, સ્વામીની સૌ પેરજી. ૨૨ દક્ષ પ્રજાપતીએ તવ આવી, કહ્યું ચંદ્રને તેહજી; સ્વામી એ સૌનાપર સરખો, કરવો જોઇએ સ્નેહજી. ૨૩ એ સરવે પુત્રી છે માહારી, નુન્ય અધીક નહીં કોયજી; સમ દ્રષ્ટિ સરવેપર રાખો, વીરોધ વાત નવ હોયજી, ૨૪ એમ કહી નીજ મંદિરે ગયાં છે, દક્ષ પ્રજાપતી જેહજી; શેઠની શિખામણ ઝાંપા સુધી, ચંદ્રમાની તેહજી. ૨૫ ભાવી પદારથ તે નવ ભુલે, થનાર જેવી પેરજી; તેવી બુધી ઉપજે જીવની, કરયું ચંદ્રસ્વસુર શું વેહેરજી. ૨૬ અન્ય નારીને નવ બોલાવે, રાખે રોહણી સાથે સ્નેહજી; તવ સ્વસુરે આવી શ્રાપજ દીધો, ક્ષઇ રોગ થયો તમ દેહજી. ૨૭ ચંદ્રમાનું અમોસ સરખું, નીસ્તેજ થયું છે શરીરજી; વનસ્પતી સુકાવા લાગી, ન ઝરે અમ્રત નીરજી, ૨૮ દેવરૂષી તવ જક્ષ કીન્નર; માનવ મુનીવર સર્વજી; માંહો માંહ્ય કેહે દક્ષે ઉતાર્યો, ચંદ્ર સ્વરૂપનો ગર્વજી. ૨૯ ઔષધી વીના શ્રસ્ટી કેમ ચાલે, ન ઝરે અમ્રત સારજી; દેવ મુની મળી સરવે આવ્યા, બ્રહ્મા કેરે દ્વારજી, ૩૦ ચંદ્રતણુ સૌ વૃતાંત જણાવ્યું, દક્ષ શ્રાપનું જેહજી; એવું સુણીને બ્રહ્માજી વદીયા, સાંભળો સુરમુની તેહજી. ૩૧ ચંદ્રમાને નીજ સ્વરૂપ તણો અતી, ગર્વ હતો મન માંહ્યજી; પુર્વે અધર્મે અતી આચરીયો, તે પાપ પ્રગટીયું આંહયજી. ૩૨ ગુરૂ બ્રહસ્પતી કેરી નારી, તારા જેનું નામજી; સ્વરૂપચંદે તે શું

લપટાયો, કીધું કુડુ કામજી. ૩૩ અસુર ગુરૂ શુકરને શરણે, જઇને મુકી નારી એહજી; તે ચંદ્રના ગર્ભથી પુત્ર પ્રસવીયો, બુધ નામે છે જેહજી. ૩૪ તવ અજ કહે મેં જઇ સમજાવી, ચંદ્રને આપ્યો સુતજી; બ્રહસ્પતીને તારા જઇ સોંપી, યુધ થયું અદભુતજી. ૩૫ તવ ગુરૂ બ્રહસ્પતીએ શ્રાપજ દીધો, ચંદ્રમાને તે વારજી; તે પ્રાશ્ચિત સૌ મળીયું એકઠું, ક્ષઇ રોગ થયો નીરધારજી. ૩૬ હરી ઇચ્છા બળવાન છે માટે, ધારયું કોઇનું નવ થાયજી; પણ શ્રષ્ટી કેરા સુખને સારૂ, કરવો જોઇએ ઉપાયજી. ૩૭ ચંદ્રમાને લઇ જાવો સરવે, પ્રભાસપાટણ માંહયજી; શોરઠમાં જઇ શિવને સમરો, પાવન અવની ત્યાંયજી. ૩૮ બ્રહ્માજીનાં વચન શ્રવણતાં, આનંદીયા મુની સુરજી; સઉરાષ્ટ્ર દેશમાં જઇને આરાધ્યા, વીદારણ ત્રીપુરજી. ૩૯ અવની મધ્યે ગર્ત કરીને, બેસાડયા ચંદ્રને તે માંહજી; સહુએમળીને અભીશેક કીધો, પુજન માંડયું ત્યાંહજી. ૪૦ શીવ દીક્ષા ચંદ્રને આપી, દેવ ગયા નીજ ધામજી; ચંદ્રમાએ તવ સીવજી આરાધ્યા, તપ કીધું તે ઠામજી. ૪૧ મ્રત્યુંજયનું વિધાન કીધું, પારથીવ પુજા સારજી; એવી રીતે ખટમાસ પર્યંત, ચંદ્રે સેવ્યા ત્રીપુરારજી. ૪૨ દશ કરોડ મંત્ર જાપ કર્યા છે, મ્રત્યુંજયના જેહજી; તેવે સમે ત્યાં શંકર પ્રગટયા, ધરી મનોહર દેહજી. ૪૩ સાક્ષાત સ્વરૂપે દર્શન દીધાં, વદતા મુખથી વાણજીઃ માગ્ય માગ્ય ચંદ્ર વર આપું, થાશે તુજ કલ્યાણજી. ૪૪ ગદ ગદ કંઠે ચંદ્રમા વદીયા, બેઉ કરજોડી આપજી; સ્વામી તમારા દરશનથી હું, આજ થયો નીસ્પાપજી. ૪૫ પ્રસન્ન થયા તો પ્રભુજી મુજને; આપો સુખ સંજોગજી; દયા કરી દીન બંધુ ટાળો, મુજ તનનો ક્ષઇ રોગજી. ૪૬ વીસ્વંભર તવ વાયક વદિયા, સત્ય વચંન કહું એહજી; એક માસમાં પંદર દિવસ, વધે કળા તુજ દેહજી. ૪૭ ચંદ્રમા કેરૂ તેજ વધારયું, આપ્યું અભય વરદાનજી; ઇંદ્ર ચંદ્રમુની દેવ મળી સૌ, સ્તવતા શીવ ભગવાનજી. ૪૮ સકળ જીવને દર્શન દેવા, કરવા જગત કલ્યાણજી; વાસ કરી પ્રભુ આ સ્થળ વસીએ, એમ વધા સૌ વાણજી. ૪૯ અમરતણી અતી અરજ સાંભળી, વશીયા ત્યાં શીવ રાયજી; ચંદ્રએ જ્યાં સ્નાન કરયું તે, ચંદ્ર કુંડ કેહેવાયજી. ૫૦ ચંદ્રકારણ પ્રગટયા જ્યોતી સ્વરૂપે, સોમેસ્વર સીવ તેહજી; ખટમાસ તે તિર્થ સેવતાં, મોહા રોગ વરજીત દેહજી. ૫૧ ક્ષઇ રોગ અષ્ટાદસ કુષ્ટ ટળે છે, અન્ય રોગ સૌ જાયજી; ચંદ્રમા સરખી કાંન્તી પામે, એ તીર્થ તણો મહીમાયજી. ૫૨ જે રીતે સોમેશ્વર પ્રગટયા, સૌરાષ્ટ્ર દેશ મોઝારજી; હવે માહા પાવન મ-

લ્લીકાર્જુનનો, કહું પ્રેમે વીસ્તારજી. ૫૩ કૌચ નામે પર્વત કેરૂ, શ્રી સૈલ્ય શીખર જેહજી; સ્વામી કારતીક જઇને ત્યાં વસીયા, શંકરના સુત તેહજી. ૫૪ ઉમીયાજીને તવ શોક પ્રગટીયો, સુત તણો વીયોગજી, સદા શીવજીને વીનવ્યા સતીએ, થવા સુતનો સંજોગજી. ૫૫ ગણ ગાંધર્વ અપછરા શીવે મોકલી, કારતીક મનાવા કાજજી; તો પણ તપથી કારતીક નવ ચળીયા, નવ આવ્યા માહારાજજી. ૫૬ તવ કારતીક કેરા વનમાં જઇને, વસીઆ શિવ ઉમીયાયજી; જ્યોતી સ્વરૂપે જઇને બીરાજ્યા, શ્રી સૈલ્ય પર્વત માંયજી. ૫૭ મલ્લીકાર્જુન નામ છે શીવનું, અવીચળ શ્રી અવીનાશજી; તે સ્થાનકથી ત્રણ ગાઉ છેટે, સ્વામી કારતીકનો વાસજી. ૫૮ સુતજી કેહે સૌનીકજી પાવન, મલ્લીકારજુન મહીમાયજી, એકવાર જન દરસન કરતાં, ગર્ભવાસ નવ થાયજી. ૫૯ કીંચીત માત્ર વર્ણન કીધું, સંક્ષેપે શીવ ગુણ ગાનજી; કહે ગણપત હું કંઇ નવ જાણું, કરતાં શીવ ભગવાનજી. ૬૦ વલણ સકળ સંકટ જાય જનમનાં, તેમાં નહી સંદેહરે; દ્વય જયોતીરલીંગ વર્ણવ્યાં, કથા પાવન એહરેરેરે. ઇતીશ્રીમદ શીવ માહાપુરાણે, શોમેશ્વર મલીકારજુન મહીમા વર્ણન ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે સપ્તમો અધ્યાય સમાપ્ત. ૭ શ્રી રામકૃષ્ણ દેવકી જે હરહર માહાદેવ સીવાર્પણ.

ગણપતરામ કૃત શીવ સાગર અમ્રત

---

## અધ્યાય અષ્ટમો. ૮.

શ્રીગણેશાએનમઃ રાગ નટ દેશી. ફેર સૌનીકાદી મુનીવર સૌ વદીયા, ધન્ય સુત ભગવાન; શ્રી વ્યાસનણા પ્રસાદ થકી તમો, જાણો ઈશ્વર ગુણગાન. ૧ જયોતીર્લીંગની ઉત્પતીતે, શ્રવણતાં ત્રપ્તી ન થાય, કૃપાનાથ કરી કરૂણા અમને, પાવન કોહો તે કથાય. ૨ સૌનીકાદીનાં વચંન સુણીને, વદીયાતે સુતજી વચંન; તમ સરખા શ્રોતા માહા પાવન, સફળ થયું આ તંન. ૩ જન્મ ધરી જુગદીશ નવ ગાયા, ધીક ધીક નર અવતાર; પશુ તુલ્ય પ્રાણી જાણવા જે, હરીહર વીમુખ નરનાર. ૪ સ્નેહ ધરીને શ્રવણો શ્રોતા, પાવન શીવ કથાય; અવંતીકા નામે નગરી, ઉજયેણી જે કહેવાય. ૫ તે નગરીમાં દ્વીજ રેહેતો, ધર્મવેતા મતી ધીર; વેદ પરાયણ ભક્તી શીવની, કરતો ગુંણ ગંભીર. ૬ ચાર પુત્ર છે તેને દ્વારે,

પાવન પીતા સમાન; બ્રહ્મ તેજ ગાયત્રી જપતા, ત્રીકાળ શીવનું ધ્યાન. ૭ રત્નમાળ નામે પર્વતમાં, અસુર રેહેતો એક; દુખણુ એવું નામ એનું; રહી નવી ભાર વીવેક. ૮ અવનીમાં અનાચાર કરતો, ભ્રષ્ટ સરવે જંન; ગૌબ્રાહ્મણ સાધુને તે પીડે, ભગ્તોને કરતો પતંન. ૯ વેદ પંથનો રોધ કીધો, યજ્ઞ કર્યા સૌ બંધ; શીવ વીસ્નુનો ભગ્તી લોપી, અસુર માહા મદ અંધ. ૧૦ કર ત્રીસુળ ગદા લઇ ફરતો, અવનીમાં તે અસુર; સકળ પ્રજાને સંકટ દેતો, ભુ મંડળમાં ભુર. ૧૧ એક સમે તે અસુર આવ્યો, અવનીકા મોઝાર; નગર પ્રજાને પીડી પાપી, આવ્યો દ્વીજને દ્વાર. ૧૨ તવ સ્નાન આચરી વીપ્રો બેઠા છે, ધારી વીભુતી અંગ; પાર્થીવ બાંણુ કરીને પુજે, માહા મંત્રે જટા ગંગ. ૧૩ તેરે સમે ત્યાં પાપી આવ્યો, કૃર વદતો વાંણુ; શીવ ભગ્તીનો ત્યાગ કરો તો, બચે તમારા પ્રાણુ. ૧૪ વણુ મોતે શું મરવા માટે, ઢોંગ કરોછો આવાર; કોણુ તમારી રક્ષા કરશે, હમણાં હણું નીરધાર. ૧૫ અસુર તણાં દુષ્ટ વાયક શ્રવણી, વદીયા વીવેકી બ્રહ્મ; રક્ષા સદા શીવ શંકર કરશે, અમને નથી કાંઇ શ્રમ. ૧૬ શર્ણાગતની સાહ્ય કરે છે, દુર્બળ જન જે જીવ; તો અમારે સરણું છે મોટું, સાક્ષાત સ્વામી શીવ. ૧૭ ભવ સંકટ હરતા છે ભોળો, તે ક્યમ ભુલી જાશે; ભગ્ત વત્સળને લાજ હમારી, બેઠા એને વીશ્વાસે. ૧૮ એમ વદીને વીપ્રો બેઠા, ધ્યાંન ધરી મતી ધીર; પુરક કુંભક રેચક શીવમાં, તન મન કીધું સ્થીર. ૧૯ વાડવ કેરાં વચંન સાંભળી, ચડયો અસુરને ક્રોધ; ખડક લઇને આવ્યો હણુવા, વીક્રાળ પાપી વીરોધ, ૨૦ તેવે સમે પાર્થીવ લીંગમાં, શબ્દ થયો માહા ઘોર; ઓચીંતા અવીનાસી પ્રગટયા, થઇ રહ્યો શોર બકોર. ૨૧ અંતકાળે શીવ શંકર પ્રગટયા, માહાકાળેશ્વર કેહેવાય; અસુર કેરો નાશ કરીને, ભગ્તોની કીધી સાહ્ય. ૨૨ વીપ્રો વીભુને ચર્ણે પડીયા, જય જય વાણી બોલાય; દેવનાં દુંદુભી વાગ્યાં, પુષ્પની વ્રષ્ટી થાય. ૨૩ અમરે તવ સ્તુતી કરી શીવની, લોકના હીત કાજ; આ સ્થાનીક આપ બીરાજો, માહાકાળેશ્વર માહારાજ. ૨૪ સ્મરણુ કરતાં માત્રમાં જન, માહા ભયથી મુકાય; માહા સંકટમાં ધ્યાન ધરે તો, કષ્ટો દુર પળાય. ૨૬ મહીમા માહાકાળેશ્વર કેરો, પાવન પર્મ કથાય; શ્રવણતાં જન મોક્ષ પાંમે, માયાથી મુકાય. ૨૭ ગઇ ઘડી તે ફરી નહી આવે, સાંભળવાનું ટાણું; કાલ્ય હાથ છે કાળ કેરે, કેવું વાહાસે વાહાણું. ૨૮ તે માટે શ્રોતાજન શ્રવણે,

લાખેણી પળ જાય; ગણુપત ગુણ ગોવીંદના ગાવા; ભજવા સદા સીવ રા-
ય. ૨૯ એહ પ્રકારે શીવજી પ્રગટયા, માહાકાળેશ્વર કેહેવાય; સુત પુરા
ણી કેહે સૌનીકને, ઓમકારનો મહીમાય. ૩૦ એક સમે નારદજી પધા-
ર્યા, વીંધ્યાચળની પાસ; અતી સેવા ગીરીએ કરી તોહે, મુનીએ મુકયો
નીસ્વાસ. ૩૧ વીંધ્યાચળ તવ વદીયો મુનીવર, કોહો કયમ આજ ઉદા-
સ; સી વાતની નુન્ય છે સ્વામી, જે આપે મુકયો નીસ્વાસ. ૩૨ એવે સું-
ણી નારદજી વદીયા, સુણ વીંધ્યાચળ રાય; તુજ થકી બહુ મેરૂ ઉંચો,
કીર્તી જગતમાં ગવાય. ૩૩ એવું કહીને સ્વર્ગે પધાર્યા, નારદજી તેણીવાર;
વીંધ્યાચળે વધવાને માટે, આરાધ્યા ત્રીપુરાર. ૩૪ ઓંકાર નામે યંત્ર છે
ત્યાં, કીધું આરાધન; પાર્થીવ બાણુ કરીને પુજે, ગીરીવર પંચ વદંન. ૩૫
ખટ માસ પર્યંત કીધું, ધ્યાંન સીવનું ત્યાંહ; તે માટે પ્રગટયા પ્રભુ પોતે,
ઓંકાર યંત્રની માંહ. ૩૬ વળી પ્રાર્થીવમાં પ્રમેસ્વર પ્રગટયા, જોગી ધરે
જેનું ધ્યાંન; વીંધ્યાચળને સ્વરૂપ દેખાડયું, પોતે સીવ ભગવાન. ૩૭ મા-
ગ્ય માગ્ય વર તુજને, એમ વધા ત્રીપુરાર; વીંધ્યાચળ કેહે ઇચ્છા પ્રમાણે,
વૃધી પામું મોરાર. ૩૮ અઘટીત વર માગ્યો એણે પણ, ભગ્તને વસ ભ-
ગવાન; અસ્તુ કહી અવીચળ વર આપ્યો, વૃધી થજે બળવાન. ૩૯ અ-
મર સૌ આનંદી કરતા, ગગને જય જય કાર; કૃપા કરી પ્રભુ વાસ કરો ત્યાં,
ભગ્તોની કરવા સાર. ૪૦ સુરવર કેરી વીનતી શ્રવણી, વસીયા સદાસી-
વ ભુપ; દ્વી સ્વરૂપ ધર્યા ત્યાં પોતે, લીંગ જયોતી રૂપ. ૪૧ પ્રણવમાં પ્ર-
ભુએ વાસ પુરયો, ઓંકાર સ્વર કેહેવાય; પાર્થીવમાંથી પ્રગટયા અવીચ
તી, અમરેસ્વર સીવ રાય. ૪૨ પ્રેમ ભગ્તીએ ભજતાં પ્રાણી, ભવના બંધ
મુકાય; સુત પુરાણી કેહે સૌનીકજી, જયોતીસ્વરૂપ મહીમાય. ૪૩ પ્રેમ
ભગ્તીએ શ્રવણ કરતાં, કોટી જન્મ અઘ જાય; માહા પાવન કેદારેસ્વર
કેરો, વર્ણવી કહું મહીમાય. ૪૪ બ્રહ્માના સુત સ્વાયંભુ મનુને, તેના પ્રીય
વર્ત રાય; પ્રીય વર્તન સપ્ત સુત તેમાં, મુખ્ય અગ્નીધ્ર કેહેવાય. ૪૫ અ-
ગ્નીધ્રના નાભી રાજા, નાભીના રૂષભ દેવ; રૂષભ દેવજીના સો સુત, તેમાં
જેષ્ઠ ભરથ છે એવ. ૪૬ નવ સુત માહા યોગેંદ્ર થયા, જેણે આપ્યું જનક-
ને જ્ઞાન; એકાસીકુળ ધર્મ પરાયણ, ક્ષત્રી થયા રાજાન. ૪૭ અન્ય નવ
સુતને નવ ખંડ આપ્યા, મુખ્ય ચક્રવર્તી ભરથ; સર્વ શીરોમણી ભરથજી કહો,
માહારાજા સમરથ. ૪૮ તે ભરથરાયને નામે પડીયું, આ ખંડનું ભરથ
નામ; સત્યવાદીને સુરો રાજા, ન્યાય શાસ્ત્ર અભીરામ. ૪૯ તે ભરથખં-

ડની ભોમી પાવન, જેમાં હરીએ ધર્યા અવતાર; બદ્રીકા આશ્રમમાં બીરાજ્યા, પોતે જુગદાધાર. ૫૦ હીમાચળ પર્વતનું શીખર, કેદાર જેનું નામ; નરનારાયણ ત્યાં બીરાજ્યા, શ્રી હરી પુરણ કામ. ૫૧ હરીદ્વાર બદ્રીકા આશ્રમે, બદ્રીનારાયણ દેવ; સદા કાળ શંકરને ભજતા, કરતા પાર્થીવ શેવ. ૫૨ પાર્થીવ બાંણુ કરીને પુજે, પોતે શ્રી ભગવાંન; તે માટે શંકર ત્યાં આવ્યા, કૈલાસ થકી નીદાન. ૫૩ સદાશીવ કેહે શ્રી હરીને, પ્રસન્ન થયો હું આજ; સ્વતંત્ર છો સ્વામી તમારે, સેવાનું શું કાજ. ૫૪ ભક્તી મારગ સ્થાપવાને આચરોછો આપ, તે માટે હું પ્રસન્ન થયો છું; વર માગો જુગ બાપ. ૫૫ શંકર કેરાં વચંન શ્રવણતાં, વદીયા નારાયણ દેવ; સદાકાળ સ્વામી અહીં વસીએ, કૃપાળુ માહાદેવ; ૫૬ નારાયણનાં વચંન શ્રવણી, વસીયા ઇશ્વર ત્યાંહય; જ્યોતી સ્વરૂપે કેદારનાથ છે, બદ્રીનારાયણ માંહય. ૫૭ અમર મુનીવર દાનવ માનવ, આવી વસીયા તે ઠાર; હરીહર કેરાં દર્શન કરતાં, સેવતા નીરધાર. ૫૮ હરીહર કેરાં નામ, કેદાર કંકણ જેહ; દરસન કરીને પ્રેમે પેહેરે, માહા પાવન નર તેહ. ૫૯ તેવા જનનાં દર્શન કરતાં, નીસ્પાપ થાએ દેહ; સુત પુરાંણી કેહે સૌનીક જી, તેમાં નહી સંદેહ. ૬૦ બુધા રૂપ ધરી ત્યાં બેઠા, નરનારાયણ દેવ; તે સ્થાનીક પ્રગટયા છે પોતે, કેદારેશ્વર મહાદેવ. ૬૧ પ્રેમ ભક્તીએ શીવ ગુણ ગાયા, શાસ્ત્ર તણો આધાર; કેહે ગણપત હું કંઇ નવ જાણું, કરત શીવ ત્રીપુરાર. ૬૨ વલણ બદ્રીકેદાર તણું કહાવે, માહાત્મ પાવન એ હરે; શ્રવણતાં જન મોક્ષ પાંમે, એમાં નહી સંદેહરે. ૬૩ ઇતીશ્રીમદ શીવ માહાપુરાણે બદ્રી કેદાર વર્ણન, ગણપતરામ કૃત શીવ સાગર અમ્રતે; અષ્ટમો અધ્યાય. ૮ સમાપ્ત. શ્રી રામકૃષ્ણ દેવકી જય, હર હર મહાદેવ હર શીવાર્પણ.

શીવસાગર અમ્રત ગણપતરામ કૃત

## અધ્યાય ૯ નવમો.

શ્રીગણેશાએનમઃ ।। રાગ દેશાખની ચોપાઇ. વદ્યા સુત પુરાણી વચંન, સુણો સૌનિકાદી રૂષીજંન. ૧ મોંગો મનુશ તણો અવતાર, અમે ઇછે જેને એકવાર. ૨ જાણે ભજન હરીનું કરીએ, સ્નાન દાન ને તપ આચરિયે. ૩ ભર્તખંડની ભોમી મોઝાર, અવીનાશી ધરે અવતાર. ૪ પર્મ

પાવન અવની એવ, વાસ પુરે વીસ્વંભર દેવ. ૫ માટે અમર કરે ઇચ્છા
ય, ભર્થખંડે મનુસ્ય જન્મ થાય. ૬ કહાવે દેવને દુર્લભ જેહ, તંન આપણ
પામ્યા તેહ; એહેવો અમુલ્ય અવસર આવ્યો, અવજ્ઞાનીએ એળે ગમા-
વ્યો. ૭ ધન્ય ધન્ય તે નરનેનાર, જેણે સેવ્યા ત્રીપુરાર. ૮ કથા શંકરની
પાવંન, શ્રોતા શ્રવણો સરવ એક મંન. ૯ ભીમનાથ તણો મહીમાંય, શુ-
ણો સૌનીકાદી રૃષીરાય. ૧૦ પુર્વે સાહ્ય પર્વત મોઝારી, રેહતી રાક્ષસી ક-
ર્કટી નારી, ૧૧ તેહનો ભીમ નામે એક સુત, બળ પ્રાક્રમ માહા અદભુત
૧૨ એક સમે તે મહા વન માંહ્ય, પુત્રે માતાને પુછયું ત્યાંહ્ય, ૨૩ આપ-
ણ બંને આ વંન મોજાર, એકલા કેમ રહીએ આ ઠાર. ૧૪ સાચું કેહે કો-
ણ માહારો તાત, કહે વીસ્તારી માતા વાત. ૧૫ એવી સાંભળી પુત્રની વા
ણિ, આવ્યાં માતાના નેત્રમાં પાણિ. ૧૬ સુણય ભીમ કહું તુને વાત, હું-
તો કર્કટ નામે મુજ તાત, ૧૭ પુષ્કશી નામની મુજ માત, રેહેતાં આ
વનમાં સાક્ષાત. ૧૮ એક સમે મુજ માતા પીતાય. ભક્ષ કારણ ગયા વન
માંય. ૧૯ તપ કરતો તો દ્વીજ તે ઠામ, તેહેનું સુતિક્ષણ મુની નામ. ૨૦
કરવા ભક્ષણ તે દ્વીજ રાય, ગયા ત્યાં મુજ માત પીતાય. ૨૧ મુનીવર હ-
તા રાંમના ભગ્ત, ખ્યાતી વીશ્વમાં જાણે જગ્ત. ૨૨ રામ ભજન તણો પ-
રતાપ, સુતીક્ષણે દીધો તવ શ્રાપ. ૨૩ મુજ માત પીતા નીરધાર, બળી
ભસ્મ થયાં તેણીવાર. ૨૪ હું તો વીરાધ રાક્ષસ સાર, સુણ સુત એ મમ
ભરથાર. ૨૫ ગયો માહા વનમાં એકવાર, તેણે હર્ણ કરી સીતા નાર. ૨૬
કુડુ કર્મ કુર્યું જેણી વારે, રઘુવીરે હણ્યો તેણી વારે. ૨૭ મારી સુખમાં પડી સુ-
ત ખામી, કર્ણ પામ્યા પીતા માત સ્વાંમી. ૨૮ રહી એકલી હું દુખવંત, સુ-
ણ્ય પુત્ર કહું ભાગી ભ્રાંત. ૨૯ એક દીવસ લંકાનો રાય, આવ્યો કુંભ-
કરણ ક્રીડાય. ૩૦ તેની સંગે થયો તવ સ્નેહ, મળ્યો મુજને એકાંન્તે એ-
હ. ૩૧ મમ સંગે કર્યો ત્યાં વીહાર, ગયો મુકીને લંકા મોજાર. ૩૨ મુને કે
હેતા ગયા તેણીવાર, તુને લંકામાં લઇ જઇશ નાર; હરી ઇછા ભાવી વાત,
તેથી ગર્ભ રહ્યો મમ પેટ. પ્રગટયો તેહ થકી તુજ દેહ, સત્ય વાતમાં ન-
હી સંદેહ. ૩૩ કુંભકરણ રાવણ કેરો વીર, રામચંદ્રે હણ્યો રણધીર. ૩૪
પછે કોણ લે માહારો તપાસ, હતી લંકા જોવાની આશ. ૩૫ તારા જ-
ન્મ્યા પછી શુણ વીર, મન શાંત થયું ધરી ધીર. ૩૬ આપણ વસીએ આ
વંન મોઝાર, કહ્યા સત્ય એ સકળ પ્રકાશ. ૩૭ સુણી કર્કટી કેરાં વચંન,
ક્રોધ વાપીઓ ભીમને તંન, ૩૮ સત્ય સાંભળ માતા એવ, હવે દુઃખી કરૂં

સર્વે દેવ. ૩૯ મુજ તાત કાકાને વીર, રઘુવીરે હણ્યા રણધીર. ૩૯ હવે દેવનો રૂડુ ઠામ, માતા રાખજો અંતર હામ. ૪૦ પ્રાક્રમી મુજ કાકાને તાત, જેની ત્રીલોકે ચાલે વાત. કાયર થાઉં તો આજ ગઉ પહારો, કેહેશે શેરડીનું ગયું કાશે; એમ કહીને ગયો વન માંહ્ય, તપ દારૂણ આચરે ત્યાંહ્ય. ૪૧ વળ્યા તન પર ઉધેઉના રાફ, ઉગ્યો મુસ્તક ઉપર ડાભ; કરયું બ્રહ્માનું આરાધન, ધરયું ધ્યાન તજી જળ અંન. ૪૨ ઘાલ્યા કર્ણે સુગરીએ માળા, અતી ઉપજી અંગે જાળા; તપ દારૂણ આચરયું એજ, તેના તનમાંથી પ્રગટયું તેજ. ૪૩ કેહે સુતજી સૌનીક મુનીજંન, ત્રાસ પામ્યા તે ત્રણે ભોવન. ૪૪ ઈંદ્રાસન ડોલવા લાગ્યું, પ્રજા માત્રને માહા દુઃખ જાગ્યું ૪૫ તપ તેજનો પ્રગટયો તાપ, પામ્યા દાનવ માનવ પરીતાપ, ૪૬ મળ્યા તેત્રીસ કોટી દેવ, કહ્યું બ્રહ્માકને આવી એવ. ૪૭ અમર અરજ કરે શીરનામી, એના તપતણું ફળ આપો સ્વાંમી. ૪૮ તપ તેજે રહ્યું ત્રીભુવન, પાંમે કસ્ટ અમર મુનીજંન. ૪૮ પ્રજા માત્રને મહા કષ્ટ જાણી, આજ વદીયાં કરૂણા વાણી ૫૦ થોડા કામમાં જઈ ફળ આપું, સર્વે દેવનું સંકટ કાપું. ૫૧ ગયા દેવ મુની નીજ ધામ, અજ આવ્યા અસુરને ઠામ, ૫૨ છાંટયું મંત્રી અસુરપર નીર, થયું દહીતનું સુધ્ય સરીર; વદ્યા ગંભીર બ્રહ્માજી વાંણી, ઉઠી ભીમ નમ્યો જોડી વાણી. ૫૩ વર માગ્ય પ્રસન થયો આજ, તારા પુરૂ મનોરથ કાજ, ૫૪ ગદ ગદ કંઠે તેણિવાર, વદ્યો ભીમ વચન નીરધાર. ૫૫ સ્વામી સંકટ માહારૂં કાપો, મુને અગણીત બળ પ્રભુ આપો. ૫૬ અસ્તુ કહીને બ્રહ્મા ગયા ધામ, આવ્યો રાક્ષસ પોતાને ઠામ. ૫૭ મળ્યું અસુર સૈન્ય અત્યંત, ગર્વ વાધ્યો માહા બળવંત ૫૮ ગૌદ્વીજ હરીજન સંત પીડે, અતી અધર્મ કરતો હીંડે, ૫૯ વાગી અવનીમાં ભીમની હાક, નવખંડ ચડાવ્યા રે ચાક. ૬૦ દુખ દારૂણ દે કરી કોપ, ધર્મ પંથનો કીધો લોપ. ૬૧ એમ કરતાં આવ્યો એકવાર, કામ રૂપ દેશ મોઝાર. ૬૧ ત્યાંનો કામ રૂપેશ્વર રાય, દક્ષિણા નામે રાણી કેહેવાય. ૬૨ શીવ સેવા પરાયણ એહ, શીવ ભગ્ત ઉપર ઘણો સ્નેહ. ૬૩ રાય રાણી બંને ધર્મ ધીર, આચરે શીવ શેવા અપાર ૬૪ તેવે અસુર આવ્યા પુર માંહ્ય, લુંટી લીધું નગર ક્ષણ માંહ્ય. ૧૫ અશ્વ હસ્તી વાહન રથ જેહ, છત્ર ચાંમર ભંડાળ તેહ. ૬૬ સરવે હરણ કરયું નીરધાર, લીધું રાજ ભીમે તેણીવાર. ૬૭ રાય રાંણી ગ્રહ્યાં બંને સાથ, બંધીખાંને પુર્યા છે અનાથ;

દુખ દારૂણ દેતો અસુર, ભક્ષ નવ આપતો પેટ પુર. ૬૮ જુવો કર્મની કેવી કાણી, ગયું રાજ થયું ધુળ ધાણી, ૬૯ માહા દુખમાં પડયો નહી પા-ર, તોહે રાય ભજે ત્રીપુરાર. ૭૦ બંધીખાંને રહીને એકાંત, રાય રાંણી ભજે ભગવંત. ૬૧ કરે માનસી પુજા સાર, બાણ પારથીવ ધ્યાંન અપાર. ૭૨ સદાશિવની સાથે સલગ્ન, તદાકાર ભજે થઇ મગ્ન. ૭૩ ચેષ્ટા જોતાં અસુરના દાસ, નીવેદન કરયું ભીમની પાસ. ૭૨ તમ રીષ્ટ કારણ મહારાજ, અભીચાર કરે રાય આજ, ૭૫ એવું સાંભળી તેણીવાર, ભીમ આવ્યો કાળા ગ્રહે ધાર. ૭૬ વધ્યો અસુર રાય સંગે વાંણી, તું શું આચરે વાત મેં જાણી ૩૭ શાંને માટે કરે શીવ શેવ, જાણ્યા ઇષ્ટ તારા માહાદેવ. ૬૮ પુર્વે મુજ તાત કાકા જેહ, સ્થાપ્યા કંકર સમ શીવ તેહ. ૬૯ ભસ્મ ચરચે મસાણની દેહ; તારી રક્ષા શું કરશે એહ. ૭૦ અલ્યા બોલાવ્ય તાહારા મહાદેવ, તે શું યુદ્ધ કરૂં હું એવ. ૭૧ એવાં સુણી અસુરનાં વચંન, વધ્યો કામરૂપ રાજંન, ૭૨ માહારા સ્વાંમી છે શ્રી મહાદેવ, હું તો આચરૂ તેની શેવ; મુજને છે હરીનો આધાર, સ્વાંમી કરશે શેવકની વાહાર. ૭૩ કરો શંકર સાથે યુદ્ધ, એવું હું કેમ બોલું વીરૂધ. ૭૪ જગત પીતા તે ઇશ્વર શીવ, તમો રાક્ષસ પાંમર જીવ. ૭૫ સરણાંગત વત્સળ નાથ, અંતકાળે આવી ગ્રહે હાથ, ૭૬ વેદ શાસ્ત્ર પુરે એવી શાખે, પ્રભુ બાંનાતણી પત રાખે. ૭૭ જીવ અભાગી તજે કદી ઇશ, દાસ નેમ તજે જુગદીશ; સુણી રાયની વીરોધ વાંણી, ક્રોધે આવ્યો રાક્ષસ ખડગ તાણી. ૭૮ રાતી આંખ્ય રીસે કરે ઘાય, તેવે પ્રગટયા ત્યાં કૈલાશ રાય. ૭૯ ઘોર શબ્દ થયો છે પ્રચંડ, જાણે ભાગી પડશે બ્રહ્માંડ; ૮૦ સાક્ષાત શંકર અવતાર, દેહ ધારી પ્રગટયા તે ઠાર. ૮૧ ભુત પ્રેતની સૈન્યા અપાર, યુદ્ધ મંડાયું તેણીવાર. ૮૨ સાંગ્ય શક્તી અને ભીડી માળ, છુટે સર બહુ ગોળા જંજાળ. ૮૩ નાંખે અસુરો સહસ્ત્ર અનેક, શીવ સૈન્યાને ભેદે ન એક. ૮૪ કરે રાક્ષસ સીવ પર ઘાય, સહસ્ત્ર ભીમનાં નીષ્ફળ જાય. ૮૫ યુદ્ધ ઘોર થયું તે ઠાર, કહેતાં ગ્રંથ પાંમે વીસ્તાર. ૮૫ એવે આવ્યા નારદ રૂષીરાય, કહે શંકરને લાગી પાય. ૮૭ કૃપાનાથજી આ શો વીચાર, જેવો તર્ણ ઉપર કુઠાર. ૮૮ કરો રમત સમુ યુધ આજ, લીલા ભક્તોને પીવા કાજ ૮૯ સ્વાંમી હણસો અધરમી આ વાર, જેથી સુખ પાંમે સંસાર. ૯૦ સુણી નારદજીની વાંણી, ક્રોધે ભરયાં પીંનાગ પાણી. ૭૧ કોધા અગ્નીથકી નીરધાર, બાળી રાક્ષસ કીધા ઠાર. ૯૨ વરત્યો વીશ્વમાં જયજય કાર, થાય દુંદુભી

નાદ અપાર. ૯૩ કરે પુષ્પની વૃષ્ટી દેવ, તેથી શાંન્તી પાંમ્યા માહાદેવ. ૯૪ કરે સ્તુતી અમર તેણી વાર, વસો આ સ્થળભી ત્રીપુરાર. ૯૫ સુણી અમરની વિનતી એવ, તે સ્થાનીકે વસ્યા માહાદેવ. ૯૬ જ્યોતિસ્વરૂપ ધરયું તે ઠામ, ભીમ સંકર પડીયું નામ. ૯૭ સુણો સૌનીકાદી રૂષીજંન, કથા સંકરની પાવંન. ૯૮ પ્રેમે શ્રવણુ કરે નરનાર, તેના પુન્ય તણો નહી પાર. ૯૯ કહે ગણપત બેઉ કરજોડ, પ્રભુ ભગ્તોના પુરે કોડ. ૧૦૦ વલણ ભીમ ભયંકર સ્વરૂપ ધરીયું, ભીમ હણ્યો તે ઠાર; કહે ગણપત તે માટે પડીયું, ભીમ શંકર નામરેરેરે. ઇતી શ્રીમદ ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે, ભીમ શંકર મહીમાં વર્ણન નામે નવમો અધ્યાય સમાપ્ત. ૯ શ્રી રામકૃષ્ણદેવકી જય, હર હર મહાદેવ હર; શીવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત

## અધ્યાય ૧૦ દસમો.

શ્રીગણેસાએ નમઃ રાગ આદલ ગોડી. સુત પુરાંણી વાંણી વધા, સુણો સૌનીકાદી રૂષીજંન, વીસ્તારી કહુ વીશ્વેશ્વરની ઉત્પતી માહા પાવંન ૧ શ્રવણ કરતાં માત્રમાં, જન માહા પાપથી મુંકાય; ભાર પદારથ પામે પ્રાણી, જન્મ કૃતારથ થાય. ૨ પુર્વે જ્યારે સકળ શ્રષ્ટી, નહી સૌ સુન્યાકાર, સાક્ષાત તેજ ઇસ્વર કેરૂ; નીરંજન નીરાકાર, તેજથી પ્રકૃતિ પુરૂષ બે પ્રગટયા, નીરાકાર થકી સાહાકાર. ૩ પ્રકૃતીને પુરૂષ પ્રગટી, કરતા મનમાં વિચાર; કોણ સ્થળે શું કારજ કરવું, પ્રગટીને સાકાર. ૪ તેવે સમે થઇ આકાશ વાંણી, તપ કરો મહારાજ; પુરૂષ કહે તવ આશ્રય જોઇએ, તપ કરવાને કાજ. ૫ નીરંજન ઇશ્વરે નિર્માણ કીધું, તેજ સારમય ભુત; સોભીતું સુભ નગર સરખું, પંચકોશી અદભુત. ૬ અંત્રીક્ષેથી આવીયું તેહ, પ્રકતી પુરૂષ પાસ; પ્રકૃતી પુરૂષે તેમાં તરત કર્યો નીવાસ ૭ તેમાં રહી તપ કરવા માંડયું, વીતીયા બહુ કાળ, અતીશે શ્રમ થયો છે અંગે, તપ કરતાં દીન દયાળ. ૭ તવ અંગ થકી પ્રસેવો છુટયો, ચોદીસે વહે ધાર; બ્રહ્માંડ સરવે ભરઇ ગયું છે, જળ જળ અબાકાર. ૯ આશ્ચર્ય પામ્યા અવીનાશી, જળ જાપ પુરૂષ પુરાણ; શહાશીવે તવ સીર ધુણાવ્યું, નીરંજને નીરવાણ. ૧૦ તવ અંત્રીક્ષેથી સીવજી કેરાં, કર્ણનું

કુંડલ જેહ; પુરૂષ કેરી આગળ પડીયું, પંચક્રોશીમાં એહ. ૧૧ કુંડળમાં જ ડેલો પડીયો, મણી કર્ણથી જે ઠામ; તે સ્થાનીક માહા પાવંન કહાવે, મણી કરણીકા નામ. ૧૨ જળ મધ્યે પંચકોશી ઉપર, સહન કરયું છે જેહ; નારાયણ નારાયણી કાહાવે, પ્રકૃતી પુરૂષ એહ. ૧૩ તે નારાયણના નાભી કમળથી, પ્રગટયા છે બ્રહ્માય; બ્રહ્મા થકી સૌ શ્રષ્ટી પ્રગટી, બ્રહ્માની રચનાય. ૧૪ ચૌદ લોક કલપાયા તેમાં, સ્વપ્ર ઉર્ધને સપ્ત પાતાળ; મધ્ય ભાગે ભુલોક કલપ્યો, રચના રચી છે વીશાળ. ૧૫ ભુલોક બ્રહ્માંડ મધ્ય ભાગે, પંચકોસી જેહ; સાક્ષાત સદાશીવે સ્થાપી, ઇશ્વર કૃત છે એહ. ૧૬ બ્રહ્મા નીંદ્રા કરે જયારે, પ્રલય ત્યારે થાય; પંચક્રોશીનો પ્રલય નહી, સત્ય શ્રવણો તમો રૂષી રાય. ૧૭ સદાશીવ નીજ ત્રીશુળ ઉપર, ક્ષેત્ર ધરે છે એહ; બ્રહ્મા શ્રષ્ટી કરે ત્યારે, લાવી મુકે એવ. ૧૮ સુત પુરાણી કહે છે પ્રેમે, શ્રવણો સૌનીક રૂષી રાય, પંચક્રોશી તણી પાવન, પર્મ પુન્ય કથાય. ૧૯ પુરવે જ્યારે ઇશ્વરે ક્ષેત્ર, નીર્માણ કીધું એવ, તવ અવીમુકત નામનું લીંગ શીવે, સ્થાપીયું તે તતખેવ. ૨૦ માહા પાવન એ ક્ષેત્ર છે, જેમાં અવીમુકતેશ્વરનો વાસ; એકવાર જન દર્શન કરતાં, છુટે ભવના પાસ. ૨૧ એક સમે બ્રહ્મા કપાળના ભયથી, શીવ આવ્યા તે ક્ષેત્ર મોજાર; તવ અવીમુકતેશ્વરે સદાશીવની, સ્તુતી કરી છે અપાર. ૨૨ હે સીવ કૃપાળુ સ્વાંમી, એક અનંત અવીનાસ; સદાકાળ આ ક્ષેત્રમાં આપે, કરવો ઇશ્વર વાસ. ૨૩ છે વીનંતી માહારી એટલી પ્રભુ, અર્જ લેશો માની; અહીં વશી આ ક્ષેત્ર કરવું, આપની રાજધાની, ૨૪ આ સ્થળથકી અળગા નવ થાવું, સત્ય સત્ય શ્રી માહાદેવ; અપાર સ્તુતી શીવની કીધી, અવીમુક્તેશ્વર દેવ. ૨૫ સુતજી કહે સૌનીક તે માટે, વસીયા ત્યાં અવીનાશ; બ્રહ્મ કપાળથી મુકત થઇ ત્યાં, નાથે કર્યો છે નીવાસ. ૨૬ એવું સુણીને સૌનીક મુનીવર, પ્રસ્ન પુછે એહ; બ્રહ્મ કપાળ તે શું કો સ્વામી, ટાળો અમ સંદેહ, ૨૭ સૌનીકજીનું પ્રસ્ન સાંભળી, વદીયા સુત પુરાણિ, શ્રી વ્યાસ તણી કૃપાથી કહું છું, કથા અમ્રત રસ ખાંણી. ૨૮ એક સમે સદાશીવ પોતે, આવ્યા બ્રહ્મસદન; બ્રહ્માએ તવ આસન આપી, પુજ્યા પંચ વદંન. ૨૯ ચતુરમુખે વેદ મંત્રે કરી છે, શીવની સ્તુતી અપાર; બ્રહ્મા કેરૂ પંચમુખ, કઠોર વધ્યુ તે વાર. ૩૦ શંકરને તવ ક્રોધ ચડયો પણ, સાંત કરયો મન માંહ્ય; ભવીષ્ય પદારથ તે કયમ ભુલે, રીસાયા સીર ત્યાંહ. ૩૧ હીમાચળને દ્વારે જ્યારે, પાર્વતી કેરૂ લગંન; બ્રહ્મા વે-

૬ ભણે છે બેઠા, પરણવા પંચ વદંન. ૩૨ અદ્રસ્ય રૂપે ઉમીયાજી, નવ દેખે મંડપમાં કોય; તવ સતી ચરણમાં અંગુષ્ટ પડીયો, બ્રહ્મા દ્રષ્ટે સોય. ૩૩ પરમેષ્ટીને કામ વાપ્યો, સ્ખળીત થયું છે વીર્ય; વ્યાળ ખીલ્ય વીધીથી પ્રગટયા, નવ રહી ધારણ ધીર્ય. ૩૪ ત્રીપુરારીને ક્રોધ ચડીયો, લઇ ત્રીશુળ તે દીસ; વીધીતણું તવ છેદિયું છે, પંચ મુજે શીશ. ૩૫ પુર્વે વાયક કઠોર વધ્યું તું, માટે છેદયું એહ; સરસ્વતિના શ્રાપે કરીને દુષ્ટ થયુતું તે હ. ૩૬ એવું સુણી સૌનીકજી વદીયા, સુત મુની માહારાજ; અજનામુખને સરસ્વતીનો શ્રાપ હતો સાકાજ. ૩૭ સુત પુરાંણી કેહે છે સૌનીકજી, શ્રવણો શ્રાપનું મુળ; પુર્વે સરસ્વતીનું સ્વરૂપ જોઇ અજ, કામે થયા વ્યાકુળ. ૩૮ અરે ઉભી રેહે એવું કહોર વાયક, વધ્યું પંચમું મુખ; સરસ્વતીએ તવ શ્રાપ દીધો અંતર પ્રગટયું દુઃખ. ૩૯ સદાકાળ તું દુષ્ટ ભાષણ, કરજે કહું નીરધાર; તુજ દુષ્ટ ભાષણથી પંચમું મુખ, છેદશે ત્રીપુરાર. ૪૦ સુતજી કેહે તે સરવે કારણ. થયાં એકઠાં ત્યાંહ્ય; તે માટે શંકરે છેદયું બ્રહ્માનું સીર ક્ષણ માંહ્ય. ૪૧ ઉછળતું તે સીવની પ્રષ્ટે, લાગ્યું બ્રહ્મ કપાળ; બ્રહ્મા ત્યાંથી ભય પાંમીને, નાઠા શીવ તતકાળ. ૪૨ તે પ્રાશ્ચિત દુર કરવા માટે, પોતે પંચ વદંન; તીર્થ માત્રે સ્નાન કરાયું, ભમીયા ચૌદ ભોવન. ૪૩ જેમ દુર્વાસાની પ્રષ્ટે લાગ્યું ચક્ર સુદર્સન જેહ; તેમ શીવની પાછળ કપાળ લાગ્યું, બ્રહ્મા કેરૂં તેહ. ૪૪ બ્રહ્મ કપાળ લાગ્યું છે સીવને, કેડો નવ મુકે કયાંહ; તવ સર્વે તીર્થ ફરતા શીવ આવ્યા, પંચકોશી માંહ્ય. ૪૫ એ ક્ષેત્રનો મહીમા મોટો, પર્મ પાવંન પુર; બ્રહ્મ કપાળે ત્યાં ન અવાયું, ઉભું રહ્યું જઇ દુર. ૪૬ ઇશ્વરને નવ પાપ લેપે, જે નીરંજન નીરાકાર; પણ ક્ષેત્રનો મહીમા જણાવા માટે, લીલા કરી ત્રીપુરાર. ૪૭ સદાશીવને પાપ લાગ્યું, તીર્થે થયા પાવંનઃ તો માઇક જીવને કયમ નવ લાગે, તે દરસાવ્યું પંચ વદંન. ૪૮ માહા પાવન ક્ષેત્ર કાસીપુરી છે, મોક્ષ કેરૂં ધામ; સર્વે કર્મનું આકર્ષણ કરે માટે કાશી પુરી છે નામ. ૪૯ કાશી સમું આ જગ્તમાં નહી, અન્ય તીરથ કોય; કોટી હત્યારો માહા પાતકી જીવ, તે થકી પાવન હોય. ૫૦ કાશીપુરીનું વર્ણન કરતાં, હારે ગીરાગણ શેષ; સદા શીવની રાજધાની, વાસ કરયો વીશ્વેસ. ૫૧ સુત પુરાંણી વાંણી વદે, સુણો સૌનીકાદી રૂષીરાય; પુર્વે સદાશીવને સતીએ પુછયો, કાશી તણો મહીમાંય. ૫૨ સદાશીવ કેહે હે સતી આ ક્ષેત્ર માહા પાવંન; આ સ્થળે કેવળ ચર્ણ માસ્થી, મોક્ષ પામે જંન. ૫૩ કોટી વર્સ તપ સાધન કરતાં, જો-

ગીની જે ગતી થાય; તે ગતી અહી મર્ણ માટે, ચાંડાળ કેરી થાય. ૫૪ વળી આ ક્ષેત્ર માહા ગુપ્ત છે, તેનો વીરલા જાણે ભેદ; તેત્રીસ કોટી દેવ વસે છે, એમ વદે છે વેદ. ૫૫ કાશી ક્ષેત્રનું નામ બીજું, ગોપ્રેક્ષર કેહેવાયે; કૈલાસ નામે ભવન સુંદીર, સ્થાપ્યું પુર્વે બ્રહ્માય. ૫૬ ગોપ્રેક્ષસ્વરનાં દર્સન કરતાં, સદગતી જીવની થાય; સંક્ષેપે કહુ સતી શ્રવણજ્યો કાસીપુરી મહીમાંય. ૫૭ ક્ષેત્ર કેરૂ નામ ત્રીજું, કપીલા -હદય કેહેવાય; સાક્ષાત રૂપના દર્સન કરતાં, કોટી જન્મ અઘ જાય. ૫૮ પુર્વે સર્વે દેવે મળી મુંને, આરાધ્યાં એકવાર; તવ લીંગ સ્વરૂપે આવીયો હું, આ ક્ષેત્ર મોજાર. ૫૯ બ્રહ્મા લાવ્યા લીંગ મહારૂં, સ્થાપવાને કાજ; તે બ્રહ્મા થકી લીંગ ગ્રહણ કરીને, સ્થાપ્યું વીષ્ણું માહારાજ. ૬૦ તવ બ્રહ્મા ગ્લાની પાંમી કેહે છે, વીષ્ણુંને તેવાર; માહારૂ લાવેલું લીંગ આપે, કયેમ સ્થાપ્યું મોરાર. ૬૧ તવ વીષ્નુ કહે મને શંકર ઉપર, ઉપજ્યો અંતર ભાવ; તે માટે શીવ સ્થાપન કીધું; જન્મ ધર્યાનો લાભ. ૬૨ પણ તમારે નામે નામ શીવનું, રાખ્યું હીરણ્ય ગર્ભ; હીરણ્ય ગર્ભેસ્વરનાં દર્સન કરતાં, જન નાવે માને ગર્ભ. ૬૩ તવ બીજું લીંગ બ્રહ્માએ લાવી, સ્થાપીયું છે ત્યાંહ; શ્વનીલેસ્વર નામ શીવનું, વાસ કાશી માંહ્ય. ૬૪ તે સ્વરૂપનાં દર્સન કરતાં, માયા થકી મુકાય; તે માટે સતી વાસ કરી હું, રહું છું કાશી માંય. ૬૫ વળી આ સ્થળે મેં વ્યાઘ્ર સ્વરૂપે, હણીયો અસુર માહા પાપી; વ્યાઘ્રેસ્વરમાં હું વસીયો, કીરતી જગતમાં વ્યાપી. ૬૬ સુણો સતી તમારા પીતાજે, સૈલ્યરાજ કેહેવાય; તેમણે સ્થાપન કરી માહારી, સૈલેશ્વર શીવરાય. ૬૭ વારાણસીને ભાગીરથીના, મધ્ય સંગમ મોઝાર; બ્રહ્માએ મને સ્થાપ્યો માટે, સંગમેશ્વર સીવ સાર. ૬૮ મધ્યમેશ્વર ને જંબુકેશ્વર, પાવન શીવનાં નામ; વળી સુક્રાચાર્યે સ્થાપ્યા માટે, સુકરેશ્વર સીવધામ. ૬૯ ક્રતી વસીશ્વર નામે સુંદીર, શીવલીંગ કહેવાય; વૃધ કાલેશ્વર નામે શીવ છે, મોક્ષપુરીની માંય. ૭૦ જે સુરીનર મુનિવરે સ્થાપીયું મુજ, લીંગ લઇ આ ઠામ; તે દેવ રૂપીના નામથી છે, પ્રસીદ્ધ મારૂં નામ. ૭૧ શંકર કહે સતી શ્રવણ કરો, ઘણો ગુપ્ત એનો ભેદ; મોક્ષપુરી છે સત્ય કાશી, વદે પુરાંણોને વેદ. ૭૨ ઉંચ નીચ રંક ને રાય, વીધવા સુધવા બાળ; જ્ઞાંની અજ્ઞાંની મુરખ પંડીત, દ્વીજ કે ચંડાળ. ૭૩ પુન્યવાન કે માહા પાપી જંન, દેહ તજે આ ઠાર; સત્ય કહું સતી મોક્ષ તે પામે, પુનર્પિ નહીં અવતાર. ૭૪ માહાદેવજીનાં વાક્ય શ્રવણતાં, સતી થયાં સંદેહ;

કૃપાનાથ કહો કરૂણા કરૂણા કરીને, વીસ્તારીને એહ. ૭૫ કોઇ સંન્યાસી કર્મ હીન થાએ, આચરે અધર્મ; ગ્રહસ્થ થકો જંન કર્મ સમન્વીત, પાળે પુરણ ધર્મ. ૭૬ એક થયો મહા પાપી પ્રાણી, એક પુન્યવાંન ગણાય; તે પાપ પુન્યનું ફળ ભોગવ્યા વીણ, મોક્ષ કઇ પેરે થાય. ૭૭ જુગત અંબાનાં વચન સાંભળી, વદે સદાસીવ એહ; સાવધાન થઇને શ્રવણ કરો સતી, ટાળું તવ સંદેહ. ૭૮ ત્રણ પ્રકારનાં કર્મ જગતમાં, પ્રાણીને નીરમાણ; એક પ્રારબ્ધ બીજું સંચીત, ત્રીજું ક્રીયમાણ. ૭૯ અન્ય તીર્થ સ્નાંન કરતાં, તીર્થનું ફળ થાય; પણ ત્રણ પ્રકારનાં કર્મ થકી જંન, મુગ્ત કદી નવ થાય. ૮૦ આ ક્ષેત્રમાં આવી સતી, જન સ્નાંન કરે એક વાર: તવ ક્રીયમાણને સંચીત કર્મ બે, લય પાંમે તે વાર. ૮૧ પણ પ્રારબ્ધ કર્મ નવ જાય જીવનું, ભોગવ્યા વીણ એહ; સદાશીવ કેહે સત્ય કહું છું, સતી તજો સંદેહ. ૮૨ જે પુન્યવાંન પ્રાણી કાશી મધ્યે, ત્યાગ કરે નીજ દેહ; તર્ત તેનો મોક્ષજ થાએ, તેમાં નહી સંદેહ ૮૩ પણ પાપી પ્રાણી કાશી મધ્યે, મર્ણ પાંમે જે વાર; તે પાપ તણું ફળ ભોગવવાને, થાય પીસાચ અવતાર. ૮૪ નીજ કર્યા કર્મનું ફળ ભોગવીને, મોક્ષ પામે તેહ; પણ જન્મનું દુઃખ તે જીવ નવ પાંમે, સત્ય નીર સંદેહ. ૮૫ સતી કહે સ્વામીજી શ્રવણો, વીનંતી શ્રી મહાદેવ; એક પ્રશ્ન પુછું પ્રેમે કરીને, સંદેહ ટાળો એવ. ૮૬ જે કાશીમાં કોઇનો મર્ણ પાંમે, સુત કે વળી નાર; તે તણો સ્વાંમી કે પીતા, મર્ણ પામે પ્રયાગ મોજાર. ૮૭ પ્રયાગ મધ્યે દેહ તજે, કરી સંકલ્પ મનમાં એહ, જે કાશીમાં મુવેલો સુત કે નારી, મુને પુર્વે મળજ્યો તેહ. ૮૮ એવી કામના મન ધરીને, જે દેહ તજે તતકાળ; તે સીરીતે મળે સંબંધી, કોહો સંભુ દીન દયાળ. ૮૯ જે કાશીમાં મર્ણથી મોક્ષ પાંમે, તે કયમ મળે બીજે અવતાર; વળી પ્રયાગ વાળાની કામના તે, કયમ પુરે મોરાર. ૯૦ કાશીવાળો જન મોક્ષ પાંમે, પ્રયાગવાળાને મન આસ; તે બંનેનો કયમ થાય સમાગમ, સત્ય વદો અવીનાસ. ૯૧ કાશી મર્ણે જન મોક્ષ નવ પામે, તો તીર્થનો મહીમા જાય; વાંચ્છના પુરી ન પડે ત્યારે, સો પ્રયાગનો મહીમાય. ૯૨ એ સંદેહ નીવારો સ્વાંમી, નીરાકાર સાહાકાર; તમ સમુ કોઇ જગતમાં, વિસ્વંભર વિસ્વાધાર. ૯૩ સદાશીવ એમ ઓચર્યા, સતી સંગે તેણી વાર; હે પ્રણવ રૂપિણી આદ્ય શક્તી, વ્યાપી સકળ સંસાર: ૯૪ પ્રશ્ન તમારૂં ગુઢ છે ઘણું, વસ્તારી કહું આજ; ગાવા ગજું નથી ગણપતનું, ઇશ્વર રાખે લાજ. ૯૫ પ્રયાગ રાજમાં પ્રભુ બીરાજયા, વૈકુંઠવાશી ભુપ

ભગ્તના મનની કામના તે, પુરે સ્યામ સ્વરૂપ. ૯૬ કાશીમાં છે વાસ મા-હરો, સદાકાળ સતી જેહ; તે માટે હું મોક્ષ આપું, એમાં નહી સંદેહ. ૯૭ બંને તીર્થનું પણ રાખવાને, લક્ષ્મીનારાયણ એહ; ભગ્ત પાળક કરૂણા સા-ગર, વિષ્ણું કાહાવે તેહ. ૯૮ પ્રયાગમાં તન તજ્યું ભગ્તે, મન ધરી ઇ-છાય; તે માટે વીસ્વંભર એવો, રચે ત્યાં ઉપાય. ૯૯ નવી શ્રષ્ટી રચાવી જીવની, હરી પુરેછે આશ; જેવી જેની કામના તેવા, આપે ભોગ વીલાસ. ૧૦૦ પણ કાશી વાળો જીવ મોક્ષ પામે, તેમાં નહીં સંદેહ; સદાશીવ કેહે સત્યગીરી જ્યાં, મમ તીર્થનો મહીમા એહ. ૧૦૧ તે માટે જન સર્વથા, ત-રવા ભવસંસાર; પંચ કોસીનું સેવન કરવું, પુનર્પી નહી અવતાર. ૧૦૨ કાશીપુરીનો મહીમા કેહેતાં, કોટી કલ્પ વહીજાય; સારદ નારદ શેષ સર-સ્વતી, બ્રહ્માદી ગુણ ગાય. ૧૦૩ તો પણ તેનો પાર ન આવે, માહા અમોઘ મહીમા એહ; અમર મુનીગણ ગાંધર્વ સેવે, મોક્ષપુરી છે તેહ. ૧૦૪ ઘણો ગુપ્ત છે ભેદ એનો, સત્ય વદે ત્રીપુરાર; તે માટે જન કાસી સેવો, તરવા ભવ સંસાર. ૧૦૫ કંઇ સાધનનું કામ નથી, જન પાપી કે પુન્યવાન; કાશીપુરીમાં દેહ તજતાં, મોક્ષ આપે શીવ ભગવાન. ૧૦૬ ભોળો દીન દયાળ છે પ્રભુ, ભગ્તવત્સળ એહ; ભગ્તોનાં ભય સંકટ કાપે, એમાં ન-હીં સંદેહ. ૧૦૭ કંઠમાં વીષ ધારણ કીધું, જે મ્રત્યુંજય કહેવાય; અર્ધાંગે ઉમયા શીર ગંગા, તે કામ દહન શીવરાય. ૧૦૮ ચીંતા ભસ્મની જાગે લે-પે, ભગ્તોને ચંદન સાર; રૂંદ્રની માળા નીજ ગળામાં, ભગ્તોને મુગ્તાહાર. ૧૦૯ પ્રવચર્મ વાંઘાંબર સોભે, ગજ ચર્મ શીવને શરીર; નાના વીધનાં પટ પીતાંબર, ભગ્તોને આપે ચીર. ૧૧૦ વૃષભ વાહન પોતે બીરાજે, હસ્વ ગજરથ ભગ્તે સાર; ભગ્તોને શીર મુગટ મોળીયાં, પોતે જટા ધરે ત્રીપુરાર. ૧૧૧ વાદ્ય મલ્યાદીક રણતુર સીંગી, શીવને ડાક ડમરૂ વાજે; ભગ્તોને ઘેર નાના વીધનાં મંગળ વાજાં વાજે. ૧૧૨ નાના વીધનાં સુખ શેવકને આપે દીન દયાળ; નરલેપ નીરંજન નીરાકાર, કાહાવે ઉમીયાપતી જે કૃપાળ. ૧૧૩ કાશી પુરીનો મહીમા અમ્રત, સમુદ્ર સમ વીસ્તાર; પ્રેમ ભગ્તીએ આચમન કીધું, કીચીંત બુધિ અનુસાર. ૧૧૪ ચતુર્વેદને ષટ શાસ્ત્ર, અષ્ટાદસ જે પુરાણ; તે સરવેમાં સારનું સાર, શ્રી રામ કે શીવ જાણ. ૧૧૫ જેમ દધી કેરૂં મથન કરતાં, નીકળે નવનીત; દેવે સમુદ્ર મંથન કર-તાં નીકળ્યું અમ્રીત, ૧૧૬ તેમ સરવે શાસ્ત્રનું મંથન કરતાં, સાક્ષાત ઈ-શ્વર શીવ; તે તણિ ભગ્તોએ કરીને, મોક્ષ પાંમે જીવ. ૧૧૭ સદાશીવની

રાજધાની, કાસીપુરી કહેવાય; ઉમા સાથે ઇશ્વર ત્યાંથી, ક્ષણું અળગા નવ થાય. ૧૧૮ તે માટે અવીમુગ્તપુરીમાં, અવામુકતેશ્વર શીવરાય; ગંગા સ્નાનને શીવ દર્સનથી, કોટી જન્મ અઘ જાય. ૧૧૯ શીવ સ્વરૂપ આ અધ્યાય કાહાવે, શ્રવણ કરે નરનાર; સદા શીવ કહે સતીનેતે, પાંમે પદારથ ચાર. ૧૨૦ પ્રભાતે ઉઠી સ્નાંન કરીને, પાઠ કરે નરનાર; સાક્ષાત શીવ દર્સન આપ; અવીમુગ્તેશ્વર એહ. ૧૨૧ કોટાંન કોટી જન્મ તણું પુન્ય, પુરવે તણુ ઉદે થાય, તવ હું કાશી જઉ તેવી, ઉપજે પ્રાણીની ઇચ્છાય. ૧૨૨ પુર્વે પ્રયાગ આદે તીર્થ મધ્યે, સ્નાંન કરયું હોય જેહ; તવ આ જન્મે સપ્ત પુરીનું, દર્સન પાંમે એહ. ૧૨૩ પુર્વે જન્મે કાસીજીનું, કરયું હોય દરસન; તવ આ જન્મે તે પુણ્યે પ્રાણી, તજે કાશીમાં તંન. ૧૨૪ પુર્વ જન્મનાં સુકૃત ચીના નવ, કાશીનું દર્શન થાય; ભવ પંથનો પાર આવે ત્યારે, કાશીમાં પ્રત્યું થાય. ૧૨૫ શ્રોતાજન સંદેહ ન કરશો, જાણી પ્રાકૃત વાંણ; સંવાદ સતી શંકર તણો છે, શ્રી મહાપુરાંણ. ૧૨૬ જ્ઞાન સંહીતા મધે કાહાવે, શ્રી વેદવ્યાસ વચન; સંસ્કૃત વાણી દેવ કેરી, કાશીનું વર્ણન. ૧૨૭ ભાષાંતરમાં ગ્રંથ છે એ, સમુદ્રસમ વીસ્તારી; તે થકી મેં તત્વ લીધું, સાર કેરૂ સાર. ૧૨૮ કવીપણું જણાવા માટે, નથી રચ્યું પદબંધ; માયાવીજન મુઢ કાહાવું, અવજ્ઞાંની મદ અંધ. ૧૨૯ અવીનાશીની અકળ જાળમાં, ધુંચાયા મુની દેવ; તો અલ્પ જીવનો કોણ આશરો; કાવ્ય કરવા એવ. ૧૩૦ શાસ્ત્ર પુરાંણે પ્રસીધ વાકયો, કહી ગયા મુની દેવ; તે વાંચી મમ શ્રધા બેઠી, કૃપા શ્રી માહાદેવ. ૧૨૧ એક આશરો ઇશ્વર કેરો, અન્ય નહી આધાર; કેવળ પ્રેમ ભગ્તી ઉર ભાવી; ગાયા ગુણ ત્રીપુરાર. ૧૩૨ નાનું મોટું સાકર શ્રીફળ, મીષ્ટ લાગે તેહ; જેવા તેવા શંકરના ગુણ, પર્મ પાવન એહ. ૧૩૩ તે માટે હરીજન શ્રોતા સૌ, નવ કરસો સદેહ; કહે ગણપત હું કંઇ નવ જાણું, કરતા ઇશ્વર એહ. ૧૩૪ વલણ, મોક્ષપુરી સેવો સદા, ભજવા વિશ્વાધારરે; કહે ગણપત કર જોડીને, તરવા ભવ સંસારરેરેરે. ઇતી શ્રીમદ ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે કાશીપુરી વર્ણન નામે દસમો અધ્યાય સમાપ્ત. ૧૦ સીવાર્પણમસ્તુ શ્રીરામકૃષ્ણ દેવકી જે. હરહર મહાદેવ હર.

# અધ્યાય ૧૧ અગીયારમો.

શ્રી ગણેશાયનમઃ ।। રાગ માહાડની દેશી. સુત પુરાણી વાણી વદે, સુણો સૌનીક મુની મહનંત; શ્રધા ભગ્તીએ શ્રવંણ કરો, હરીહરનાં ચરીત્ર અનંત. ૧ ત્રંબકેશ્વર કેરૂ માહાતમ, માહા પુજ્ય પાવન એહ; માહા દારૂણ અઘ નાશ પામે, શ્રવણ કરતાં તેહ. ૨ એક ગૌતીમ નામે મુનીવર રેહેતા, દક્ષીણ દેશ મોઝાર; માહા પાવન છે પત્ની જેની, અહલ્યા નામે નાર. ૩ બ્રહ્મગીરી નામે પર્વતમાં, રેહેતાં નીસદીન તેહ; સમરણ કરતાં શ્રીહરી કેરૂં, ભગ્તીભાવે એહ. ૪ એમ કરતાં દશ સહસ્ત્ર વર્ષ, વીતી ગયાં છે ત્યાંહ; એક સમે અનાવૃષ્ટી થઇ છે, અવની કેરી માંહ્ય. ૫ પૃથ્વી પર વરસાદ ન વરસે, થઇ રહ્યા હાહાકાર; ધાન્ય પુષ્પ ફળ કંઇ નવ પાકે, દુકાળમાં તેવાર. ૬ પ્રજા સઘળી કષ્ટ પામે, પશુ પક્ષી પામે મર્ણ; જોવા કારણ જળ ન મળે; લીલા વૃક્ષ વીના થઇ ધર્ણ. ૭ જીવજંતુ પીડાવા લાગ્યા, માનવ પામે ત્રાસ; દશે દીસાએ ભાગી ગયા જન, ત્યાગી નીજ અવાસ. ૮ મુનીયો ધ્યાનપરાયણ થઇને, બેઠા સમાધી માંહ્ય; હરી ભજનમાં આનંદ પામે, નીર્ગમે દીન ત્યાંહ. ૯ તવ ગૌત્યમે આરાધન કીધું, ધરીયું વરૂણનું ધ્યાન; સ્તુતી કરે જળાધીપતીની, વ્રષ્ટી કરવા નીદાંન. ૧૦ સતી સાધવી અહલ્યાજી તે, કરતાં પતીની સેવ; ઘણે કાળે પ્રસન થયાં તવ, ગૌત્યમ ને વરૂણ દેવ. ૧૧ વરૂણ કહે મુની પ્રસન્ન થયો હું, માગ્ય વર મુજ પાસ; સાષ્ટાંગ કરીને ગૌત્યમ વદીયા, અંતર થઇને હુલાસ. ૧૨ કૃપાનાથ વર આપો મુજને, મેઘ વ્રષ્ટી થાય; વરૂણ કહે એ ઇશ્વર આધીન, વૃષ્ટી હરી ઇચ્છાય. ૧૩ ગૌત્યમ કહે છે સુણિએ સ્વામી, જળાધીપતી માહારાજ; આ જગ્તનું પ્રતીપાલણ કરવા, રાખો પ્રભુ મમ લાજ. ૧૪ સીંહ કેરૂ મંદીર સેવતાં, મુગ્તાફળની પ્રાપ્તી થાય; જાંબુક તણી બીલ સેવતાં, અસ્તી તણો લાભ થાય. ૧૫ તે માટે મેં સેવ્યા તમને, અંતર પ્રગટી આશ; મોટા જનને શરણે આવ્યું, તે કયમ હોય નીરાશ. ૧૬ પોતે સંકટ સહન કરીને, પરને આપે સુખ; મોટા જનનો સ્વભાવ એ છે, વદ્યા મુનીવર મુખ. ૧૭ ગૌત્યમ કેરાં વચન સાંભળી, પ્રસંન થયા જળદેવ; ગર્ત કરો અવનીપર, જળ પ્રગટે તત ખેવ. ૧૮ વરૂણ કેરાં વચન સાંભળી, ખાડ કર્યો ભુ માંહ્ય; અક્ષય જળ ભરાયું તે મા, હર્ખ્યા મુનીવર ત્યાંહ; વરૂણ કહે મુની ગઉતમજીને, અક્ષય પાવંન; તમારે નામે નામ તીરથનું, પ્રખ્યાત જગ મુની જંન. ૨૦ આ જળમાં

જે સ્નાન કરશે, જપ દાન શ્રાધ વૃત સાર; તે તણો મહીમા છે મોટો, પુન્ય તણો નહી પાર. ૨૧ એમ વદીને તરૂણ પોતે, પામ્યા અંતરધ્યાન; તે જળમાં તવ ગૌત્યમ અહલ્યાએ, પ્રેમે કીધું સ્નાન. ૨૨ નાના વીધનાં ધાન્ય વાવ્યાં યવ શાળીને નીહાર; તે થકી અગ્નીને પુજે, કરતા મુનીવર આહાર. ૨૯ નાના વીધનાં વ્રક્ષ વાવ્યાં, પુષ્પ દેવને કાજ; વરૂણ કૃપાથી સઘન થયું વંન, આનંદીયા મુની રાજ. ૨૪ પશુ પક્ષી સૌ આવી વસીયા, તે વનની મોન-જાર; અન્ય મુનીવર નીજ પુત્ર પત્ની, શીષ્ય લઇ આવ્યા તે ઠાર. ૨૫ રૂ-ષી ગૌત્યમ કેરા આશ્રય કરીને, સર્વે વસ્યા છે ત્યાંહ; આશ્રમો બાંધી ધાન્ય વાવ્યાં, આનંદીયા મન માંહ્ય. ૨૬ સમ દુકાળ વ્યતીત કીધા, ટળ્યું મર્ણનું દુઃખ; માહા પાવન ગૌત્યમને પ્રતાપે, પામ્યા સરવે સુખ. ૨૭ સુત પુરાણી કહે સૌનીકજી, કર્મ તણી ગતી ન્યારી; એક સમે જળ ભરવા ગઇ સૌ, મળી મુનીયોની નારી. ૨૮ તે સમે ગૌત્યમ રૂષી કેરા, શિષ્ય ગયા છે જળ કાજ; મુનિ પત્નીયો તવ વિપ્રીત વદતી, તજી કુળની લાજ. ૨૯ પ્રથમ જળ અમો ભરી લઇશું, ઉભા રહો તમો દુર; અમો ગયા પછી તમો ભરજો, વાણી વદતી કૃર. ૩૧ ઉન્મત નારી મદે ભરી સૌ, બોલે વ્યંગ વચંન; મરજાદા મુકીને ચાલે, અબળા ભર જોબંન. ૩૧ તુચ્છકાર કીધો શિષ્યો કેરો, પાછા ફરી આવ્યા નીજ ઘેર; અહલ્યાને નીવેદન કીધી, જે થઇ વીપરીત પેર. ૩૩ અહલ્યાજી સતી સાધવી, ક્રોધ ન કીધો લેશ; પોતે જળ ભરવા ગયાં, કરી શીષ્યને ઉપદેશ. ૩૪ જળ લાવી સ્વામીને આપ્યું, સંધ્યા કરી રૂષીરાય; નિત્યમેવ અહલ્યા જળ લાવે; આનંદમાં દીન જાય. ૩૫ કઠોર -હ્રદયની મુની પત્નીયો, સૌ દ્વેશ રાખે મંન; જળ ભરતાં અહલ્યાને દેખી, વદતી કૃર વચંન. ૩૬ સતીને નહી શોક તેનો, ન કરે કોઇ શું કલેશ; તેમ તેમ રૂષી પત્નીયો સૌ, રાખે અદકો દ્વેષ. ૩૭ ભાવી વાત ભુલે નહિ, છે થનારે એવી પેર; રૂષી પત્નીયોએ વીપરીત કીધું, આવિને નીજ ઘેર. ૩૮ નીજ સ્વામીને સાચું જુઠું, ઉલટ અવળાં વેણ; અહલ્યા અમને બહુ દુઃખ દે છે, એમ કહીને ભરીયાં નેણ. ૩૯ તે સરવે શ્રવણીને, મુનીવર કરતા મન વિચાર; છે સતી સાધવી અહલ્યા પાવન, નવ વદે કૃર લગાર. ૪૦ કદાપિ તે ક્રોધ કરે તો, સત્ય હોયે જેહ; પણ વૃથા ભાષણ સતી અહલ્યા ન કરે, મુની વિચારે એહ. ૪૧ જેને પ્રતાપે જીવ્યા આપણ, અંન્નદાતા કહેવાય; ઉપકારનો અપકાર કરે તે, માહા પાપીજંન થાય. ૪૨ તોપણ વીનતા વિપરીત બોલે, કરતિ નીત્ય કલેશ; અહલ્યા

ઉપર સરવે અબળા, દાખતિ બહુ દ્વેશ. ૪૩ મુની પત્નીયો કહે મુની વરને, તમો અમારા પ્રાણ; અહલ્યાનું દુઃખ છે બહુ અમને, નાથ નિવારો જાણ. ૪૪ અતિશય આક્રંદ કરતી, અસ્ત્રો ચરિત્ર અપાર; તમો છતાં અમો માહા દુખ પામું, તમને છે ધિકાર. ૪૫ સુત પુરાંણી કહે મુનિવર, અસ્ત્રીયોમાં સ્વાભાવિક દોષ; અનૃત સાહસ માયા મુર્ખપણું, નીર્દય અતી લોભ અસૌભ. ૪૬ સપ્ત દોષ સ્વાભાવિક કહાવે, સ્ત્રીયો કેરા એહ; ભલાભલાનું ભાન ભુલાવે, એમાં નહીં સંદેહ. ૪૭ મોહજાળમાં પડયા મુનીવર સૌ, રચીયો એહ ઉપાય; ગણપતીનું આરાધન કીધું, ગૌત્યમને છળવાય. ૪૮ ગજાનન તવ પ્રસંન થઇ વદીયા, વરમાગો રૂષિરાય; મુનીવર કહે પ્રભુ છળો ગૌત્યમને, જે આ વંન મુકી જાય. ૪૯ લંબોદર તવ વાણી વદિયા, શ્રવણો વિપ્રો મતીમુઢ; માહા પાવન મુની ગૌત્યમ કાહાવે, ગતી જેનિ ગુઢ. ૫૦ જેણે તમને નિવાસ આપ્યો, સરણાંગત સુખ જેહ; તેના પ્રતાપે અન્ન જળ પામ્યા, પ્રાણ જતાં રાખી દેહ. ૫૧ ગુણને બદલે અવગુણ કરવા, ધારો છો મુની સર્વ; પર્મ કૃપાળુ મુનિ ગૌત્યમજી છે, નહિ મોહશોક ને ગર્વ. ૫૨ ધર્મ શાસ્ત્ર મેં શીક્ષા દીધી, તમને ગમે તે કરજ્યો; ગૌત્યમને છળ કરવા કેરિ, વાત તમે પરહરજ્યો. ૫૩ તમો કદાપિ દ્વેશ રાખશો, દેશો ગૌત્યમને દુખ; તો પણ માહા મુનિ ગૌત્યમ તમને, આખર દેશે સુખ. ૫૪ તમો તેનું રીષ્ટ ચાહો, તે ન રાખે તમશું વેહેર; આખર જાતાં સત્ય તરે છે, ન્યાય ઇશ્વરને ઘેર. ૫૫ ગણપતીએ ઘણુંએ સમજાવ્યા, દ્વીજે ન માન્યું તેહ; ગૌત્યમ રૂષિને છળવા માટે, વર માગ્યો છે એહ. ૫૬ ગૌત્યમ તપથી ભ્રષ્ટ કરીએ, એમ વદ્યા રૂષિરાય; અંતર્ધ્યાન થયા તે વેળા, ગણાધીપતી ગણરાય. ૫૭ મુનીવર નિત્યે વાટ જુવે, કયારે ગૌત્યમ તે ઇળ થાય; એક સમે ત્યાં આવિયા છે, ગણપતી થઇને ગાય. ૫૮ દુર્બળ જેવી ડગમગ ચાલે, કંગાલ સરખો વેશ; અવની ચાલતાં પડે આખડી, કૌતિક કીધું ગણેશ. ૫૯ ગૌત્યમ મુનિની શાળને યવ, વાવેલાં છે જેહ; તે મધ્યે આવી ગૌ ઉભી, ભક્ષણ કરવા ત્યાંહ્ય. ૬૦ વિપ્રો સરવે ગુપ્ત રહીને, જોતા ચર્ચા પેર; અબળાઓ ઇર્ષાભરી જોતી, પુર્વ તણું છે વેહેર. ૬૧ તે સમે કુંડમાં સ્નાન કરીને, ગૌત્યમ આવ્યા ત્યાંહ; જે દુર્બળ ગૌને દેખી ઉપની, દયા અંતરની માંહ્ય. ૬૨ દર્ભ કેરૂ તરણું કરમાં, ગ્રહ્યું હતું મુની દેવ; ખેત્ર થકી ગૌ અળગી કરવા, તરણું સ્પર્શાવ્યું એવ. ૬૩ તેટલામાં તો તરફડી સૌ, અવની પડી છે તર્ત; જોજોતામાં જીવ ગયો ને, ગૌ પામી છે મર્ત. ૬૪

આશ્ચર્ય પામ્યા ગૌત્યમ સ્વામી, આ શો ઇશ્વરનો કોપ; પશ્ચાતાપ કર્યો તે વેળા, કર્મનો કીધો લોપ. ૬૫ ગુપ્ત રહી જોતાં દ્વીજ નારી, નીકળીયાં સૌ બાહાર; ગૌહત્યા ગૌત્યમે કીધી, કરતાં સૌ ધીકાર. ૬૬ ધીક ધીક કેહે તપ સાધન તાહારૂં, ધીક ધીક તાહારૂં ધ્યાન; ધીક ધીક વીદ્વતા તાહારી, ધીક ધીક તાહારૂં જ્ઞાન. ૬૭ ગઉહત્યાનું પ્રાશ્ચિત પ્રૌઢુ, ગઉત્યમે કીધું જેહ; તે પાપીનું મુખ નવ જોવું, વીપ્રા વદે સૌ એહ. ૬૮ વીપ્રા વીપ્રની નારીયો સહુ, વદતી કઠોર વચંન, ગઉત્યમ અહલ્યા શ્રવણે સુણીને; કરતાં નીચું વદંન. ૬૯ માહા પાપી છે મુખ તમારૂં, જોતાં લાગે દોષ; તે માટે તમે જાઓ વનથી, વદતાં કરી સૌ રોષ. ૭૦ સરવે મળીને દંપતી ઉપ-ર, કોપ કર્યો તે વાર; નીર્દય થઇને મારવા લાગ્યાં, કંકર પાષાણનો માર. ૭૧ ગૌત્યમ સ્વામી ને અહલ્યાજીનું જે, સ્મર્ણ કરે એક વાર; માહા પા-પથી જન મુક્ત થઇને; પામે પદારથ ચાર. ૭૨ તે માહાપાવન ગૌત્યમ સ્વા-મીને, વીપ્રે ચડાવ્યું આળ; ગણપતિ પાસે છળ કરાવ્યો, રચાવી માયા જાળ. ૭૩ સુત પુરાણી કહે સૌનીકજી, કર્મ તણી ગતી ન્યારી, ભક્તી ક-રતાં વીઘ્ન પડે તો, રેહેવું જ્ઞાન વીચારી; અહલ્યા બુધિના જ્ઞાની જીવ; કરવા વીઘ્ન અનેક; જ્ઞાનીએ ધર્મ ધીરજ રાખી, નવ ત્યાગ કરવો ટેક. હાહાકા-ર હવો તે વેળા, કષ્ટ કહ્યું નવ જાય; સુઢ વીપ્રોના મારથકી તવ, ગૌત્યમ ચાલ્યા જાય. ૭૪ ગૌત્યમ અહલ્યા આશ્રમ તજીને, જાય મુકે નીસ્વાસ; તે વનથી એક કોશ છેટે, બાંધી રહ્યા છે નીવાસ. ૭૫ ભાવી વાત વી-ચારે મનમાં, નવ કરે કોઇનો દ્વેશ; ઇશ્વર ઇચ્છા ગૌત્યમ ધારી, દુઃખ ન-વ ધરતા લેશ. ૭૬ જે આશ્રમે જઇ રહ્યા છે, ગૌત્યમ રૂષી મહારાજ; તે વનમાં વીપ્રો નવ જાતાં, સમીધ લેવા કાજ. ૭૭ કોઇ સમે રૂષી પત્ની-યોને સાંમા, મળે ગોત્યમ રૂષીરાય; તો નીજ મુખે આડાં વસ્ત્ર ધરીને, અ-વળી થઇને જાય. ૭૮ ગઉત્ય ગઉહત્યારો આવ્યો, એવું વદે સૌ નાર; પાપણીયો તે પુર કપટી, ન મળે વિવેક વીચાર. ૭૯ એવું જોઇને ગઉત્ય મજીએ, સંકટ સહ્યું નવ જાય; ત્યાર પછે એક માસે આવ્યા, વીપ્રો પાસે મુનિરાય. ૮૦ કરજોડીને ગદ ગદ વચને, વદે ગઉત્યમ રૂષીરાય; હું પતી-તને પાવંન કરવા, સ્વામી બતાવો ઊપાય. ૮૧ ગઊહત્યા નીવારો મારી, વીનતી કરી બહુ પેર; બહીરમુખ બ્રાહ્મણ નવ બોલે, અંતરગત છે વેહે-ર. ૮૨ વીપ્રો કહે તું સર્વજ્ઞ છે, અમને પુછે શું થાય; ગઊત્યમ કહે ગુરૂ ઊપદેસે, જ્ઞાન સીધી થાય. ૮૩ તે માટે હું પુછું તમને, જ્યાં પંચ ત્યાં પ-

રમેસ. વીપ્રોતવ વાણી વદે છે, સાંભળજે ગઉત્યમેશ ૮૪ બ્રહ્મગીરીની પ-
રીકમા કરવી; એકસો એક વાર; કોટી પારથીવ લીંગ કરીને, પુજવા ત્રીપુ-
રાર. ૮૫ બ્રહ્મલોકથી ગંગા આણી, સ્નાન કરો મુનીજંન; ગઉહત્યાનું
પાતીક જાશે, થઇશ તું પાવંન. ૮૬ તવ વીપ્રાને પ્રણામ કરીને, ગઉત્ય આ-
વ્યા નીજ ઘેર; અહલ્યાને આવી સઉ કીધું, આરાધન સુભ પેર. ૮૭ બ્ર-
હ્મગીરીની પરીક્રમા કીધી, આરાધ્યા શીવરાય; કોટીવ પારથીવ બાણ ક-
રીને, ગઉતમજી સેવતાય. ૮૮ અહલ્યાજી પણ તેજ પ્રમાણે, કરતાં મુની-
નિ સેવ; ગઉત્યમને અહલ્યાની સેવા, સિષ્યો કરે નિત્યમેવ. ૮૯ એક મા-
સ પર્યંત વૃત કીધું, દંપતે ત્યાં નીરધાર; તેણે સમે પ્રગટીયા પોતે, શીવ
હરી વીશ્વાધાર. ૯૦ પાર્વતી ગંગા ગણ સંગે; પ્રગટ્યા શ્રી માહાદેવ; મા-
ગ્ય માગ્ય વર ગઉત્યમ આપું, વધા દેવાદી દેવ. ૯૧ ગઉત્યમ અહલ્યા તપ
થકી ઉઠી, કરતાં સાષ્ટાંગ દંડ પ્રણામ; કર સંપુટ અવનીપર પડીયાં, ગદ
ગદ કંઠે વાણ. ૯૨ કૃપાનાથ તમો કરૂણા કીધી, દર્સન દીધું આજ; હવે સ્વા-
મી શું અસાધ્ય માહારે, તમ થકી મહારાજ, ૯૩ ભગતવત્સળ છે બીરદ
તમારૂં, જગ્ત પીતા છો આપ; દયા કરી દીનબંધુ માહારૂં, ટાળો હત્યાદી
પાપ. ૯૪ નીરંજન નીરાકાર શીવથી, પ્રકૃતી પુરૂષ મોરાર; બ્રહ્મા વીષ્ણું
ને રૂદ્ર સ્વરૂપે, તમને કરૂં નમસ્કાર. ૯૫ ગઉતમ સ્વામીની સ્તુતી સુણીને,
પ્રસન થયા માહાદેવ; ગંભીર વાણી વદે સદાશીવ, સાંભળ ગઉત્યમ એવ.
૯૬ ધન્ય ધન્ય મુની ગઉતીમ પાવન, તમ દરસન કરે જેન; તે માહા
પાપથી મુગ્ત થઇને, સદ્ય થશે પાવંન. ૯૭ તમ તપ તણો પ્રભા છે મોટો,
મુની તમ સરખો નહીં કોય; કંચન મ્રતીકા સમાન જાણો; ભેદ બુધી નવ
હોય. ૯૮ કૃતઘ્ની છે મુનીયો સરવે, રૂષી તમને કરયો છળ એહ; એ ગજા-
નન ગઉ રૂપે થઇ, કરયું વીઘ્ન નીરસંદેહ. ૯૯ તમને પાપ નવ લાગે તે-
માં, કદી પાપની શંકા હોય; તો તે મમ દરસનથી મુનીવર ભસ્મ
થયું સર્વ કોય. ૧૦૦ દુરીશ્ચિત કર્મ તે રૂષીયો કેરૂં, ગઉત્યમને નીર-
ધાર; સરવે નીવેદન કરી બતાવ્યું, પોતે શીવ ત્રીપુરાર. ૧૦૧ ગૌત્ય-
મ શ્રવણી આશ્ચર્ય પામ્યા, દુઃખ ન ધરયું મન લેશ; શંકરને કહે ગૌ-
ત્યમ સ્વામી, સુણિએ શ્રીમાહેશ. ૧૦૨ સર્વે વિપ્રે મળીને મુજને, મોટો
કર્યો ઉપકાર; સદાશીવનું દર્શન કરાવ્યું, ધન્ય ધન્ય વીપ્રો ઉદાર. ૧૦૩
ગુરૂસમ તે વિપ્રો માહારે, જેણે દીધું મુજને દુઃખ; તે થકી આપનું દર્શન
પામ્યો, પ્રભુ મહા મનોહર સુખ. ૧૦૪ પણ પંચે મળી પરમાણ કીધું, ની-

મીત પાતીક જેહ; નિવારણ કરો પ્રભુ ગંગા સ્નાનથી, વર માગું હું એહ. ૧૦૫ મુને ગંગાજીનું સ્નાન કરાવો, સંકટ સરવે જાય; ગંગા સ્નાન પ્રભુ તમ દરસનથી, પાપ પ્રલય થાય. ૧૦૬ ગૌત્યમ કેરી વિનતી શ્રવણી, સદાશીવે નીરધાર; જટા થકી ઉતારી આપ્યાં, ગંગા તેણી વાર. ૧૦૭ સ્ત્રી સ્વરૂપે ગંગાજી ઉભાં, સદાશીવે કરી આજ્ઞાય; ગૌત્યમજીને સ્નાન કરાવો, પાપ પ્રલય થાય. ૧૦૮ ગંગા કહે ગૌત્યમજીને, પાવન કરી આ વાર; પાછી પ્રભુ હું આવી બીરાજું, તમ જટા મોઝાર. ૧૦૯ ગંગાજીનાં વચન સાંભળી, વદીયા શ્રીમાહાદેવ; વૈવસ્વત મનુના અઠયાવીસમા, યુગ વિશે તતખેવ. ૧૧૦ જયાં સુધી કળીયુગ જાય ત્યાં સુધી, વાસ કરજ્યો ત્યાંહ; ત્યાર પછે તમો ધામ આવજો, છો મમ જટાની માંહ્ય. ૧૧૧ તવ ગંગા કહે જગત કારણ, રહીછું કાશી માંહ્ય; લોકોને પાવન કરવા મેં, વાસ કીધો ત્યાંહ્ય. ૧૧૨ તે માટે હું ધામ પધારીસ, એમ વધાં બ્રહ્મ બાળી; તવ ગૌત્યમ કહે મુને નર્કથી તારો, હે દેવી દીનદયાળી. ૧૧૩ સદાશીવને ગૌત્યમજીએ, વીનવ્યા જગતની માત; ગંગાએ તવ વાસ પુર્યો, ગૌત્યમી જગ વીખ્યાત. ૧૧૪ થોડો કાળ વીરામ પામી, વળી ગંગા વદીયાં વાંણ; અહીં નહી રહેવાનું કારણ એ છે, સુણો ગૌત્યમ રૂષિ જાણ. ૧૧૫ પરદ્રોહી પરનું રીષ્ટ ઇછે, દ્વેશ પરનો કરે જેહ; છળ કપટે કરી છેહદે પરને, મહા પાપી જન તેહ. ૧૧૬ વિશ્વાસઘાતી માહાપાતકી, દ્વીજદ્રોહી જંન; તે તણું નવ મુખ જોવું, પરને કરે જે વીઘંન. ૧૧૭ દ્વીજ કુળમાં ઉત્પન થઇને, ભણ્યા વિદ્યા વહયો ભાર; આત્મારામને નવ ઓળખ્યા, તેનો એળે ગયો અવતાર. ૧૧૮ એ સરવે દ્વીજ પરદ્રોહી છે, તમ તપમાં કર્યું છે વિઘંન; તેમને પાવન કરવા નહીં સમરથ હું, સુણો ગઉત્યમ રૂષિ જંન. ૧૧૯ વીના અપરાધે માહા દુઃખ દીધું, ગઉત્યમ તમને જેહ; તે વિપ્રો તો અમંગળ છે, કીંવા ધર્યો દ્વીજ દેહ. ૧૨૦ તે માટે હું ના કહુંછું રહેવા, વળી બીજું એહ; સદાશીવ ઊમીયા નીજ ગણસુ, વાસ કરે અહીં તેહ. ૧૨૧ તવ હું પણ રહેવા કબુલ કરૂંછું, આ સ્થાનીક મોઝાર; એવાં ગંગાજીનાં વાકય સાંભળી, વદીયા શીવ ત્રીપુરાર. ૧૨૨ હે ગંગે હું સત્ય કહુંછું, હું તમથી નથી દુર; તથાપી જો તમો કહો, અહીં વસુ હું ભરપુર. ૧૨૪ આજ થકી હું ઊમીયા ગણ લઇ, વાસ કરી રહું આંહ્ય, તમો પણ આ સ્થાનીકે વસવું; હવે જાવું કયાંહ. ૧૨૪ સુત પુરાણી વાણી વદીયા, તમો શ્રવણો શૌનીક રૂષિ જંન; તે સમે ગઉત્યમજી સ્તવતા, ગંગાને પંચ વંદન.

૧૨૫ તેવે સમે ત્યાં આવીયા છે, બ્રહ્મા વીષ્ણુ ઈંદ્રાદીદેવ; કાશી આદી ક્ષેત્રો સરવે, તીર્થ પુષ્કળ આદે તતખેવ. ૧૨૬ તેત્રીસ કોટી દેવ સરવે, અડસટે તીર્થો કહેવાય, સહસ્ત્ર અઠયાસી મુનીવર આવ્યા, નદી નવસે નવાણું કહેવાય. ૧૨૭ દાનવ માનવ સીધ ચારણ, જક્ષ કીન્નર જેહ, મેરૂ આધિ પર્વત આવ્યા, દેહ ધારી તેહ. ૧૨૮ અંત્રીક્ષે જયજયકાર કરતાં, આવી ઉભાં શીવ સાનીધ; વૈમાનોની ભીડ આકાસે, સ્તવન કરે વીધ વીધ. ૧૨૯ દેવનાં દુંદુંભી ગરગરડે, પુષ્પની વૃષ્ટી થાય; ધજા પતાકા નીશાન ફરકે, ભણે સ્તોત્ર દેવ રૂષીરાય. ૧૩૦ ગગને રહી દેવાંગના ગાતી, મધુર શીવનાં ગીત; અપછરાઓ નૃત્ય કરતી, ગાંધર્વ ગાન સંગીત. ૧૩૧ નાના વીધ વાજીંત્રો વાજે, વેદની ધુની થાય; રોમાંચીત ગદગદ કંઠે સૌ, સ્તવતાં સદાશીવરાય. ૧૩૨ સરવે મળી શીવ ગૌત્યમજીની, સ્તુતી કરીછે અપાર; તવ પ્રસન્ન થઇ શીવજી કહે સૌને, વર માગો આવાર. ૧૩૩ તવ સરવે તીર્થો મુની દેવ મળીને, વર માગ્યો છે એવ; જગત તણું પ્રભુ કલ્યાણ કરવા, અહીં સદા વસો મહાદેવ. ૧૩૪ ગગાજી પાર્વતી સંગે, સર્વે ગણ સમુદાય, કૃપા કરી પ્રભુ આ સ્થળ વસીએ, જયજય જય શીવરાય. ૧૩૫ તવ ગંગાજી કહેછે સરવ તીર્થોને, સરવદેવ મુની એહ; તમો સરવે આ જગ પાવન કરો છો, એમાં નહીં સંદેહ. ૧૩૬ તમો થકી થાય જગત પાવન, તો મારૂં શું છે કામ; ગઉત્યમનો પરીવાર ઉધાર્યો, હું જઈશ માહારે ધામ. ૧૩૭ એવાં વાકય ગંગાજીનાં શ્રવણી, સ્તુતી કરે મુની દેવ; હેસરીશ્વરે પાપ ધોવા અમારાં, આપ વસો સહીત માહાદેવ. ૧૩૮ જયારે સરવે દેવમાં ઉત્યમ ગુરૂ, તે સીંહ રાસીના થાય; ત્યારે અમો અમારા સ્થળ છોડીને, તમ સરણે આવીશું માય. ૧૩૯ સીંહરાસીમાં ગુરૂ રહેશે, ત્યાં સુધી નર ધાર; અમો સરવે આવી અહી રહીસુ, વાસ કરી આ ઠાર. ૧૪૦ સીંહના ગુરૂ વ્યતીત થયા પછી, અમો જઈસું અમારે ધામ; નીજ દેશના લોકોને પાવન, કરીશું રહી નિજ ઠામ. ૧૪૧ એકાદસ વરસ સુધી રહીને, પાવન સૌને કરીશું; તે પાપે અમો મલીન થએલા, તમ શરણે આવી ઓધરીશું. ૧૪૨ દવાદસ વર્ષે સીંહ રાસિના, બ્રહસ્પતી થાસે જયારે; અમો અમારે સ્થળથી નીકળી, તમ શરણે આવશું તે વારે. ૧૪૩ એક સંવત્સર સ્નાન કરીશું, ત્રીકાળ તમ મોઝાર; સરવે પ્રાશ્ચીત જાશે અમારાં, પાવન થઇશું તે વાર. ૧૪૪ જયાં સુધી અમો અહી વશીએ, ત્યાં સુધી જંન જેહ; અન્ય તીર્થે જાય તેહનું, ફળ નવ પામે તેહ. ૧૪૫ તે માટે અમોને પાવન કરવા

આપ વસો આ ઠાર; સર્વે દેવ મુની તિર્થો મળીને, કરી ગંગાની સ્તુતી અપાર. ૧૪૬ તે દીવસથી ગંગા રહ્યાં ત્યાં, વળી વાસ કર્યો શીવરાય; જ્યોતીર્લીંગ રૂપે થઇ વસ્યા પ્રભુ, ત્રંબકેશ્વર કહેવાય. ૧૪૭ સુત પુરાણી કહે સૌનીકજી, સૌહતણા ગુરૂ થાય; તવ સર્વે દેવ મુની તિર્થો મળીને, ગઉત્યમીને ત્રઠ જાય. ૧૪૮ ગંગાજીમાં સ્નાન કરે, સદાશીવ સેવા દરસન; એ મહીમા સીંહતર કેરો, સુણો સૌનીક રૂષિજંન. ૧૪૯ એવું સુણીને સૌનીક વદીયા, શ્રવણ કરો સુત એહ; પ્રેમ ભગતીએ પ્રસ્ન પુછું, ટાળો મમ સંદેહ. ૧૫૦ જે ગંગાજી હતાં સ્ત્રી રૂપે તે, જળ રૂપે થયાં કેમ; ગૌત્યમના દ્વેશી વિપ્રોની, કહો ગતી થઇ જેમ. ૧૫૧ સૌનિકાદીકનું પ્રસ્ન સાંભળી, સુતજી વધા છે વચંન; સુણો મુનિ એ કથા શ્રવણતાં, પાપી થાય પાવંન. ૧૫૨ દેવ મુનિની સ્તુતી સુણી, થયા અલોપ ગંગા ત્યાંહ્ય; તે બ્રહ્મગીરીમાં વાસ પુર્યો, ઉંબરના વ્રક્ષ માંહ્ય. ૧૫૩ બ્રહ્મગીરીના સીખર ઉપર, ઉંબર વૃક્ષ છે સાર; તે તણી ડાળીમાંથી પ્રગટી, ગંગાજળની ધાર. ૧૫૪ પ્રવાહ આવ્યો અવનિ ઉપર, નિર્મળ જળ પાવંન; ગૌત્યમ મુનીએ નીજ કુટુંબસુ, સ્નાન કરયું તે દંન. ૧૫૫ તવ દ્વેશી વિપ્રે પ્રશંસા કરી છે, ગૌત્યમની તતકાળ; સ્નાન કરવા આવ્યા ગંગામાં, લઇ સંગ નારી શીષ્ય બાળ. ૧૫૬ તે ગૌત્યમ કેરા દ્વેશી જાણી, થયાં અંતરધ્યાન ગંગાય; તવ ગઉત્યમ કહે મા અલોપમાં થાઓ, એમ કહીને નમીયા પાય. ૧૫૭ જેવા તેવા એ વિપ્રો છે પણ, તે તણા પુન્ય પ્રતાપે; દયા કરી તમે દરશન દીધું, દેવી દયાળી આપે. ૧૫૮ દાસ જાણી કરૂણા આણી, દરશન દ્યો હે માત; ગૌત્યમ કેરી વાણિ સાંભળી, ગંગા વદ્યાં સાક્ષાત. ૧૫૯ માહા પાપી તે વિપ્રો કાહાવે, દ્વીજ દ્રોહી જેહ; પ્રાશ્ચિત કર્યા વિના નવ થાએ, તે તણો પાવન દેહ. ૧૬૦ તે માટે સૌ વિપ્રો મળીને, અષ્ટોતર સતવાર; બ્રહ્મ ગીરીની પરિક્રમા કરે તો, સ્નાંન તણો અધીકાર. ૧૬૧ આકાશ વાણી ગંગાની ગંભીર, સુણી સરવ મુનિ જંન; અષ્ટોતર સત પરીક્રમા કીધી, ગિરી બ્રહ્મતણી પાવંન. ૧૬૨ તવ ગંગાજીએ દરશન દીધું, ફરી પ્રવાહ મુકયો ત્યાંહ; ગૌત્યમને આગળ કરી સરવે, સ્નાન કરયું તે માંહ્ય. ૧૬૩ અહલ્યાને આગળ કરી, આવી સરવે મુનિની નાર; સ્નાંન કરીને સ્તુતી કરતાં, અહલ્યાની વારંવાર. ૧૬૪ ઉંબર વૃક્ષથી ઉત્પતીતે, ગંગા દ્વાર કહેવાય; ગંગા દ્વારથી અધો ભાગ વિષે રહ્યું, કુશાવર્ત મહીમાય. ૧૬૫ તે તિર્થમાં સ્નાંન કરતાં, કોટી જન્મ અઘ જાય; ત્રંબકેશ્વરનું દર્શન કરતાં, ગર્ભે વા-

સ નવ થાય. ૧૬૬ સાક્ષાત વિષ્ણું ત્યાં વસિયા, રામચંદ્ર રઘુવિર; પંચવટીમાં વાસ પુર્યો, ગૌત્યમી કેરે તીર. ૧૬૭ ગંગાજી એમ વધ્યાં તવ, સત્ય વચંન છે એહ; જન્મથી તે મર્ણ પર્યંત, વસે કાશીમાં જંન જેહ. ૧૬૮ તેટલું ફળ થાય તેને, એક પ્રહર મોઝાર; પંચવટીમાં વાસ પુરે, જે કોઇ નર કે નાર. ૧૬૯ પ્રથમ રામચંદ્રજીનું દર્શન, ત્રીજા ત્રંબકેશ્વર માહાદેવ; ત્રીજું ગંગાજીમાં સ્નાંન કરતાં, કોટી યજ્ઞ ફળ તતખેવ. ૧૭૦ શ્રો ગંગાજીને વિષ્ણુ સેવે, સેવે સદા બ્રહ્માય; અહરનિશ સદાશીવ સેવે, વળી સેવે અન્ય દેવતાય. ૧૭૧ પ્રથમ ગંગા પછે વિષ્ણું, પાવન જેનું નામ; સ્મર્ણ કરતાં માત્રમાં જંન, પાંમે પરમપદ ધામ. ૧૭૨ તે માટે જન આળસ તજીને, પ્રેમ ધરી એકવાર; ગોદાવરીનું તિર્થ કરવું, થાવા ભવ જળ પાર. ૧૭૩ સત્યવતી સુત વ્યાસ કેરાં, વચન કહાવે એહ; સુત પુરાણી કહે સૌનિકજી, એમાં નહીં સંદેહ. ૧૭૪ તે માટે જન જન્મ ધરીને, સિંઘસમાં એકવાર; ગોદાવરિનું તિર્થ કરવું, પુન્યતણો નહિ પાર. ૧૭૫ દ્રવ્ય વિનાનો આસ્થિક જન કોઇ, તિરથ કરવા ચહાય; સકળ તિરથ શી રીતે કરવાં, ઇછા રહી મન માંહ્ય. ૧૭૬ તો તેણે સીંહરાશી કેરા, બ્રહસ્પતી જયારે થાય; ગોદાવરીને તિર્થે જાવું, સકળ તિરથ ત્યાં થાય. ૧૭૭ માહાત્મ આજે ગઉત્યમ કેરૂં, શ્રવણ કરે નરનાર; કહે ગણપત તે પ્રાણી નિશ્ચે, પાંમે પદારથ ચાર. ૧૭૮ વલણ. ગૌત્યમી ગંગા ત્રટ પાવન, ત્રંબકેશ્વર મહાદેવરે, કહે ગણપત સૌ દેવ આવી, પુજતા નિત્ય મેવરે. ૧૭૯ ઇતિ શ્રીમદ શીવ માહા પુરાંણે, ત્રંબકેશ્વર મહીમા; વર્ણન ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે એકાદસો ૧૧ અધ્યાય સમાપ્ત. શ્રી રામકૃષ્ણદેવકી જે, હરહર માહાદેવ હર શીવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત

# અધ્યાય ૧૨ મો.

શ્રી ગણેશાએ નમઃ રાગ વેરાડી હલારી સુતજી ઓચર્યારે, સુણી એ સૌનીક માહા મુની જંન; લંકાગઢ વીશેરે, રેહેતો રાક્ષસનો રાજંન. ૧ અભીમાની અતીરે, તેહેનું રાજા રાવણ નામ; એક સમે ગયોરે, કૈલાશે તપ સાધન કાંમ. ૨ ઉગ્ર તપ આચર્યું રે, પ્રસન્ન થયા નહી પંચ વદંન; તવ તે ત્યાંથકીરે, ઉઠી ગયો હીમાચળ વંન, ૩ હીમગીરી તણીરે, દક્ષીણ ભાગ વિષે નીરધાર; વૃક્ષખંડ નામનોરે, કાહાવે પ્રદેશ સૌથી સાર. ૪ જઇ

ભોમી વીશેરે, ગર્ત કર્યો રાક્ષસ રાજંન; મધ્યે પ્રવેશીયોરે, કીધું અગ્નીનું સ્થાપંન. ૫ પાર્થીવ લીંગ કરિરે, આરાધ્યા ત્યાં શ્રીમાહાદેવ; સીવ સાનીધ માંરે, હોમ કરે અગ્નીમાં એવ. ૬ નાના વીધનારે, સમીધ હોમ્યાં અગ્ની માંહ્ય; પ્રસન્ન થયા નહીંરે, પરમેશ્વર રાવણને ત્યાંહ. ૭ તવ તે કોપીયોરે, દેહ તજું કેહે અંતર રીસ; ગંધાક્ષતે કરીરે, પાવન કરયાં પોતાનાં શીષ. ૮ કરમાં ખડ્ગ લઈરે, શીશ કાપીને હોમે ત્યાં; નવ શીષ હોમીયાંરે, રાવણે જવ અગ્ની માંહ્ય. ૯ તવ તેણે સમેરે, પ્રસન્ન થયા છે દીનદયાળ; દસમું શીષ છેદતોરે, પ્રગટયા ભગ્ત તણા પ્રતીપાળ. ૧૦ સબુર સબુર કરીરે, ઓચીં તો ગ્રહી લીધો હાથ; પુરૂં મન કામનારે, માગ્ય વર વદી ઉમીયા નાથ. ૧૧ તવ રાવણ વદેરે, માગું અતુલ્ય બળ મહારાજ; પ્રભુ સજીવન કરોરે, માહારાં શીશ છેદેલાં આજ. ૧૨ અસ્તુ કહી વળ્યારે, ભોળો ભગ્તવત્સળ ભગવાન; તેવે ત્યાં આવીયાંરે, અમરનાં અંત્રીક્ષે વૈમાન. ૧૩ વાણી જય જય વદેરે, પુષ્પની વૃષ્ટી કરતા દેવ; પાવન જગ્તનેરે, કરવા વશીએ અહીં મહાદેવ. ૧૪ જ્યોતીરલીંગ થઈરે, બીરાજ્યા પોતે પંચવદંન; રાવણ કારણેરે, પ્રગટયા વૈજનાથ પાવંન. ૧૫ અમરે વારતારે, જઇ સૌ કહી નારદને એવ; બળ આપ્યું અતીરે, રાવણને પ્રગટી મહાદેવ. ૧૬ જગતને પીડશેરે, કરવો કવણ હવે ઉપાય; એવું સાંભળીરે, નારદ કહે શ્રવણો સુરરાય. ૧૭ ઉપાય હવે તે તણોરે, કરી સહુ ધીરજ રાખો સર્વ; વીરોધ કરાવીએરે, શીવસુ તવ ઉતરશે ગર્વ. ૧૮ દેવ સંતોષીયારે, નારદ આવ્યા અવની માંહ્ય; મળીયો મારગેરે, નારદજીને રાવણ ત્યાંહ. ૧૯ જોઇ નારદ વદેરે, ધન્ય ધન્ય લંકાંગઢનારાય; અતી અતી આનંદમાંરે, કયાંથી આવ્યો ને કયાં જાય. ૨૦ તવ લંકેશ વદેરે, મુનીવર સાચી કહુંછું પેર; શીવ તપ આચરીરે, બળ પાંમીને જઉંછું ઘેર. ૨૧ શીર છેદી કરીરે; પ્રેમે કરી કમળ પુજાય; તવ વર આપીયોરે, પ્રસન્ન થયા મુજને શીવરાય. ૨૨ હકીકત જે બનીરે, સઘળી કહી નારદને તેહ; તવ નારદ વદેરે, સાંભળ રાક્ષસ રાજા એહ. ૨૩ મીત્ર છો માહ્યરારે, માટે મનની કહુંછું વાત; શીવ અબધુત છે રે, જોગી જગત વિષે સાક્ષાત. ૨૪ વીષ કંઠે ધરયુંરે, ભાંગ્યને ધંતુરાનો આહાર; તુજને આપીયુંરે, વચન જે તેહ સમે નીરધાર. ૨૫ સાચું રખે માનતોરે, તુને બળ શીવે આપ્યું તેહ; પ્રગટ જો પારખુંરે, તોળ કૈલાસ ટળે સંદેહ. ૨૬ વચન નારદ તણાંરે, માન્યાં હીતકારી તે વાર; રાવણ પાછો વળીરે, ગયો કૈલાશ વિષે નીરધાર. ૨૭ ભુજા વિષે કરીરે,

ઉપાડયો રાવણે કૈલાશ; ઉથલ પાથલ થયુંરે, પડીયા શીવગણને ત્યાં ત્રાસ. ૨૮ સદાશીવ પુછતારે, શની કહો આ તે શું કહેવાય; શક્તી ઓચરયાંરે, એ તમ શેવા કેરો મહીમાય. ૨૯ પનંગને પાળીનેરે, પાય જો પય સરકરાદી રાત; તો પણ તે થકીરે, ખીજયે થાય જીવની ઘાત. ૩૦ બળ આપ્યું તમોરે; રાક્ષસ રાવણને માહારાજ; કૈલાસ ઉપાડીયોરે, તે મતી મંદે આવી આજ. ૩૧ શ્રવણતાં માત્રમાંરે, ક્રોધે કોપ્યા પંચ વદન; રાવણને શ્રાપીયોરે, તુજ કર છેદશે દસરથ તંન. ૩૨ રાવણે સ્થાપીયોરે, ગીરિ ઉપાડીને તે ઠામ; પરીક્ષા બળ તણીરે, જોઇને આવ્યો લંકા ગામ. ૩૩ શિવ શ્રાપે કરિરે, રામે હણીયો રાવણરાય; સુત સુની ઓચર્યારે, સાચી શંકરની પ્રભુતાય. ૩૪ એ વૈજનાથનોરે, મહીમા મહા પાવન કેહેવાય; શ્રવણતાં સ્નેહથીરે, કરશે સદાશીવ કરૂણાય. ૩૫ સૌનીક સાંભળોરે, ભવ હરના ગુણનો નહી પાર; નાગેંદ્ર પ્રગટ થયારે, વર્ણવી કહું સઘળો વિસ્તાર. ૩૬ દારૂક નામનોરે, રાક્ષસ રેહેતો માહા વંન માંહ્ય; દારૂકા નામનીરે, તેની નારી પણ રેહે ત્યાંહ્ય. ૩૭ દારૂકા નારીએરે, આરાધ્યાં ઉમીયા જગ માય, અતી તપ આચરયુંરે, તેથી પ્રસન્ન થયાં જગ માય. ૩૮ માગ્ય માગ્ય કહીરે, દેવી વદ્યાં મધુરી વાણ; ગદગદ કંઠથીરે, દારૂકા કહે જોડી પાણ. ૩૯ વર આપો મુનેરે, મુજ સંગે ઉડે આ વંન, અંતરધ્યાન થયાંરે, અંબા આપી સત્ય વચંન. ૪૦ તે વન સાથે લઇરે, રાક્ષશી ફરતિ અવની માંહ્ય; દેવ માનવ સઉરે, પીડતી પાપણી રહીને ત્યાંહ્ય. ૪૧ યજ્ઞ સૌ બંધ થયારે, વાધ્યું રાક્ષસ કેરૂં જોર; જગતને પીડતારે, વનમાં કરતા સોર બકોર. ૪૨ રૂષિ ઔર્વ નામનારે, પ્રજા સૌ ગઇ તેમની પાસ; અસુરના મારથીરે, અમને ઉગારો છૈયે દાસ. ૪૩ પાપી પીડે ઘણુંરે, કરતા ગઉ બ્રાહ્મણની ઘાત; ઔર્વ રૂષિ કોપીયારે, શ્રવણી પ્રજા તણિ સઉ વાત. ૪૪ ભુતળ ઉપરેરે, કરશે અસુર મનુષ હત્યાય; તવ તેણે સમેરે, નિશ્ચે રાક્ષસના જીવ જાય. ૪૫ શ્રાપ તે શ્રવણતાંરે, પડિયો અસુર માત્રને ત્રાસ; અસુર થઈ એકઠારે, આવ્યા દારૂકાની પાસ. ૪૬ વિનવીને કહ્યુંરે, ઔર્વ મુનીનું શ્રાપ વચંન; તવ દારૂકા કહેરે, વશિએ જળમાં લઇ જઈ વંન. ૪૭ મુનિએ શ્રાપિયારે, અસુર તે જાણી દેત્ય પેર, યુદ્ધને કારણેરે, સુર સઉ આવ્યા લેવા વેહેર. ૪૮ તવ આરાધિયારે, દારૂકાએ ત્યાં ઉમીઆય; બળ શક્તી તણુંરે, પાંમી આનંદ ઊર ન માય. ૪૯ રાક્ષસ સરવે મળીરે, પેઠા વનમાં લઇ પરીવાર; દારૂક દારૂકારે, અંન્ય રાક્ષસનાં સુત ને નાર. ૫૦ વૃક્ષ રળીયાં

મણાંરે, વનમાં પશુ પક્ષી સૌ જેહ; સરોવર જળે ભર્યાંરે, કુપ વાપીકા વનમાં તેહ. ૫૧ મનોહર સોભતાંરે, બાગ બગીચા ને વળી મેહેલ; વન્ન દારૂકા તણું રે, જોતાં શોભા સ્વર્ગની સેહેલ. ૫૨ તે વન લેઇનેરે, ઉડી દારૂકા આકાશ; જઇને ઉતરીરે, ભર સાગરમાં જળ ચોપાસ. ૫૩ મધ્ય દરીએ જઇરે, સ્થાપ્યું દારૂકાએ વંન; જળ જંતુ હણીરે, ચલાવે પોતાનું જીવંન. ૫૪ માહા સમુદ્ર તણારે, રસ્તા રોકે રાક્ષસ એહ; ઝાઝમાં આવતાંરે, મનુષ્ય ગ્રહી ભક્ષણ કરતાં તેહ. ૫૫ એક સમે જઇરે, રાક્ષસ સંતાયા જળ માંહ્ય; દુર પરદેશનાંરે, વહાણ જતાંતાં થઇને ત્યાંહ્ય. ૫૬ ગ્રહી સૌ વહાણનેરે, રાક્ષસ આવ્યા વન મોજાર; કાળાગ્રહમાંરે, પુર્યા મનુષ્ય સરવ તે વાર. ૫૭ તવ તે સર્વમાંરે, મુખ્ય જે સુપ્રીય વૈષ્ય છે એક; ભગ્ત સંકરતણોરે, ઇશ્વર આરાધે ધરી ટેક. ૫૮ પુજા માંનસીરે, કરતો શંકરની મનમાંહ્ય; શીવ પંચાક્ષરેરે, જપતો નમઃશિવાય કહી ત્યાંહ્ય. ૫૯ એક દીન કાઢીયોરે, રાક્ષસે ભક્ષણ કરવા જંન; આશા પ્રાણનીરે, તજી સૌ સમરે પંચ વદંન. ૬૦ સુપ્રીએ જાણીયુંરે, હવે તો નીશ્ચે ખુટયો કાળ; સમો છે અંતનોરે, શિવજી લ્યો સ્વામી સંભાળ. ૬૧ ઓથ એકે નથીરે, આપ વીના આ ટાણે કોય; આશરો ઇશનોરે, તેને સંકટ શાનું હોય. ૬૨ રાક્ષસ આવીયોરે, હણવા સરવે જનને ઠાર; સુપ્રીયે સમરીયારે; દીનોનાથ દહન ત્રીપુરાર. ૬૩ સરવે મનુષ્યનેરે, ચાલે આંખે આંસુ ધાર; તવ તેણે સમેરે, પોતે પ્રગટયા સરજન હાર. ૬૪ દ્વાર છે ચોદીસારે, દેવળ અમુલ્ય શોભા સાર; સહીત પ્રભુ પ્રગટીયારે, તે ઠેકાણે શિવ ત્રિપુરાર. ૬૫ ક્રોધા અગ્નીએ કરીરે, કાધા અસુર પ્રજાળી ઠાર; તવ તેણે સમેરે, વિશ્વમાં વરત્યો જયજયકાર. ૬૬ સતી કહે સીવનેરે, અસુર મમ ભગ્ત ન હણશો નાથ; કળી બેસતાં લગીરે, રેહેશે એમ વધા શિવ નાથ. ૬૭ કળીયુગ બેસતાંરે, થાશે વીરસેન રાજંન; તે અહીં આવશેરે, પ્રેમે કરશે મમ પુજંન. ૬૮ મુજ અસ્ત્રે કરીરે; હણસે અસુર સરવે તેહ; સતીને શિવે કહ્યુંરે, સત્ય સત્ય એ નીરસંદેહ. ૬૯ સુપ્રિય વૈસ્યનેરે, શિવે વર આપ્યો ત્યાં એહ; અંતે મમ ધામનેરે, પામશો સત્ય કહું છું તેહ. ૭૦ દુઃખ સૌ દુર કર્યાંરે, સુતજી કેહે શ્રવણો રૂપીરાય; દારૂકાના વંનમાંરે, નાગેંદ્ર નામે શિવ કહેવાય. ૭૧ નાગેશ્વર સમરતાંરે, છુટે ભવ બંધનના પાસ; કર જોડી કહેરે ગણપત હરી ગુરૂ દ્વીજનો દાસ. ૭૨ ॥ વલણ ॥ આખ્યાન એ નાગેંદ્રનું, શ્રવણ કરે નરનારરે; કહે ગણપત કર જોડીને, સાહ્ય કરે ત્રીપુરારરેરેરે. ૭૩ ઇતી શ્રી ગણપતરામ કૃત શિ-

વસાગર અમ્રતે નાગેંદ્ર મહાત્મ વર્ણન નામે દ્વાદશો અધ્યાય સમાપ્ત. ૧૨
શ્રી રામકૃષ્ણદેવકી જે, હર હર મહાદેવ હર. સીવાર્પણ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

## અધ્યાય ૧૩ મો.

શ્રીગણેશાએ નમઃ રાગ ધનાશ્રી. સુત પુરાણી વાંણીરે વદીયા, શ્રવણે સૌનીક રૂષી રાયજી; શ્રી રામેશ્વરનો મહીમારે કહું છું, પાવક પર્મ કથાયજી. ૧ શ્રવણતાં જન મોક્ષ પામે, એમાં નહીં સંદેહજી; સેતુબંધ રામેશ્વરના ગુણ, પર્મ પાવન તેહજી. ૨ એક સમે રઘુવીર પધાર્યા, વંનમાંશ્રી લક્ષ્મણ સાથજી; પંચવટીમાંથી હર્ણ કરી ગયો, સીતા કેરૂં લંકાં નાથજી. ૩ ત સુધ્ય કારણ રઘુવિરે મેળવિયું, વાન્નર સૈન્ય અપારજી; નળ નિળ જાંબુવાનને અંગદ, સુગ્રીવ વાયુ કુમારજી. ૪ બોહોતેર કોટી વાન્નર સૈન્ય, સુગ્રીવ સૌનો રાયજી; સાગર તીરે આવી ઉતરીયા, સૈન્ય સહીત રઘુરાયજી. ૫ સીતાજીની સુધીને કારણ, પડાવ કીધો ત્યાંહજી; તવ રામચંદ્રજીને ત્રષા લાગી, લવણાકર ત્રઠ માંહ્યજી. ૬ ચોદીસાએ વાંનર દોડયા, જળ લઇ આવ્યા તેહજી; શ્રી રઘુજીને અર્પણ કીધું, અંગીકારો પ્રભુ એહજી. ૭ જળનો પ્યાલો લક્ષ્મણે લઇને, અર્પ્યો પ્રભુને હાથજી; પ્યાલો કરમાં ધારી જળ પીવા, માંડયું શ્રી રઘુનાથજી. ૮ તતક્ષણ તવ સ્મર્ણ થયું છે, વદીયા શ્રી રઘુરાયજી; આજે દર્શણ નથી કીધું શંકરનું, તો જળ કયમ પીવાયજી. ૯ લક્ષ્મણને કર પ્યાલો સોંપી, ધ્યાંન ધરયું રઘુવીરજી; સાક્ષાત જે વેદો નારાયણ, ધર્મ ધોરીંધર ધીરજી. ૧૦ જગતતણું કલ્યાણજ કરવા, પ્રભુએ વીચ્યારયું તે વારજી; શંકરનું આરાધન કીધું, માનશીક પુજા સારજી. ૧૧ નાના વીધનાં સ્તોત્ર ને સ્તુતી, પરદક્ષીણા કરી રામજી; ધ્યાન ધરી ગર્જ્ઞ નાદજ કીધો, પોતે પુરણ કામજી. ૧૨ તેણે સમે પરીવાર સંઘાથે, પ્રગટયા શ્રી મહાદેવજી; કલ્યાણ કલ્યાણ વાણી વદતા, અમ્રત વાકયો એવજી. ૧૩ પ્રગટ મુરતી પંચ વદન છે, દસ ભુજ આયુધ ધારીજી; પંચને દસ નેત્ર ઝળકતાં, ત્રીપુંડ્ર ચંદ્રાકારજી. ૧૪ ગંગ જટા શીર સપી બીરાજે, ધરી રૂંઢમાળા ત્રીપુરારીજી; આદ્ય ઇશ્વર અવીગતી સ્વામી, સદાશીવ વીષ ધારીજી. ૧૫ સ્વ્ર ચંબર વાંઘાંબર સોભે; વીષધર વીંટયા દેહજી; સૈલ્ય સુતા અરધાંગે ધારી, અદભુત તે દર્શન એહજી. ૧૬ પરદક્ષણા કરી પાએ પડીયા, સદાશીવને શ્રીરામજી; શ્રીમુખે કરીને સ્તુતી કરતાં, શ્રી

હરી સુંદીર સાંમજી, ૧૭ નીરંજન નીરાકાર કાહાવો, કલ્યાણ સુરતી શીવજી; આદ્ય અંત મધ્ય રચના તમારી, શું જાણે પાંમર જીવજી. ૧૮ દયા કરી પ્રભુ દર્શન દીધું, કરવા જગત પાવંનજી; ધર્મ પંથની રક્ષા કરવી, આપે પંચવદંનજી. ૧૯ રાવણ રાક્ષસ ભગ્ત તમારો, અધર્મ આચરે એવજી; તે માટે પ્રતીપક્ષ ન કરશો, સત્ય વ્રત માહાદેવજી. ૨૦ ઘટ ઘટ વાશી જે અવીનાસિ, અવિગતિ પુરણ કામજી; ધર્મ સ્થાપવા શ્રી વીષ્ણું પ્રગટયા, દસરથ સુત શ્રી રામજી. ૨૧ ગૌ બ્રાહ્મણની રક્ષા કરવા, રાજ નીતી વેહેવારજી; ક્ષત્રી કુળનો ધર્મ જણાવા, આચરે વીશ્વાધારજી. ૨૨ તે પ્રભુએ શીવ પુજન કીધું, વર માગ્યો તવ એવજી; કૃપાનાથ કરી કરૂણા વશીએ, આ સ્થાનીક માહાદેવજી. ૨૩ તતક્ષણ નીજ સ્વરૂપ સમાવ્યું, પ્રગટયા જ્યોતીલીંગજી; વાસ કરી વીશ્વંભર વશીયા, મતી અકળ અભંગજી. ૨૪ સાગર સેતુપર વશીયા છે, રામ વચન પ્રતિપાળજી; શ્રી સેતુબંધ રામેશ્વર કાહાવે, કાસીપતી જે કપાળિજી. ૨૫ તે સ્વરૂપનું દર્શન કરતાં, કોટિ જન્મ અંધ જાયજી; શ્રી રામ શિવ ચરણે ચિત જેનું, ભવ ભય તેનો જાયજી. ૨૬ સેતુબંધ રામેશ્વર સમરે, પ્રાત સમે જન કાયજી; સુત પુરાણિ કેહે સૌનિકજી, ગર્ભવાસ નવ હોયજી. ૨૭ કોટી કલ્પે પાર ન આવે, દિવ સહસ્ત્ર જીભે સ્તવે શેષજી; પાંમર જીવનું કોણ ગજુ છે, અગણિત ગુણ મહેસજી. ૨૮ પ્રેમ ભગ્તીએ પ્રભુ ગુણ ગાયા, અંતર ઉપજ્યો ભાવજી; સંસાર સાગર તરવા સારૂ, રામ શિવ ગુણ નાવજી. ૨૯ બાળ બુધીએ પદબંધ કિધું, કેહે ગણપત કરજોડજી; જ્ઞાંનિ વૈષ્ણવ શીવજંન સંતો, નવ દેશો કોઇ ખોડજી. ૩૦ ॥ વલણ ॥ સેતુબંધ રામેશ્વર કેરો, જસ જગ પાવન વિખ્યાતરે; કેહે ગણપત હું કંઇ નવ જાણું, છે વેદ પુરાણે વાતરેરેરે. ઇતિ શ્રીગણપતરામ કૃત શિવસાગર અમ્રતે, સેતુબંધ રામેશ્વર વર્ણન નામ; ત્રયોદશો અધ્યાય ॥ ૧૩ ॥ સમાપ્ત શ્રી રામકૃષ્ણ દેવકિ જે, હરહર માહાદેવ. શિવાર્પણ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

---

## અધ્યાય ૧૪ મો.

શ્રી ગણેશાએનમઃ રાગ માલવ દેસી ફેર; વદે સુત પુરાંણી વચંન, સુણો સૌનીકાદી રૂષીજંન. ૧ એક દક્ષીણ દેશ મોઝાર, દેવગીરી પર્વત માહાસાર; ત્યાંના વનમાં રહેતો દ્રીજ જંન, ભારદ્વાજને કુળે ઉત્પંન. ૨

સુધર્મા નામે દ્વીજ કહેવાય, સુદેહ નામે અર્ધાંગનાય; માહા ધર્મ પરાયણ એવ, ભગ્તી ભાવે ભજે માહાદેવ. ૩ વેદ શાસ્ત્રનો કરતો અભ્યાસ, પુરાંણોપર પુરણ વિશ્વાસ; દાતા દયાળુ શાંન્ત સ્વભાવ, રાખે દેવ બ્રાહ્મણપર ભાવ. ૪ સીળવંત અને અવીકારી, સમ દમ દાન પર ઉપગારી; કામ ક્રોધ મોહ લોભ જેહ, તેથી વરજીત વીપ્રનો દેહ. ૫ સુધર્માને સુદેહા નાર, ભાવે ભજતાં સદા ત્રીપુરાર; વૃત આચરે નાના દાન, નહી પુત્ર પુત્રી કંઇ સંતાન. ૬ અતી નારીનું ઉદાસી મન, નથી પ્રસવી પુત્રી કે તંન; એક સમે સુદેહા જેહ, પાડોસીને દ્વાર ગઇ તેહ; પાડોસણની સાથે તેણી વાર, કરતાં વારતા થઈ તકરાર, પાડોસણ કહે છે તું તો વંઝાય, તારૂ ધાન્ય તે કહે કોણ ખાય. ૮ વંઝા દોસે જનમ વહી જાસે, કોણ જાણે તે દ્રવ્ય કોણ ખાસે; અતી લોભી જે દ્રવ્ય કમાય, વાંઝીયાનું તો એળે જાય. ૯ ઘણું થોડું કરે છે શાને તું, હસે કોણ તે માળા ફેરવતું; પાપી સંચે તેતર ખઈ જશે, શીવને જળ કોઇ ચડાવતું હશે. ૧૦ તું તો વાંઝણિ નારી કહેવાય, તાહારૂ મુખ અમથી નવ જોવાય; પાડોસણનાં કઠોર વચંન, વાગ્યાં બાણ સુદેહાને મંન. ૧૧ અતી અંતરમાં અમુંઝાય; પાપી પ્રાણ માહારો નવ જાય; કરી રૂદન નેત્ર નીર ભરતી, નાર નીસદીન સોચના કરતી. ૧૨ એક સમે એકાંતની માંહ્ય, નીજ નાથશું બેઠી જ્યાંહ; સુત સૌનીક પ્રતે કહેછે, સુદેહા સ્વામીને વીનવે છે. ૧૩ સુણો નાથ કહું શીર નામી, તમોછો માહારા અંતરજામી; સ્વામીજી હું તમારી દાસી, વીના સંતાને રહીછું ઉદાશી. ૧૪ કૃપાનાથ કરો એ ઉપાય, માહારે ઉદરે સંતાન થાય; એવાં શ્રવણી નારીનાં વચંન, સુધર્માએ વીચારયું મંન. ૧૫ સતી સાંભળ કહુ તજી સોક, સાને માટે ધરે દુઃખ ફોક; ધારયું ઇશ્વર કેરૂ થાય, એમાં માણસનો નહી ઉપાય. ૧૬ માટે જ્ઞાન વીચારીને રહીએ, સુખ દુઃખ પડે તે સહીએ; કોના છોરૂને કોના વાછરૂ, મીથ્યા માહારૂ માહારૂ સાને કરૂ. ૧૭ કોનો મ ત ને કોનો તાત, કોનો પુત્ર પુત્રી કોનો ભ્રાત; કોનો સ્વામી અને કોની નાર, જ્ઞાન દ્રષ્ટીએ કરને વીચાર. ૧૮ સરવે જુઠી માયાની જંજાળ, આવ્યું ત્યમ જાય આળ પંપાળ; સુખ સંસારનું એવું જાણો, નીદ્રા સ્વપ્ન વત પ્રમાણો. ૧૯ દ્રવ્ય સંપતીને પરીવાર, અંતે સંગે ન આવે લગાર; ઠાલા આવ્યા ને ભુલા જાવું, માયા જાળમાં મેળે બંધાવું. ૨૦ નથી કોય કોયનું કોય, સગુ સ્વારથ કેરૂ હોય; છળભેદને કુડ કપટ, કરી દ્રવ્ય મેળવીયું કપટ. ૨૧ માંખીના મદ વાળું થાશે, અંતે સ્વારથીયાં લુંટી ખાશે; હોય

ધન્ય તો વાવર તારે હાથ, તોતે આવશે તાહારી સંગાથ. ૨૨ પુર્વે જન્મનું લેહેણું જેવું, લેવા માટે કરે સૌ તેવું; અવધી ખુટે સરવ ચાલ્યું જાય, તેમાં નવ મળે કોઇનો ઉપાય. ૨૩ સુધર્મા કેહે નારી ગુણવાન, તજી માયા ભજો ભગવાંન; સુણી નાથનાં એવાં વચંન, આવ્યાં નારીને નીર લોચંન. ૨૪ સ્વાંમી જગતનો એવો વેહેવાર, વીના પુત્રે સુનો સંસાર; સ્વાંમી શાસ્ત્રમાં એવુંરે કેહે છે, વંઝાનું દ્રવ્ય વધતુ પડે છે. ૨૫ પીત્રાઇ ગોત્રાઇ અને ન્યાત ખાય, બાકી રહે તે સરકારમાં જાય; ધણી વીના ધોળ સુનું થાય, વાંઝીયા કેરો માલ લુંટાય. ૨૬ માટે દયા કરો હે સ્વાંમીન, મુજમાં કરો પુત્ર ઉત્પંન; સુણી વનીતાનાં દીન વચંન, સુધર્માએ વીચ્ચારયું મંન. ૨૭ દેવ શેવામાં બેઠો છે જ્યાંય, બેઉ પુષ્પ ગ્રહ્યાં કરમાંહ્ય; એક સંતાનનું એક ખાલી, ગ્રહી કરમાં ને મુષ્ટિયો વાળી. ૨૮ મુકયાં અવનીએ પુષ્પ તે વાર, કહ્યો નારિને મનનો વીચાર; સુતની કામના મન ધારી, પુષ્પ બેઉમાંથી લે એક નારી. ૨૯ સ્વચ્છ થઇને નારી તવ આવી, કોણ મીથ્યા કરે વાત ભાવી; નારીએ ગ્રહ્યાં પુષ્પ જે વારે, ખાલી પુષ્પ આવ્યું કર ત્યારે. ૩૦ દીજે શિષ ધુણાવ્યું તત્ર, લખ્યું કયમ મટે લેલાટ પત્ર; જ્ઞાંનીને નથી હરખ ને શોક, કરે વેહેવાર લજ્યા લોક. ૩૧ સુધર્મા કહે સુણો નારી સત્ય, તુજને નવ થાય અપત્ય; આવ્યું પ્રશ્નમાં એહ સીધાંત, માટે વૃત્તિ તું રાખજે શાંન્ત. ૩૨ સુણી વીપ્રનાં એવાં વચંન, પ્રગટયું કષ્ટ નારીને મંન; તવ નારી કહે જોડી હાથ, મારી વીનતી સુણો સ્વામીનાથ. ૩૩ કદાપી સુત મુજને ન થાય, પતી પરણો બીજી કન્યાય; તેના ભાગ્યમાં હશે સુખ, પુત્ર પ્રસવ થાશે તેની કુખ. ૩૪ વંઝા મેહેણું જગતનું જાશે, સ્વાંમી સંતાનનિ પ્રાપ્તિ થાશે; કહે નાથ સાંભળ સતી નાર, મીથ્યા કરવો તે શોને વીચાર. ૩૫ બીજી નારી કરૂં હું જ્યારે, ઘણું સંકટ પ્રગટે ત્યારે; ઉલટો કલેસ ઉત્પંન થાય, તારો સ્વભાવ તવ બદલાય. ૩૬ હમણાં તું કહે છે બીજી આણો, પછી સોકયનું સગપણ તાણો; તે વારે કષ્ટ ઉપજે અંગ, થાય હરીના ભજનમાં ભંગ. ૩૭ તવ સુદેહા કહે સ્વામીનાથ, સુણો વીનતી કરૂં જોડી હાથ; મમ બંધુની કન્યા છે એક, તમ સાથે વરાવું વીવેક. ૩૮ કદાપી થાય તેને સંતાન, તો હું દઇશ ઘણું એને માન; તેની દાસી હું થઇને રહીશ, સદા કાર્ય હું ઘરનું કરીશ. ૩૯ બેન વડીલ સમોવડ રાખુ, સોકયનું સગપણ નવ દાખું; એવી રીતે વદી સુદેહાય, લાવી નિજ બંધુ કેરી કન્યાય. ૪૦ દવાદસ વરસની સ્વરૂપવાંન, તેનું ઘુસ્મા

એવું અવીધાન; મુખ કમળ મનોહર નાર, તેના સ્વરૂપ તણો નહીં પાર. ૪૧ ગુણ લાવણ્ય સાગર લેહેરી, ઉપમા ખાંણ્ય આનંદ કેરી; સીળવંતને શાણી કંન્યાય, સુધર્મા સાથે કીધો વીવાય. ૪૨ નવી નારી છે બાળે વેશ, કર્યો સ્વામીએ ધર્મ ઉપદેશ; પાળી સ્વાંમી કેરી આજ્ઞાય, ધુસ્મા પાર્થીવ પુજે શીવરાય. ૪૩ શીવ સેવા વિના નીરધાર, નારી નવ કરે અંન્ન જળ આહાર; શુદ્ધ સ્વાંમીનું વાચક પાળી, ધુસ્મા પુજતી શીવ સૈલ્ય બાળી. ૪૪ સુધર્મા સુદેહા ને ધુસ્માય, સૌના આનંદમાં દીન જાય, એમ કરતાં આવ્યો શુભ દીન, તવ પ્રગટયો છે પુત્ર રતંન. ૪૫ હર્ષે સુધર્માને ધુસ્માય, સુદેહાને તો હરખ ન માય, સુદેહા વરતે દાશીની પેર, કરતી સેવા સદા નીર વેહેર. ૪૬ સપ્ત વરસનો કુંવર થયો છે, દિધુ ઉપવીત શોક ગયો છે; એમ કરતાં આવ્યું વેવૈશાળ, સુધર્માએ પરણાવ્યો બાળ. ૪૭ ભણાવ્યો વેદ શાસ્ત્ર પુરાણ, વર્તે સૌ નિતી ધર્મ પ્રમાણ; થયો દ્વાદસ વરશનો સુત, ઘેર તેડી કંન્યા અદ્ભુત. ૪૮ સુત કંન્યાની સરખી જોડ, ગુણ સ્વરૂપમાં નહી ખોડ; શોભે શીવ ઉમાનિ સમાન, સુદેહા ઘણું આપતી માન. ૪૯ કોઇ સમે વળી એકવાર. સુદેહા ગઇ પાડોશીને દ્વાર; કરવા માંડી સાધારણ વાત, તેવે ઉપન્યો મહા ઉત્પાત. ૫૦ પાડોસણની સાથે પણિ વાર, વાત કરતાં થઇ તકરાર; મેણુ મારયું પાડોશણ નારી, સુદેહા નહી સુત વધુ તહારી. ૫૧ એતો શોકયનો સુત કહેવાય, પારકાં તે પોતાનાં ન થાય; આવડું તને શાનું ગુમાન, તુ તો ગુષ્માની દાસી સમાન. ૫૨ જેણે જાયાં તેના સુત, ઘેલી રાંડને વળગ્યું ભુત; એતો ગુષ્માને કેશે માય, રંડા તુ તો વંઝા કહેવાય. ૫૩ સુણી પાડોશણનાં વચંન, ક્રોધ પ્રગટયો સુદેહાને મંન; ઉપન્યો અતિ અંતર કલેશ, રાખે શોકયના સુતપર દ્વેશ. ૫૪ સુધર્મા સુત વધુને લડાવે, સુદેહાને નવ ફાવે; હર્ષ પાંમતી મન ધુસ્માય, સુદેહા મન માહા દુ:ખી થાય. ૫૫ સુદેહા મન વાત વીચારે, માહારૂ મન શાંન્તી પાંમે કયારે; ગુસ્માની આંખે આંસુધાર, જોઇ શીતળ થાઉ અપાર. ૫૬ એણે વીચારી વિપરીત વાત, કરૂ ગુસ્માના સુતની ઘાત; એક દિવસે મધ્ય નીશાય, સુતાં સુત વધુ સજ્યાય. ૫૭ નીદ્રાવશ થયાં બેઉ જયારે, સુદેહાએ હણ્યો સુત ત્યારે; છુરીકાથી કરીને છેદંન, વસ્ત્રમાં કરયું અંગ બંધન. ૫૮ જઇને નાંખ્યું સરોવર માંહ્ય, બીજું કોય ન જાણે ત્યાંહ્ય; કુડુ કર્મ કરી સુતી નાર, સુણો સૌનીકાદી રૂષી સાર. ૫૯ ગુસ્મા પાર્થીવ પુજા કરતી, શીવલીંગ મ્રતીકાનાં આચરતી; શીવ શેવા કરી

રહે જ્યાંહ, પધરાવે સરોવર માંહ્ય. ૬૦ ગુસ્મા આચરતી નીત્ય મેવ, કોટી લીંગ મહાદેવ; નીત્ય નાંખતી જે જળ માંહ્ય, સુદેહાએ નાંખ્યો સુત ત્યાંહ્ય. ૬૧ કહે સુતજી સુણો રૂષીરાય, જાગ્યા પ્રભાતે માત પીતાય; દંત ધાવન કર્યું મળ ત્યાગ, પછે સ્નાન કર્યું માહાભાગ. ૬૨ ગુરૂ શીવનું ધ્યાંન ધર્યું પર્મ, પછે આચરયું નીત્ય કરમ; સુધર્મા બેઠા કરવા સધ્યાય, ગુસ્મા કરતી પ્રાર્થીવ પુજાય. ૬૩ સુદેહા કરતી ઘરનું સૌ કાજ, મન શાંન્ત થયું ટળી દાઝ; દીન ઉદય થયો જેણિ વારે, સુતની વધુ જાગી ત્યારે. ૬૪ સજ્યા દીઠી રૂધીર ભરાંણી, તવ ગોરી ઘણી ગભરાણી; પાસે નવ દીઠા પોતાનો નાથ, રાત્રી વિશે સુતા જે સાથ. ૬૫ દીઠી કરચ્યો પડેલી એ ચાર, પલંગ નીચે રૂધીરની ધાર; વસ્ત્ર પહેરેલાં છે નીજ દેહ, દીઠાં રૂધીરે ખરડયાં તેહ. ૬૬ તેવું જોઇ પડી પેટમાં ફાળ, બની બેહેબાકળી તે બાળ; તન પોતાનું થર થર ધ્રુજે, બની બાવરી કંઇ નવ સુજે. ૬૭ માળ ઉપર કરતી પોકાર, સુણી સુદેહા ગઇ તેણી વાર; જુઠુ જુઠુ જણાવા દીસ, કુટે શીશને પાડે ચીસ. ૬૮ હાય હાય થયો કુડો કેર, કીયા ભવનુ વાળ્યું કોણે વેહેર; સુતની વધુનો શોક ન માય, કહેતાં કાળજું ફાટી જાય. ૬૯ ચાલે નયણે આંસુડાં ચોધાર, મુરછાંગત થઇ તેણી વાર; નથી પોતાના તનનું ભાન, કરતી રૂદન મહા દુઃખવાન. ૭૦ નાનાવીધના કરતી વીલાપ, ઉપજે વૈરાગ શ્રવણી અલાપ; આતે શું થયું સ્વામીજી તમને, વીતી વેદના કહે કોણ અમને. ૭૧ સ્વાંમી છેતરીને છેહ દીધો, નથી નાથ મેં લાહાવો લીધો; થોડા દીવસમાં મેળવીયું મન, તજી શું ગયા પ્રાણજીવન. ૭૨ મુને સંસાર સુનો લાગે, કહુ સુખદુખ કોની આગે; ઘણું સુખ છે મમ તાત ઘેર, સરવે તમ વીના કડવું ઝહેર. ૭૩ મારૂં મન ભટકતું ભમશે, નાથ તમ વીના ઘડીએ ન ગમશે; માહારો એળે જશે અવતાર, હાહા નાથ કર્યું શું આવાર. ૭૪ સ્વાંમી પરણેલા ચોરીમાં જેહ, નારી કાહાવે તેનો અર્ધ દેહ; નાથ મર્ણ પાંમે જેણીવાર, અર્ધ સબ સમ કાહાવે તે નાર. ૭૫ અમંગળ તે નારી અવતાર, ગયું સૌભાગ્ય સુખ શણગાર; રેલ્યો દુઃખનો દરીયો પુર, સુણી વીલાપ રોકાય ઉર. ૭૬ શ્રવણી સર્વે વીલાપ શોક, ધાઇ આવ્યા પાડોસી લોક; નગ્ર નીવાસી નરને નાર, વાત શ્રવણી કરે હાહાકાર. ૭૭ સુતની નારીને સુદેહા જેહ, બંને કલપાંત કરતાં તેહ; સુણ્યું સુધરમાએ તે વાર, વળી સાંભળીયું ગુસ્મા ચાર. ૭૮ પણ શોક ન કીધો મન, પ્રેમે પુજતાં પંચ વદન; થવા કાળ હશે તે થયું છે, હવે શોચવાનું કામ શું છે, પ્રભુ

ધારયું ઇશ્વર કેરૂ થાય, એમાં આપણો નહી ઉપાય; હશે અદષ્ટમાં દુઃખ જેહ, પડે ભોગવવાં ધરી દેહ. ૮૦ જેનું લેહેણુ હશે તે લઇ જાશે, શું શું થયું અને શું થાશે; લખ્યું હશે લેલાટમાં જેહ, ભાવી મીથ્યા કરે કોણ તેહ.૮૧ એવું જ્ઞાંન વીચારીને મન, નવ ચુકયા તે સેવા સાધન; નરે સંધ્યા કરી ધરયું ધ્યાંન, નારીએ પુજ્યા શીવ ભગવાન. ૮૨ કહે ગણપત નહી કોઇ વીર, એવી ધરનાર ધારણધીર; એકલો એક લાડકો તંન, વીધાવંત સ્વરૂપે જોબન, કેળના કંદ સરખો દેહ, કરી ભોજન સુતો તેહ. ૮૩ નીસાએ નારી સંગે સયંન, પ્રભાતે જાણ્યું પાંમ્યો પતંન; કહો કેમ રહે હૈયું હાથ, તેવા જન જાણે શીવ નાથ. ૮૪ જેને નહી મોહ શોકને કામ, તેની સહાય કરે સીતારામ; જેનું ઇશ્વર સાથે મંન, તેને કહો કેમ હોય વીઘંન. ૮૫ મળ્યા જોવા નગરના લોક, માત તાતને મન નહી શોક; સુતજી કહે સૌનીક રૂષીરાય, કરી ગુસ્માએ શીવ પુજાય. ૮૬ નીત્ય નીયમ પ્રમાણે એવ, પાર્થીવ લીંગે પુજ્યા માહાદેવ; સ્નાન ચંદન અક્ષત સાર, પુષ્પ પત્ર ચડાવ્યાં તે વાર. ૮૭ ધુપ દીપ નૈવેદ્ય સર્વત્ર, કરી મંગળ આરતી તત્ર; નેત્ર મીંચીને ધર્યું ધ્યાન, ભણી સ્તોત્ર સતાવ્યા ભગવાંન. ૮૮ કરતાળી મુખે ગલ્લ નાદ, કરી શીવ સેવ્યા અહલાદ; થઇ સંપુર્ણ શેવા જ્યારે, સમેટચાં બાણ ધુસમાએ ત્યારે. ૮૯ બાણ કરમાં લઇ તેણી વાર, સરોવર ગઇ ગુસ્મા નાર; નીત્ય પધરાવતી હતી જ્યાંહ, આજે પધરાવ્યાં બાંણ ત્યાંહ. ૯૦ સદાશીવને કરી નમસ્કાર, નારી પાછી વળી તેની વાર;તેવે પુત્ર પોતાનો જેહ, દીઠો રમતો ગુષ્માએ તેહ. ૯૧ પાંમ્યો મર્ણ નથી શોક જેને, જોયો તોહે નથી હર્ષ તેને; જેવું છે તેવું ને તેવું મંન, સદાશીવમાં લાગી લગંન. ૯૨ જોઇ ભગ્તી ને ધારણ ધીર, પ્રગટયા કરપુર ગૌર શરીર; જ્યોતીરલીંગ તે શીવ ભગવાંન, વદે માગ્ય માગ્ય વરદાન. ૯૩ ધન્ય ગુષ્મા સતી તાહારૂં મંન, જોઇ ભગ્તી થયો હું પ્રસંન; સઘળું વર્ણવે દીન દયાળ, તારી શોકયે હણયો તુજ બાળ. ૯૪ લાવી નાંખ્યો સરોવર માંહ્ય, માહારી બાંણ નાંખ્યા તે જ્યાંહ; તેના પુન્યે કરી સુણ્ય નાર; સજીવન થયો તાહારો કુમાર. ૯૫ તાહારી શોકય માહા ચંડાળ, હણુ ત્રીશુળે હું ત્રતકાળ, માહા પાપીણી સુદેહા નારી, તેણે અઘટીત વાત વીચારિ. ૯૬ સદાશીવ કહે ગુષ્માય, વર માગ્ય પુરૂ કામનાય; જોઇ સ્વરૂપ શંકરનું સોહાગી, કર જોડી ગુષ્મા પાયે લાગી. ૯૭ પડી અવની ઉપર તતખેવ, કરતી જય જય શ્રી માહાદેવ; ગદ ગદ કંઠ નેત્રે જળ ધાર, ચર્ણ સીંચ્યા છે વીશ્વાધાર. ૯૮

પ્રભુએ ઉઠાડી અબળાય, ગુષ્મા લળી લળી લાગે પાય; દીનાનાથ હે દીનદયાળ, જન ભગત તણા પ્રતિપાળ. ૯૯ અખંડ અજર અમર અભેદ, ગુણ ગાય પુરાણોને વેદ; સુણી વાત સુધર્મા ત્યાં આવ્યો, સુતને શિવચરણે નમાવ્યો; કરી પરદક્ષીણા લાગ્યો પાય, સુધર્માને આનંદ ન માય. ૧૦૦ તવ શંકર કહે ગુષ્માય, હણુ પાપણી એ સુદેહાય; તવ ગુષ્મા વદે છે વચંન, ક્ષમા રાખો ત્રવણ લોચંન. ૧૦૧ તેણે કીધું તમારૂં દર્શન, પ્રભુ પાપિણી થઈ પાવંન; તમ દર્શનથી જગ બાપ, એનાં પ્રલે થયાં સર્વ પાપ. ૧૦૨ મમ વડીલ ભગની સમ એહ, મુજપર બહુ રાખતી સ્નેહ; વળી શાસ્ત્રમાં એવું કહે છે, અવગુણીનો જે ગુણ કરે છે. ૧૦૩ તેના જેવો બીજો કોણ પ્રાણી, જેણે દ્વેશી ઉપર દયા આણી; શાસ્ત્રમાં તે સુપાત્ર ગણાય, એવો નીગમ બોલે ન્યાય. ૧૦૪ સુખ દુઃખનો દાતા કોય, કોઇ કોઈનુ કોય ન હોય; નીજ કર્મે કરી સર્વે થાય, મીથ્યા આળ ચડે તેની કાય. ૧૦૫ લખ્યા લેલાટમાં જે લેખ, મીથ્યા નવ થાય મીન કે મેષ; પુર્વે કર્મે કરી નીરધાર, ભોગવે દુઃખ સુખ સંસાર. ૧૦૬ કહે ગુષ્મા સદાસીવ રાય, ક્ષમા કરો સુદેહાનો અંન્યાય; તવ વદીયા વીશ્વંભર દેવ, સાક્ષાત જે શ્રી મહાદેવ. ૧૦૭ ધન્ય ધન્ય છે ગુષ્મા નાર, તાહારા ડહાપણનો નહીં પાર; તુજ સમા જ્ઞાને જે ભાલે, તેતો શીવ પદમાં જઇ મહાલે. ૧૦૮ તાહારા જેવો જેનો વીચાર; તેને સુખ દુઃખનો નહી સંસાર; તુજ કુળમાં થાશે પરીવાર, પુન્ય પુરાણે સૌ નરનાર. ૧૦૯ માગ્ય માગ્ય ગુષ્મા વર એક, થયો પ્રસન્ન જોઇ તાહરો વીવેક; તવ ગુષ્મા વદે માહારાજ, પ્રભુ પ્રસન્ન થયા તમો આજ. ૧૧૦ વર માગું હું દિન દયાળ, સદા ભગતોની લેજો સંભાળ; પ્રભુ વાસ કરો આ ઠાર, કરી દર્શન ઉધરશે સંસાર. ૧૧૧ સુણી ગુષ્માનાં પ્રેમ વચંન, પોતે વશીયા ત્યાં પંચ વદંન; ગુષ્મા કારણ પ્રગટ થયા એવ, કહાવે ગુષ્મેશ્વર માહાદેવ. ૧૧૨ કહે સુતજી સૌનીક રૂષીરાય, પાવન ગુષ્મેશ્વર સીવરાય; સીવ લીંગ નાખ્યા જળ માંહ્ય, શીવાલ્ય સરોવર કહાવે ત્યાંહ. ૧૧૩ સુધર્મા સુદેહાને ગુષ્માય, સુત સહીત લાગ્યાં સીવને પાય; કરી પરદક્ષીણા પાએ લાગી, ગયાં મંદિરે આજ્ઞા માગી. ૧૧૪ હળીમળી રહ્યાં નરનાર, નીર વૈર વરતી સંસાર; સુદેહા મન શોચના કરતી, સરવે જન તણી સેવા આચરતી. ૧૧૫ નીજ માત પીતાથી અધીક, શેવે સુત સુદેહાને વીવેક; પામ્યાં આનંદ પહોંચી આશ, અંતે શિવ પદ પાંમ્યાં વાસ. ૧૧૬ કહે સુતજી સૌનીક રૂષીરાય, પર્મ પા-

વન શિવ કથાય; પ્રેમે શ્રવણ કરે નરનાર, તેના પુન્યતણો નહીં પાર. ૧૧૭ એક અક્ષર સ્નેહે શ્રવણીયો, તેની માતાએ રત્ન તે જણિઓ; કરતાં કથા અમ્રતનું પાંન, થાય અમર મહા અધવાંન. ૧૧૮ જોણે કથા શ્રવણ કરી ભાવે, પુનરપી ગર્ભવાસ તે નાવે; તેને કરૂણા કરે શિવરાય, ભવસાગરનો ભય જાય. ૧૧૯ વ્યાસ ગણપત કહે કર જોડી, મુજ રંક તણી મતી થોડી; જેવા તેવા શંકર ગુણ ગાયા, છુટવા મોહ જંજાળ માયા. ૧૨૦ કવી નામ ધરાવવાને કાજ, નથી શ્રમ કીધો મહારાજ; કેવળ પ્રેમે ભગ્તી મન ભાવી, ભજવા શિવ ઉલટ આવી. ૧૨૧ હશે ઇશ્વરની કરૂણાય, માટે ઉપની એવી ઇચ્છાય; બાકી માહારૂં ગજુ નહી લેશ, કરતા હરતા એ શ્રી માહેશ. ૧૨૨ સદાશિવ નરેશ્વર નાથ, કરૂં વીનતી જોડી બેઉ હાથ; પ્રભુ જાણી હું દાસનો દાસ, સ્વામી લેશો સેવકનો તપાસ. ૧૨૯ આવતાં વીઘન કરશો દુર, માહારા ઘરમાં વસી ભરપુર; તવ ચરણ કમળ આસક્તી, પ્રભુ આપો સદા પ્રેમ ભગ્તી. ૧૨૪ કહાવો નર્ક નીવારણ નાથ, આવી અંતે ગ્રહે સૌ મુજ હાથ; વસ્તુ વીશ્વમાં લોક વેહેવાર, પ્રભુ જુઠો જાણું સંસાર. ૧૨૫ વરતી પરવસ પેટ ભરૂં છું, ઉદર માટે ઉદયોગ કરૂં છું; નથી જ્ઞાન વિવેક વિચાર, નથી ભણીયો હું શાસ્ત્ર લગાર. ૧૨૬ એક ઇશ્વરનો આધાર, વાચા સફળ કરો ત્રીપુરાર; કર જોડી કહે ગણપત વ્યાસ, હરી ગરૂ સંત દ્વીજનો દાસ. ૧૨૭ વલણ. કેહે ગણપત કર જોડીને, હરી ગુરૂ દ્વીજનો દાસરે; સાહ્ય કરો શંકર સદા, આપો ચરણ નીવાસરેરેરે.

॥ ઇતિ શ્રીમદ ગણપતરામ કૃત સીવસાગર અમ્રતે ગુષ્મેશ્વર માહાત્મ વર્ણન નામ ચતુર્દશો અધ્યાય સમાપ્ત ॥ ૧૪ ॥

શ્રી રામકૃષ્ણદેવકી જે ॥ હર હર મહાદેવ ॥ શીવાર્પણ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

---

## અધ્યાય ૧૫ મો.

શ્રી ગણેશાએ નમઃ રાગ ધનાશ્રી સુત પુરાણી એણિ પેરે વદિયા, શ્રવણો સૌનિકાદી રૂષી રાયજી; અદભુત લીલા અવીનાશીની, જગત પીતા શીવરાયજી. ૧ અર્ધ નારી નાથ નટેશ્વર, મદનાંતક મોરારજી; ગીરજ્યાવર પશુપતિ પરમેશ્વર, જુગજીવન આધારજી. ૨ નામ તણો મહીમા છે મોટો, દર્શને ભવ દુઃખ જાયજી; વર્ણવતાં ગુણ પાર ન આવે, શેષ સહસ્ર મુખ ગાયજી. ૩ જ્યોતીર્લીંગની ઉત્પત્તિ કીધી, સંક્ષેપે વિસ્તારજી; શિ-

વ સઘળે વ્યાપીત શ્રષ્ટીમાં, લીંગમય સૌ સંસારજી. ૪ શિવ વીના સ્થળ ખાલી ન મળે, પીંડને બ્રહ્માંડજી; ઘટ ઘટ વાશી શિવ અવીનાશી, અવીગતી અકળ અખંડજી. ૫ નીરંજન નીરાકાર કહાવે, અજર સ્વરૂપ અવિકારજી; જગતતણા કલ્યાણને માટે; ધરે શિવ સ્વરૂપ સાકારજી. ૬ ભગ્તતણું ભવ સંકટ કાપે; સરણાંગતની સહાયજી; મહા પાપી જન મોક્ષ પમાડયા, પળમાં કરી કરૂણાયજી. ૭ તે ઉપર એક કથા કહું તે, શ્રવણ કરો એક ચીતજી; કીરાત દેશનો રાજા વીમર્શન, રાણી કુમુધ્વતી સહીતજી; ૮ બળગુણ રૂપ ચાતુરી પુરણ, અનોપમ અંગ કળાયજી; રાજ લક્ષ્મી સુખ વૈભવ સઘળા, ગજરથ અશ્વ સંન્યાયજી. ૯ પર્મ ભગ્ત રાય શંકર કેરો, કરે સેવા સ્મર્ણ ધ્યાનજી; ધુપ દીપ નૈવેદ્ય આરતી; નૃત્ય કરે ગુણ ગાનજી. ૧૦ બ્રાહ્મણ ભોજન ભાવે કરાવે, શિવરાત્રી સોમવારજી; શંકરનાં વ્રત પ્રેમે ઉજવતો, વશ વર્તે ત્રીપુરારજી. ૧૧ સ્વધર્મ સઘળા પાળે પ્રેમે, પણ અધર્મ ન આચરે એકજી; પરનારી સંગે જારી કરતો, રાજા રહીત વિવેકજી. ૧૨ તવ રાંણી કહે શ્રવણો સ્વામી, ન કરો અધર્મ અપારજી; નીજ પ્રજાને સુત સમ ગણવી, જશ વાધે સસારજી. ૧૩ સદાશિવના ભગ્ત થઈ, નવ કરવો અન્યાયજી, પરનારીનું પ્રાશ્ચિત મોહુ, કહે છે પુરાંણ કથાયજી. ૧૪ જુવો રાવણ શિવનો પર્મ ભગ્ત, કરે સહાય સીવ અનુકુળજી; પણ પરનારીના સંગ થકી થઇ, રાજ રીધી સૌ ધુળજી. ૧૫ સતી અતી સીખામણ દે છે, રાય ન માને લગારજી; સપ્ત જન્મ એ થયાં સજોડે, પામ્યા શિવપદ સારજી. ૧૬ એવું સુણીને સૌનીક વદીયા, વીસ્મય સરખી વાતજી; અધરમી કેમ શિવ પદ પામ્યો, વળી તે નારી ભવ સાતજી. ૧૭ સાતે ભવ તે થયા છે સજોડે, કયાં કયાં ધર્યા અવતારજી; શા સુકૃતથી શિવ પદ પામ્યો, કોહો સુત સઘળો વીસ્તારજી. ૧૭ ત્રીકાળ જ્ઞાની આપ દયાળા, મુનીંદ્ર છો માહાનંતજી; સૌનીક કેહે સુણો સુત પુરાણી, ભાંગો અમારી ભ્રાંતજી. ૧૯ તવ સુતજી કહે એ અદ્દભુત પ્રશ્ન, પુછયું મુની તમો સારજી; શ્રધા સહિત જો શ્રવણ કરે તો, પુનરપી નહી અવતારજી. ૨૦ લક્ષ ચોરાસી મધ્યે ધરવા, અનેક યોની અવતારજી; કીધાં કૃત ભોગવવાં પડશે, દેહ ધરી નીરધારજી. ૨૧ તે માટે શ્રધાએ શ્રવણો, મુનિવર થઇ સાવધાનજી; એક સમે પંપા નાંમે નગરમાં, રાય હતા તે સ્વાંનજી. ૨૨ પંપા નગરમાં સીવનું મંદીર, વસતો સ્વાંન તે ઠામજી; શિવરાત્રીનો દીવસ આવ્યો, શણગારયું શિવનું ધામજી. ૨૩ મોટા મુનિવર મળીયા એકઠા, કર-

ના જપ અનુષ્ટાંનજી; નગર પ્રજા સૌ દર્શને આવે, રંક અને રાજાનજી. ૨૪ શંકર સામો યજ્ઞ થાય છે, આહુતી આપે અનેકજી; બળીદાન દેવાને માટે, પીંડ મુક્યા છે વિશેકજી. ૨૫ તેવે સમે શિવ સનમુખ આવી, દુર બેઠો તે સ્વાંતજી; ઝડપ મારીને લેવાને દોડયો, પીંડ જે બળીદાંનજી. ૨૬ તેવે સમે સૌ દીજે હાકટયો, લઇ કર ડંડ પાષાણ ; દેવળ કેરી પુંઠે ફરી વળી, સ્વાંન આવ્યો નીરવાંણજી. ૨૭ વારંવાર સૌ હાટકી કહાડે, સ્વાંનને તેણી વારજી; પુનરપી દેવળ પાછળ ફરતાં, પરદક્ષણા વળે સારજી. ૨૮ શિવ સનમુખ જે પીંડ ધર્યા છે, તેમાં સ્વાંનનું ચીતજી; તે ભક્ષણ કરવા માટે ભમતો, નવ ગણે કોઇની ભીતજી. ૨૯ ક્ષુધાતુર તે ધાઇને પડીયો; પીંડ ગ્રહેવા તે વારજી; તવ હોકારે હોકારા કરે સૌ, પાટુ પાસાણનો મારજી. ૩૦ અવજ્ઞાંની કોઇ જડ પુરૂષે, માર્યો દંડ કપાળજી; હરી ઇચ્છાએ ભાવી પદારથ, મર્ણ પામ્યો તતકાળજી. ૩૧ સ્વાન તણું ચીત શંકરમાં છે, શીવરાત્રીનો દીનજી; શિવ સાનીધ પ્રાણ તજ્યોછે, હતું ભક્ષમાં મંનજી. ૩૨ પુન્ય કાળમાં દેહ પડયો તે, શિવ દેવળ સાંનીધ્યજી; તે પુન્યે રાજપદવી આપી, સ્વામી અનાદી સીધજી. ૩૩ શિવરાત્રી મહીમાના પુન્યે; કીરાત દેશ મોઝારજી; માહા મોઘો મનુષ્યા તન પામ્યો, વીમર્સન રાજ્યાધીકારજી. ૩૪ સૌનીક કહે સ્વામી તે રાજાની, થઇ સાત જન્મ તે નારજી; પુર્વતણું સુકૃત તેનું, વર્ણવી કોહો વીસ્તારજી. ૩૫ સુતજી કહે સુણો સૌનીક પુર્વે, પક્ષી કપોતની નારજી; માહા વનમાં તે મૌંસનું ભક્ષણ; કરતી હતી એક વારજી. ૩૬ તેવે સમે ચીલ પક્ષીએ દીઠી, ગ્રહેવા આવ્યો પાસજી; કપોતની તવ મૌંસ લઇને, ઉડી ગઇ આકાશજી. ૩૭ આગળ નારી પાછળ ચીલ છે, સ્વાસે ઉડયાં જાયજી; તેવે સમે પક્ષીણી જઈ બેઠી, શિવશિખર ચીલની ધજાયજી. ૩૮ ચીલ પણ તે તણી પુંઠે પડીયો, મૌંસ તણું ભક્ષ કરવાજી; કપોતની તવ ઉડીને લાગી, ધજાની પાછળ ફરવાજી. ૩૯ આગળ પાછળ બંને ફરતાં, થાકી છે તવ નારજી; ચીલ પક્ષીએ જોર ઝપટથી, કીધો ચંચુ પ્રહારજી. ૪૦ તરફડતી તે આવી પડી છે; શિવ દેવળને દ્વારજી; તતક્ષણ તેણે પ્રાંણ તજ્યા; શિવ સાનીધ્ય તે વારજી. ૪૧ તે પુણ્યે થઈ રાજાની પુત્રી, કુમુદવતી છે નામજી; કીરાત દેશ મધ્યે તે પરણી, રાય વીમર્સન ધામજી. ૪૨ બીજે જનમે સીંધુ દેશનો, પ્રગટયો છે તે રાયજી; જયા નામે કુમુદવતી થઇ, પરણી રાજ કંન્યાયજી. ૪૩ ત્રીજે જન્મે સૌરાષ્ટ દેશનો, રાજા નેમી સારજી; કલીંગ રાજાની કંન્યા થઇને, પરણી છે તે નારજી. ૪૪ ચોથે

જન્મે ગાંધાર દેશમાં, પ્રગટયો છે તે રાયજી; માધવ રાજાની પુત્રી થઇને, પરણી તે કંન્યાયજી. ૪૫ પાંચમે જન્મે અવંતી નામે, નગરીનો તે રાયજી; દાસાર્હરાયની પુત્રી થઇને, પરણી છે કંન્યાયજી. ૪૬ છઠે જન્મે આનર્ત દેશનો, પતી થયો તે રાયજી; અયાતી રાજાની પુત્રી થઇને, પરણી તે કંન્યાયજી. ૪૭ સાતમે જન્મે પાંડય રાજા; પ્રગટયો છે નીરધારજી; પદ્મ રાજાની પુત્રી વસુમતી, થઇ પરણી તે વારજી. ૪૮ સાત જન્મ સજોડે બંને, રાય રાણિનો સંબંધજી; સૌ જનમ સીવ સેવા કરતાં, છુટવાને ભવ બંધજી. ૪૯ રાય રાણી બેઉ વૈરાગ્ય લઇ ગયાં, રૂષી અગસ્તને આશ્રમજી; શીવ દીક્ષા લઇને તપ કીધું, જઇ છેલ્લે આશ્રમજી. ૫૦ અવસાને શીવ લોકે જઇને, વશીયાં રાણી રાયજી; શિવ ભક્તિનો મહીમા મોટો, શ્રવણો શૌનીક રૂષીરાયજી. ૫૧ જાણે અજાણે વણ વીધીએ, શિવની શેવા થાયજી; વેદપુરાણ એમ વદે તે, કદાપી અફળ નવ જાયજી. ૫૨ ભોળો ભવ સંકટ હરણ છે, જુગજીવન આધારજી; ભાવ ભક્તિથી જે જન ભજશે, ધન્ય ધન્ય તે નરનારજી. ૫૩ અગણીત લીલા શંકરની છે, શ્રવણ કરો એક ધ્યાંનજી; ચષ્ટા કરતાં સીશુને તુઠયા, ભોળો શિવ ભગવાનજી. ૫૪ અવંતિકા નગરી માહા પાવન, ચંદ્રસેન્ય ત્યાં રાયજી; મણીભદ્ર નામે પ્રધાન તેનો, પુણ્યવંત સકળ પ્રજાયજી. ૫૫ અન્ય પ્રધાન છે ચાર રાયને, જ્ઞાની વિચીક્ષણ તેહજી; ધર્મ નીતીસુ રાજ ચલાવે, કલેશ ન કોઇને દેહજી. ૫૬ મણીભદ્રે એક મણી મેળવીઓ, રાયને મહા અમુલ્યજી; સકળ શ્રષ્ટીની સમ્રધી તેમાં, અન્ય ન તે સમ તુલ્યજી. ૫૭ અષ્ટ ધાતુનો સ્પર્શજ કરતાં, કાંચન સરવે થાયજી; રોગ શોક વિયોગ ન વાધે, તેવો મણીનો મહીમાયજી. ૫૮ રાય મણી બાંધી કંઠે તે ફરતા, અનંત અર્કનું તેજજી; દારૂણ જુધમાં વીજય પામે, કોઈ નવ તેને જીતેજી. ૫૯ મણી થકી થયો મહા પ્રતાપી, રાયનો મહીમા વીશેકજી; દુર્બળ રંકનાં દરીદ્ર છેદે, આપતો દાન અનેકજી. ૬૦ ઉજેણમાં શિવ માહાકાળેશ્વર, પર્મ ભગત છે રાયજી; મણી તણો પ્રતાપ છે મોટો, બીજી શંકર સહાયજી. ૬૧ અન્ય દેશના રાજાએ જાણી, મતી તણી સૌ વાતજી; ચોદેશ કીરતી વીસ્તાર પામી, ચંદ્રસેનની ખ્યાતજી. ૬૨ સર્વે દેશના રાએ મળી કીધો, મણી લેવા મોટો ઉપાયજી; અવંતીમાં નીજ દુતસું કહાવ્યું, મણી આપ અમને રાયજી. ૬૩ નહીતર જુધ કરીને લઇશું, રણમાં કરી સંહારજી; એ બેમાં જે તુજને ગમે તે, કરજે રાય વીચારજી. ૬૪ અવંતીનો રાય મનમાં વીચારે, આતો ઉપાધી

અપારજી; પણ શંકર સાહ્ય કરતા ।શર મ્હારે, નહીં આપુ નીરધારજી. ૬૫ દુતે જઈને કહી નીજ રાયને; અવંતીકાની સૌ વાતજી; સર્વે રાય મળી સંગે આવ્યા, સાથે દળ અસંખ્યાતજી. ૬૬ અવંતી નગરીને વીંટીરે લીધી, જેમ સાગરમાં બેટજી; માહાદળ સાગર પુર ભરાયું, અવંતી બાહેર નેટજી. ૬૭ અશ્વ ગજરથ ઉંટને પાળા, સૈન્યાતણો નહી પારજી; ટોપ ટાટર બખતરને ભાલા, ગુર્જર ગોળાનો મારજી. ૬૮ ચંદ્રસેને તવ વાત વીચારી, જે ધાર્યું હરીનું થાયજી; સર્વે સાંમગ્રી લઇને ચાલ્યો, કરવા શિવ શેવાયજી. ૬૯ સંન્યા સાથે મંત્રી મોકલીયા, યુધે નગ્રની બહારજી; સાંમા સામુ યુધ મંડાયું, કહેતાં નાવે પારજી. ૭૦ શિવ સાંનીધે રાય જઇ બેઠા, લેઇ સેવા ઉપચારજી; અષ્ટ ગંધ દળ કુમ કુમ શુભ, નાનાવીધ સણગારજી. ૭૧ ધુપદીપ નૈવેદ આરતી, કરી ધરયુ શોવ ધ્યાનજી; યુધતણી સર્વેવાત વીસારી, સમર્યા શિવ ભગવાનજી. ૭૨ તવે સમે એક મહીયારી આવી, આહીર કેરી નારજી; શિવ દેવળમાં દર્શન કરવા, પેડી તેણી વારજી. ૭૩ છે પંચ વરસનો બાળક કેડે, તેડીને આવી ત્યાંયજી; રાય તણી સેવા સર્વે જોતાં, ઉભી દેવળની માંહ્યજી. ૭૪ ત્યાર પછી નીજ આશ્રમે આવી, નીજ સુત લઇને નારજી; રસોઇ કરવા માંડી છે તેણે, બાળક રમતો બાહારજી. ૭૫ શિવ દેવળમાં રાજા કેરી, ચર્ચા દીઠી જેહજી; બાળકને તેનું ધ્યાનજ લાગ્યું, રમત આચરી તેહજી. ૭૬ પાષણ વીણી વીણી કીધા એકઠા, વાળી ભોમી સારજી; પાખાણ ખડકી શિવ દેવળ કીધું, બાણ મુકયું મોજારજી. ૭૭ ગોળ પાષાણુ લઈ વચમા મુકયો; કરયું લીંગ શંકરનું તેહજી; પાષાણ જળને ચંદન પુષ્પ, ધુપ દીપ નૈવેદ એહજી. ૭૮ રાય તણી ચેષ્ટા જોઇ આવ્યો, કીધું તેહ સમાંનજી; પાષાણ કેરી આરતી ઉતારી, પછે ધરયું શિવ ધ્યાનજી. ૭૯ રાયતણા મુખથી શ્રવણી તે, શિવ શિવ વદતો વાણજી; નેત્ર મીંચીને ધ્યાન લગાવ્યું, બ્રહ્માંડે ચડીયા પ્રાણજી. ૮૦ લેહે લાગી છે લટકાળાની, શંકરમાં તદાકારજી; તેવે સમે સુતની માતાએ પાડયા, જમવાને પોકારજી. ૮૧ બોલાવ્યો બાળક નવ બોલે; સાદ કર્યા દસ વીસજી; પાસે ગઇ તોએ નવ બોલે, તવ ચડી માને રીસજી. ૮૨ સીસુ રમતને ભંગજ કીધી, લાતે વીપરીત પેરજી; ઢોંગ કરે પણ ખાવા નહીં આપું, એમ કહી ગઇ ઘેરજી. ૮૩ ધ્યાન થકી તવ બાળક જાગ્યો, ભંગ દીઠું સૌ તેહજી; હો શિવ હો શિવ કહીનેરે સીસુ, રડવા લાગ્યો એહજી. ૮૪ માહા કલ્પાંતજ તેણેરે માંડયું, મુખ થકી શિવ પોકારજી; રૂદે ફાટતાં બાળ રડે છે, આંખે આંસુ ચોધારજી. ૮૫ શિવ શિવ કરતાં કંઠ સુકાયો, ધાંટો ગયો સૌ બેસિ-

જી; ભોળા તમારો ભંગ કરીને, મા ગઇ ઘરમાં પેસીજી. ૮૬ અતી આક્રંદ જોઇ અવિનાસીએ, અદભુત કૌતિક કરીયુંજી; સ્ફાટીક મણિનું દેવળ બાંધ્યું, લીંગ મનોહર ધરીયુંજી. ૮૭ કૈલાસ કેરી રચના રચી ત્યાં, ઇંદ્રપુરિછે સેહેલજી; બાળકનું ગયું છાપરૂ ઉડી, બનિયા મણિબંધ મેહેલજી. ૮૮ આહિરણ કરિ ભોજન સુતિ, છે બાળકપર રિસજી; સુવર્ણમય બની ઘરનિરે શોભા, ત્રુઠયા ઉમીયા ઇશજી. ૮૯ કંચન કેરા હીંદોળા ઝુલે, રૂપે મઢયાં છે કમાડજી; સુવર્ણકેરા પલંગ બીછાવ્યા, જાજમ તકીયા ચોપાટજી. ૯૦ દેવળ કેરિ રચના અદભુત, સ્ફાટિક મણિના સ્થંભજી; સીસુને રમતાં શંકર ત્રુઠયા, ઉપનિ વાત અસંભવજી. ૯૧ બાળક જોઇ તવ ચરણે પડીઓ, શંકરને સાક્ષાતજી; દોડયો દોડયો કહેવાને આવ્યો, જ્યાં છે પોતાનિ માતજી. ૯૨ રત્ન જડિત હીંડોળે પોઢી, ઉઠાડી તેણિવારજી; અમુલ્ય અંબર પેહેર્યાં છે તેણે, શોભિતા શણગારજી. ૯૩ જાગી જોતાં આશ્ચર્ય દીઠું, મનમાં હર્ષ ન માયજી; બાળક કહે ચાલ્ય માતા હું તુજને, દેખાડું શિવરાયજી. ૯૪ ઉછરંગે લઇ દોડિરે આવી, શિવદેવળની પાસજી, બાળક જ્યાં રમતોતો ત્યાંતો, બિરાજયા અવિનાશજી. ૯૫ હર્ષે આંસુડાં નીસરિ પડિયાં, લાગી શિવને પાયજી; મેં અપરાધણે કંઈ નવ જાણ્યું, ક્ષમા કરજો અન્યાયજી. ૯૬ રાજા પાસે જઇને રબારણે, વિનવિ કરી સૌ વાતજી; આશ્ચર્ય પામી ભુપતી આવ્યો, નિરખ્યા શિવ સાક્ષાતજી. ૯૭ ગદ ગદ કંઠે બેઉ કર જોડી, રાય પડયો શિવ ચર્ણજી; દંડવત પડિયો અવનિ ઉપર, આળોટે તે ધર્ણજી. ૯૮ બાળ તણી બહુ વિનંતિ કીધિ, રાયને હર્ષ અપારજી; તે વારતા સૌ યુધમાં જાણી, ભુપે નગરની બહારજી. ૯૮ યુધ તજી સૌ આવ્યા નગરમા, નિરખ્યા શ્રી માહાદેવજી; સાષ્ટાંગ કરતા સરવે પડિયા, અવનીપર તતખેવજી. ૯૯ બાળકની બહુ વિનતી કરતા, ચંદ્રસેન અન્ય રાયજી; નિરવૈર થઇ સઘળા વરતે, પ્રેમે લાગે પાયજી. ૧૦૦ ધન્ય ધન્ય છે બાળક તુજને, ધન્ય ધન્ય તાહારી માતજી; પતિતને તમો પાવન કીધા, પ્રગટ થયા જુગ તાતજી. ૧૦૧ તેવે સમે ત્યાં અકસ્માતે, પ્રગટયા શ્રી હનુમંતજી; બાળકને ખોળે લઇ બેઠા, માહારૂત સુત બળવંતજી. ૧૦૨ સિસુના શિરપર હસ્તજ મુકયો, દીધિ અતી આશિશજી; ધન્ય ધન્ય સુત ભક્તી તહારી, વશ કરિયા તેં ઇશજી. ૧૦૩ અતિ ઉપદેશ કર્યો હનુમંતે, બાળકને તે વારજી; મનુષ્યતણિ ત્યાં મળી મેહનિ, હ્રદયે હર્ષ અપારજી. ૧૦૪ માહારૂતિ કેરાં દર્શન કરતા, દેશ દેશના રાયજી;

ચંદ્રસેન રાજા કરજોડી. પ્રેમે લાગ્યો પાયજી. ૧૦૫ હનુમંતે બાળક કેરૂં શ્રીકર ધરયું અવિધાનજી; શીવરાત્રિ સોમવાર પ્રદોશનું, કરીયું તેને જ્ઞાન-જી. ૧૦૬ સીવપંચાક્ષર મંત્રજ આપ્યો, દીધિ શિવ દીક્ષાયજી; શ્રીકર તાહારી અષ્ટમી પેહેડી, થાશે જે નંદરાયજી. ૧૦૭ તાહારા કુળમાં નંદ થશે તે, રહેશે ગોકુળ ગામજી, તેના સુત થઇ પ્રભુ પ્રગટશે, પોતે સુંદીર શામજી. ૧૦૮ શ્રીકૃષ્ણ અવતાર પ્રભુનો, ઉતારશે ભુ ભારજી; પાંડવ કેરી પ્રતિમા પાળશે, કરશે ભગ્ત આધારજી. ૧૦૯ આહીરને અતિ સુખડાં દેશે, ગોપીની પુરશે આશજી; નંદ જશોદા માતના સુત થઇ, છોડશે ભવના પાસજી. ૧૧૦ અંતર્ધ્યાન થયા હનુમંતજી, શિક્ષા દઇ તે વારજી; તવ શ્રીકરને શિવનિ સ્તુતિ કરે સૌ, વંદે વારંવારજી. ૧૧૧ ચંદ્રસેને સરવે નૃપતી રાખી, દીધાં આદરમાનજી; આનંદ ઓછવ ગીત મંગળ; ભાવતાં ભોજન પાનજી. ૧૧૨ વસ્ત્ર અલંકાર નાનાવીધનાં, સોભીતા શણગારજી; સરવે ભુપતને ભેટજ આપી, ઘટીત પ્રમાણે અપારજી. ૧૧૩ અવંતિ પતિનિ આજ્ઞા માગી, સર્વે ગયા નીજ દેશજી; ઉજેણ નગરિમાં શિવનિરે ભક્તિ, ઉપનિ સૌને વિશેષજી. ૧૧૪ સોમ પ્રદોશ શિવરાત્રિનું વ્રત, કરતાં સૌ નરનારજી; શંકર સેવા બ્રાહ્મણ ભોજન, આચરે ધર્મ અપારજી. ૧૧૫ ધન્ય ધન્ય તે બાળકની ભક્તી, શ્રધા દૃઢ વિશ્વાસજી; અંત સમે ચંદ્રસેનને શ્રીકર, પામ્યા કૈલાસ નિવાસજી. ૧૧૬ અણસમજણમાં રમત આચરી, અંતર પ્રેમ અપાર-જી; વિધિ વિવેક કંઈ નવ જોયું, ધન્ય ધન્ય વિશ્વાધારજી. ૧૧૭ જેના મુખમાં શિવનિ વાણિ, તે જન માહા પાવનજી; ભાવ ભક્તિને વશ છે ભોળો, ભવહર જુગજીવંનજી. ૧૧૮ શ્રધા ભગ્તીએ શ્રીકર આખ્યાન, શ્રવણ કરે નરનારજી; પુરણ તેજ બળ પ્રાક્રમ પામે, થાય શત્રુ સંહારજી. ૧૧૯ વિધા વિવેકને ચાતુરિ વાધે, અખંડ લક્ષ્મી ભોગજી; સ્વપ્નામાં તે જન નવ પામે, શોક વિયોગને રોગજી. ૧૨૦ સૌનિકને કહે સુત પુરાણિ, અદભુત શિવ મહિમાયજી; પ્રેમ ભગ્તિએ સ્નેહ ધરી ગુણ, ગણપત શિવના ગાયજી. ૧૨૧

॥ વલણ ॥ ભોળો ભવ સંકટ હરણ, નોધારા આધારરે; કહે ગણપત કરજોડીને, ભજી ઉતરો ભવ પારરેરે. ઇતિ શ્રી ગણપતરામ કૃત શિવસાગર અમ્રતે, શ્રીકર આખ્યાન વર્ણન નામ પંચદશો અધ્યાય સમાપ્ત. ૧૫ શ્રી રામકૃષ્ણ દેવકી જે, હર હર માહાદેવ હર, શિવાર્પણમસ્તુ.

# અધ્યાય ૧૬ મો.

॥ શ્રીગણેશાએ નમઃ ॥ રાગ વેળાવળ ॥ વેરાડ ॥ સુત પુરાંણીરે સૌનિક પ્રત્યે ઓચરે; પ્રેમ ભક્તીએરે, મુનીવર સૌ શ્રવણ ધરે. ૧ સદા શીવનોરે, મહીમા નવ જાએ કહ્યા; વેદ પુરાણેરે, ભેદ શંકરનો નવ લહ્યો, ૨ ઉમીયાપતીરે, આરાધે પ્રેમે કરી; નીશ્ચે તે જનરે, ગર્ભવાસ નાવે ફરી. ૩ શ્રધા ભકતીથીરે, શ્રવણ કરે શિવની કથા; જાય તે તણીરે, જન્મ મરણ કેરી વ્યથા ૩ નીલકંઠજરે, નામ મુખે જન ઓચરે; લક્ષ ચોર્યાશીરે, પુનર્પી ત નવ ફરે. ૪ જાણે અજાણેરે, જીવ શીવ મુખથી ઓચરે; માહા પાપથીરે, પાવન થઇ ભવમાં તરે. ૫ વૈદર્ભજરે, દેશતણો છે ભુપતી, નામે સત્યરથરે રાણી તેની ઇંદુમતી; શીવ ભક્તજરે પર્મ શીરોમણી ભુપ છે, દયા દાનજરે ચતુર ગુણ સ્વરૂપ છે. ૬ રાજ વૈભવરે, સાગરસમ સૈન્યા કથી, અશ્વ ગજ રથરે દ્રવ્યતણું લેખું નથી; રાય રાણીરે ધ્યાંન સદા શીવનુ ધરે, શીવ શેવા વીણુરે, ભુપતી ભોજન નવ કરે. ૭ એવો ટેકજરે અંતરમાં ધારી રહ્યા, ઘણો કાળજરે શીવ સવા કરતાં ગયો; કોઇ સમયરે માલવ દેશનો ભુપતી, સૈન્યા સાથેરે, અન્ય ઘણા છે નૃપતી. ૮ આવી વીંટીરે વૈદર્ભિ નગરી તંહી, રાય સત્યરથરે શંકર સેવા કરે સહી; સુંણી શત્રુનેરે સત્યરથ તવ ઉભો થયો, શેવા છોડીનેરે યુધ્ધ કરવા સાંમો ગયો. ૯ થયું દારૂણરે યુદ્ધ તે નવ જાએ કહ્યું; સંગ્રામમાંરે, સુરીનરે નવ જાએ કહ્યું. ૧૦ શત્રુ સાંમટારે, સતરથ રાય ત્યાં એકલો; રણ સંગ્રામેરે, માહા રાજા ઝુઝે ભલો. ૧૧ સાત્ય દીવસરે, યુધ્ધ અતી થાએ તહીં; મુકી મામનેરે, માહારથી ભય પામે સહી. ૧૨ સપ્ત દીવસેરે, શત્રુએ સતરથ મારીયો; લુટયું નગરજરે, દ્રવ્ય ભંડારને નારીયો. ૧૩ સત્યરથનીરે, રાણી સતી ઇંદુમતી; રૂપ ગુણમાંરે, કમળા સાવીત્રી ઉમા રતી. ૧૪ માહા મનોહરરે, તેજ તપેછે તનમાં; ગર્ભવંતીરે નારી નાઠી ગઇ વંનમાં. ૧૫ કાયા કોમળરે, સ્વરૂપતણી શોભા બહુ; નારી પદમનીરે, ગાંધરવી ચીત્રનીસમ કહું. ૧૬ અંગે અંબરરે, આભુષણ અતી શોભતાં; નેત્રે નીર્ખતાંરે, માહા મુનીનાં મન લોભતાં. ૧૭ આવી અબળારે, અઘોર વંનમાં તે સમે; પાએ કંટકરે, કંકર ખુંચે તે ખમે. ૧૮ અંગે અંબરરે, વ્રક્ષોની ડાળે ભરાય છે; કરી જોરનેરે, કાડતાં ફાટી જાયછે. ૧૯ તેના અંગમાંરે ઉઝરડા થાએ ઘણા; વાગે ઝાંખરાંરે, માહા દુઃખમાં કંઇ નહીં મણા. ૨૦ ઘણા વાવજરે, બુંતાળી બોલે અતી; શબ્દ સાંભળીરે, થર થર ત્યાં ધ્રુજે સતી. ૨૧ માહા ભયંકરરે, જેહેરિ જનાવરો બોલતાં; મોટા અજગરરે, નારી જુવે નાગ ડો-

લતાં. ૨૨ ઉંડાં કોતરરે, ઉંચી ચડે નીચી ઉતરે; પાહાડો શીખરેરે, પ્રવાહ જળ કેરા ઝરે. ૨૩ વાંસજાળમાંરે, મારગ કંઇ સુજે નહીં; અષ્ટાદસ ભારરે, વનસ્પતી ઝુકી રહી. ૨૪ રૂદે ફાટતાંરે, રાણી અતી રૂદન કરે, આંખે આંસુનીરે, ચોધારા અંગ શ્રોણીત ઝરે. ૨૫ માહા દારૂણરે, ગંભીર વંન બીહામણું; જેવું વાલ્મીકીરે, વંનમાં સંકટ સીતા તણું. ૨૬ નળરાયનાંરે રાણી દમયંતી વંન પડી; ઈંદુમતીનેરે તેવી આવી છે આ ઘડી. ૨૭ સુર્ય કીર્ણજરે, પદને અંગુષ્ટે નવ પડે, ગતી કર્મનીરે, તે રાણી તે રાનમાં રડવડે; જેના સાથમાંરે, સહસ્ત્ર દાસી શેવા કરે; દીવસ દોહ્યલારે, આવ્યા તે વંનમાં એકલી ફરે. ૨૯ રથ સુખપાલમાંરે, રેશમી તકીએ બેસતી; આજ અડવાંણેરે, પાગે આથડે વંન તે સતી. ૩૦ ખંમા ખંમારે વદતી દાશી આગે દોડતી; રંગ મેહેલમાંરે સોનેરી પલંગે પોઢતી. ૩૧ મનભાવતાંરે, ભોજન જમતી જે સતી; શુક્રસમ સીરેરૈ, સ્વામી સુબો છત્રપતી. ૩૨ તેહને આ સમેરે, સંકટનું લેખું નથી; રંક પાંમરરે, મુંઢ કવી શું કહે કથી. ૩૩ વ્યાસ ગણપતરે શું વર્ણવી કહે નહી ગજુ; સત્ય સમરથરે, સ્વામી સદા શિવને ભજું. ૩૪ રેહેશે લજ્યારે, જેનિ રાખે કમળાપતી, શ્રોતા સાંભળોરે, કર્મતણી છે ગહન ગતી. ૩૫ ઢાંકયા કર્મનીરે, માલમ કોઇને પડે નહીં; ધારયું દુર રેહેરે, અણધાર્યું આગળ આવે સહી. ૩૬ જનમી જગતમાંરે, સૌ દીન સરખા ન જાણવા; સુખ સાહ્યબીરે, જોઈ મન ગર્વ ન આણવા. ૩૭ કોણ જાણેરે, કાલ કેવા આવે ફરી; માટે માનવીરે, ડગલુ ભરો સૌ ડરી ડરી. ૩૮ માથે મર્ણનોરે, ભય રાખી ભજવા હરી; રેશે વાસનારે, જગ્ત વીશે ભલી બુરી. ૩૯ ધરી દેહજરે, મનુષ્ય તણી મોંઘી અતિ, તજી મુમતારે, ભજવા ભવ ભય હર ઉમાપતી. ૪૦ વદે સુત જીરે, સૌનીક શ્રવણે સ્નેહથી; ઈંદુમતોનીરે, કર્મગતિ જણાવું કથી. ૪૧ માહા કષ્ટ છેરે, વન વેદનાનું તે ઘડી; ઉદર ગર્ભનીરે, પ્રસવ વેળા આવી પડી. ૪૨ માહા દુઃખમાંરે, ઉપન્યું દુઃખ પ્રસવ તણું; કહ્યું નવ જાયરે, શું વર્ણન કરીએ ઘણું. ૪૩ પીડા પ્રસવનીરે, અંગે અતિશે થાય છે; જન્મ્યો બાળકરે, તન શ્રોણિત વહી જાય છે. ૪૪ અંન્ન જળ વીણરે, રોઇ રોઇ કંઠ બેશી ગયો; તૃષાતુરછેરે, અંગે અગ્ની ધીકી રહ્યો. ૪૫ તેવે દુરજરે, જળ સરોવર દેખાય છે; મુકી બાળકરે, જળ પીવા રાણી જાયછે. ૪૬ ધીરે ધીરેરે, સરોવર પાસે ગઇ; પાણી પીવાનેરે, ઢીંચણ સમ જળમાં ગઇ. ૪૭ ભાવી વાતરે, કાળ ખુટયો તેનો તંહી; એક મગરીએરે, તાંણી નારી ચરણે સહી. પામી મર્ણજરે, કોણ સંભાળ તેની જુવે; વનમાં

બાળકરે, વૃક્ષ તળે પડયો રૂવે. ૭૯ નાળ સહીતજરે, સુંદર રૂપ કોડામણો; માહા પુટડોરે, રાજ પુત્ર સોહામણો. ૮૦ પંખી વંનનાંરે, બાળને દેખી દયા કરે; મળીયાં ટોળેરે, પક્ષી બાળક પુઠે ફરે. ૮૧ રડે બાળકરે, ટગમગ સૌ ઉભાં જુવે; ભરી ચંચુમાંરે, જળ લાવી સુત મુખમાં ટુવે. ૮૨ રાખે રામજીરે, કોણ તેને મારનાર છે; જુવો તે સમેરે, બાળને શિવ આધાર છે. ૮૩ શ્રોતા સાંભળોરે, હરી ઇચ્છા બળવાન છે; મહા ભયાનકરે, મનુષ્ય વીનાનું તે રાન છે. ૮૪ ત્યાં ઉમા નામેરે, દ્વીજ નારી કોઇ આવી ચડી; દેખી બાળનેરે, વિષ્મય પાંમી તે ઘડી. ૮૫ નાળ સહીતજરે, પુટડો રૂપનું આળ છે; જોઇ વિચારેરે વંનમાં આ કોનું બાળ છે. ૮૬ નથી મનુષ્યજરે, માત તાત કોઇ તે તણું; રખે વીધવાએરે, આળથી આ વંનમાં જણ્યું. ૮૭ હશે જાતજરે, કોણ જાણે તે કો તણી; જોતાં જાનવરરે, તર્ત નાંખે તેને હણી. ૮૮ કેડે પોતાનોરે, બાળ તેડયો છે વર્ષ એકનો; લેવા એ સુતરે, વીચાર કરે મન નેકનો. ૮૯ દયા ઉપનીરે, તેડીને સ્તન મુખમાં ધરે; વળી તે સમેરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે. ૯૦ તવ તે સમેરે, શંકર જોગી રૂપે થઇ; ત્યાં આવિયારે, વીનતાને વાત માંડી કહી. ૯૧ સુણય સુંદરીરે, પુરણ ભાગ્ય ઉદે થયાં; એનાં દરશનેરે, દુઃખ દારીદ્ર સૌ દુર થયાં. ૯૨ નામે સત્યરથરે, રાય તણો સુત એહ છે; તાહરો એક છેરે, બીજો ધરમ સુત તેહછે. ૯૩ તાહારૂં સંકટરે, સર્વે હવે તેથી જશે; માહા પ્રાક્રમીરે, ભાગ્યવંત સુત તે થશે. ૯૪ એમ વદીયારે, જોગી તેને શિવ સાહ્ય છે; નારી સુત લઇરે, નીજ મંદીરે જાય છે. ૯૫ સદા શિવજીરે, અંતરધ્યાન થયા સહી; બંને બાળનેરે, કેહેડે બેસારી ઉમા ગઇ. ૯૬ પય પાઇનેરે, ઉછેરીને મોટા કર્યા; ભીક્ષા માગવારે, માતાની સાથે પરવર્યા. ૯૭ એક ચક્રજરે, નામે નગર સોહામણું; તેમાં મંદીરરે, શોભે શ્રી શંકર તણું. ૯૮ પર્વ કાળમાંરે, દ્વીજ બહુ મળીયા તહાં; સૌમાં શ્રેષ્ટજરે, સાંડીલ મુની બેઠા જહાં. ૯૯ શિવ મંદીરેરે, શોભા ઘણિ છે તે સમે; ઉમા બાળકરે, સંગે લઇ ભીક્ષા કારણ ભમે. ૧૦૦ તેતો આવીછેરે, શિવતણા મંદીર મહી; કરતી દરશનરે, બેઉ સુત સાથે ઉભી રહી. ૧૦૧ જોઇ સુતનેરે, સાંડીલ વદીયા તે સમે; અતી કર્મનીરે, રાજકુંવર ભીખતો ભમે. ૧૦૨ વાકય મુનીવરનુંરે, શ્રવણી ઉમા વદી તે સમે; માહા મુની પ્રભુરે, ત્રીકાળ જ્ઞાની છો તમે. ૧૦૩ તેનું પુર્વનુંરે, વ્રતાંત સઘળું કહો મુંને; સ્વામી શા સારૂરે, સંકટ પડીયું આ બાળને. ૧૦૪ કહે સાંડીલરે, ઉમા સાંભળ સુતની ગતી; પીતા સત્યરથરે, માતા સતિ ઇંદુ મતી. ૧૦૫ રાય શિવનીરે, સેવા વીના જમતો નહીં; શ-

ત્ર આવિઆરે, જીતવાને રાયને તહિ. ૧૦૬ શત્રુના ભયેરે, શિવ સેવા
વિણ ભોજન કરયું; રણ સંગ્રામેરે, રાજાએ યુધ આદરયું. ૧૦૭ સપ્ત દી-
વસેરે, મર્ણ પામ્યો છે ભુપતી; ગયું રાજનેરે, નાઠી રાણી ગર્ભવતી. ૧૦૮
પુર્વ જન્મમાંરે, તે રાણીએ પાપ પ્રૌઢું કરયું; નીજ સોકયનેરે, નાશ કરી
ને વિત હરયું. ૧૦૯ થઇ મચ્છરીનેરે, આવી વશિ એ જળમાં; વેહેર પુર્વ
નુંરે, સોકયે લીધું હણી પળમાં. ૧૧૦ સુત ઉપરરે, શંકરનિ છે કૃપા ઘણી;
માટે પામશેરે, રાજ વૈભવ લક્ષમી ઘણી. ૧૧૧ એનું નામજરે, ધર્મગુપ્ત
પાડયું આજથી; એના કર્મનીરે, કહી કાહાણી તુજને કથી. ૧૧૨ એવું
સાંભળીરે, ઉમા વદે રૂપીરાયજી; મમ પુત્રજરે, કોણ પાપે દુઃખી થાયજી. ૧૧૩
વદે સાંડીલરે, પુર્વે પ્રતીગ્રહ બહુ કર્યા; તાહારે પુત્રેરે, દાંન ઉચીત લેવા કર
ધયા. ૧૧૪ થઇ બ્રાહ્મણરે, બ્રહ્મ કર્મ કરશે નહી; તજી ધર્મનેરે, ઉચીત દાન
લેશે જઇ. ૧૧૫ પુર્વ પાપથીરે, દારીદ્રી દુઃખ તે પામે ઘણો; ઉમા તે દોશેરે,
દરીદ્રી દેહ તુજ સુતતણો. ૧૧૬ તાહારા સુતનુંરે, સુચીલ વૃત સાર છે;
બંને બાળનારે, ભાગ્ય તણો નહી પાર છે. ૧૧૭ બેઉ બાળકરે, ઉમાએ
મુની ચરણે ધર્યા; સ્વામી આજથીરે, શિષ્ય એ આપ નામે કર્યા. ૧૧૮ ના-
મ કર્ણજરે, બેઉનાં ધર્યા મુની દયાળજી; માટે મંત્રજરે, આપો સ્વામી કૃ-
પાળજી. ૧૧૮ મુની સાંડીલરે, આશિષ વાણી ઓચર્યા; બંને સુતનેરે, કૃ-
પા કરી શીર કર ધર્યા. ૧૨૦ મંત્ર આપીયોરે, શિવ પંચાક્ષરનો તહી,
શિવરાત્રીનેરે, સોમ પ્રદોશનું વ્રત કહી. ૧૨૧ પક્ષ પ્રદોશરે, મંત્ર શેવા ભ-
ક્તી ઘણી; મુની આજ્ઞાએરે, સરવે આવ્યા નીજ ઘર ભણી. ૧૨૨ ભીક્ષા
માગીનેરે, નીરવાહ કરતાં તે સમે; હરી ઇચ્છાએરે, સંકટ પડીયું તેતો ખ-
મે. ૧૨૩ નીજ પુરૂનારે, વચન પ્રમાણે આચરે; સદાશીવનીરે, શેવા શ્રધા-
થી સા કરે. ૧૨૪ પ્રદોશેરે, સ્નાન કરે સરીતા મહી; સાયંકાળેરે, સુત પુ-
જતા શિવને જઇ. ૧૨૫ ધુપ દીપજરે, નૈવેદને આરતી કરી; કરે નૃત્ય જરે,
જય શિવ જય શિવ ઓચરી. ૧૨૬ દ્રઢ ભક્તીરે, વિશ્વાસે વ્રત આચરે; સ-
દાશિવનીરે, કથા શ્રવણ કરે સાદરે. ૧૨૭ ખટ માસજરે, શિવ વ્રત-
જ આચરતાં થયા; આવ્યો પ્રદોશરે, સ્નાન કરવા સરીતા ગયા.
૧૨૮ દ્વીજ સુતજરે, સરીના કીનારે જઇ રમે; સરીતા તણીરે,
ભેખડ તુટી તે સમે. ૧૨૯ દ્રવ્યનો ઘટરે, દ્વીજના સુતને લાધીઓ; ક-
હ્યું માતનેરે, હર્ષ અંતરે વાધીયો. ૧૩૦ ઉમા કેહે સુતરે, શંકર ત્રુઠયા
આ સમે; દ્રવ્ય જે મળ્યુંરે, સરખું લીયો વીર બે તમે. ૧૩૧ રાજપુત્રેરે,
ના કહી દ્રવ્ય લીધું નહી; માહારા કર્મનુંરે, મુજને શંકર આપે સહી. ૧૩૨

વૃત કરતાંરે, એક સવત્સર વહી ગયો; રાજ કુંવરનોરે, ભાગ્ય ભાંનું ઉદે થયો. ૧૩૩ સોમ પ્રદોશેરે, સ્નાન કારણ સરીતા ગયા; પાસે વાટીકારે, વંન તે જોવાને ગયા. ૧૩૪ માહા મનોહરરે, રચના હતી તે બાગની; ખીલી વનસ્પતીરે, ભાર અઢાર સોહાગની. ૧૩૫ દીસે ઝુકતીરે, વૃક્ષની ડાળી વાંકી વળી; ફળ પુષ્પનાંરે, ભારે ભોમી લળિ. ૧૩૬ પંચ રંગનાંરે, પુષ્પ ખીલ્યાં બહુ ભાતનાં; જુઇ જાઇનેરે, ચપા ચંબેલી જાતનાં. ૧૩૭ બટ મોઘરોરે, ગુલાબ ગુલ્લછડી ઘણી; ગુલદાવદીરે ગેંદ ગુલ્લહજારી તણી. ૧૩૮ મરવો માલતીરે, શેવતી કેતકી કમળણી; સરોવર સીતળરે, જળ ભરયું લેહેર્યો વાયુ તણી. ૧૩૯ દ્રાક્ષ ચારોળીરે, પીસ્તા બદામ અખરોડ છે; ફુલ ફળનેરે, લવીંગ જાવંત્રીના છોડ છે. ૧૪૦ લીંબુ નારંગીરે, ફણસી શ્રીફળીને ફોફળી; આંબુ જાંબુનરે, બીજોરી કમરખ કદળી. ૧૪૧ તાલ તમાલરે, સાગ સિશમ સાહડ સરગુવા; બીલી બાવળરે, બદરીને ચંદન છોડવા. ૧૪૨ સુંદીર થાયછેરે, પક્ષીના શબ્દ સોહામણા; મેંના પોપટરે; કોયલ મોર ટૌકે ઘણા. ૧૪૩ મધુર બપૈયારે, પિયુ પિયુ મુખ બોલતા; મોટા મણીધરરે, કેતકો ઉપર ઝુલતા. ૧૪૪ બક પારવરે, સારસ શબ્દ અતી કરે; હર્ણ રોઝનેરે, કસ્તુરીયા મ્રઘ ત્યાં ચરે. ૧૪૫ પુષ્પ પ્રીમળેરે, ભમર ગુંજાર કરે ઘણા; વૃક્ષે વેલીયોરે, વીંટાણી તેમાં નહી મણા. ૧૪૬ રચના બાગનીરે, જોવા અમર હેઠા ઉતરે; તેહેવા વંનનારે, શોભા જોતા સુત બે ફરે. ૧૪૭ તેવે દુરથીરે, વંમાંન દ્રષ્ટે પડયું તહી; રૂપ સુંદરરે, ગાંધ્રવ કંન્યા બેઠી મહી. ૧૪૮ સોળે સણગારરે, પહેર્યા શરીરે શોભતા; તેના તેજમાંરે, સુરી નર મુનીવર અંજાઈ જતા. ૧૪૯ કામદેવનેરે, કામજ ઉપજાવે સહી; એના અંગનીરે, ઉપમા નવ જાએ કહી. ૧૫૦ રાજપુત્રએરે, દ્રષ્ટી કીધી જોવા તણી; બ્રહ્મ પુત્રએરે, જ્ઞાનતણિ વાણિ ભણિ. ૧૫૧ પરનારીનેરે, જોવા તણી શી જરૂર છે; ધર્મ હરીએરે, પરનારી પાપનું પુર છે. ૧૫૨ કુડી દ્રષ્ટીએરે, નીરખ્યે નેત્ર દગ્ધ થાય છે; પરાંન્નેરે, જીવ્હા દગ્ધ કેહેવાય છે. ૧૫૩ હસ્ત દગ્ધજરે, ઉચીત પ્રતી ગ્રહજે કરે; પ્રૌઢ પાપ છેરે, શાસ્ત્ર સાખ્ય તેની ભરે. ૧૫૪ સુચીત વૃતજરે, એટલું કહીને ઉભો રહ્યો; ધર્મ ગુપ્ત જરે, ગાંધર્વ કંન્યા જોવા ગયો. ૧૫૫ દ્રષ્ટી કંન્યાનિરે, રાજકુંવર ઉપર પડિ; મોહનાં બાંણરે. વાગ્યાં વ્યાકુળ થઇ તે ઘડી. ૧૫૬ જેમ ચંદ્રનેરે; જોવા ચકોર ચાહ્ય છે; કંન્યા ગાંધરવીરે, આકુળ વ્યાકુળ થાય છે. ૧૫૭ જોઇ કુંવરનેરે, તાલાવેલી લાગિ તંનમાં; ફુલ વિણવારે, સખિયો કાહાડી દુર વંનમાં. ૧૫૮ પોતે એકલીરે, વૃક્ષ નીચે બેસી રહી; એવે તે સમેરે, રાજ

કુંવર આવ્યો તહિ. ૧૫૯ એક એકનીરે, દ્રષ્ટી મળી છે તે સમે; કામ કુંવર નેરે, જોઇ કામ કંન્યાને દમે. ૧૬૦ આપ્યું આસનરે, આદરે ત્યાં બોલાવીયો; ગોષ્ટિ પ્રિત્યેથીરે, કીધી અંતરમાં ભાવીયો. ૧૬૧ કંન્યા કુંવરનેરે, કેહે હું તમને વરી મંન થકી; માહારા પીતાનેરે, વાત શીવે કહી મળી નકી. ૧૬૧ મમ પીતાજીરે, કરતા શંકરની શેવજી; થઇ પ્રસન્નરે, વાણી વદ્યા માહાદેવજી. ૧૬૩ સુણ્ય ગાંધર્વરે, કંન્યા તાહારી વરસે સહી; વન વાટિકારે, રાજ કુંવર મળશે તહી. ૧૬૪ પિતા સત્યરથરે, માતા જેની ઈંદુમતિ; ધર્મ ગુપ્તજરે, થાશે તે તુજ પુત્રિ પતી. ૧૬૫ તાહારી કંન્યારે, તે સુતને તું આપજે; મમ ભક્તછેરે, જમાત્ર કરીને થાપજે. ૧૬૬ માહા દુઃખમાંરે ભજે તે ભક્ત માહારો ખરો, જેને એકછેરે; અખંડ માહારો આશરો; દૈવ્ય યોગથીરે, વ્રતમાં વિઘ્ન આવે ઘણાં; રાખી ધારણરે, નવ તજે ધર્મ કર્મ આપણાં. ૧૬૭ તેહેવા ભક્તનીરે, રક્ષા કારણ પુંઠે હું ફરૂં; મમ ભક્તનીરે, સાહ્ય સદા હું જઇ કરૂં. ૧૬૮ માહારા તાતનેરે, એવી વાણી શિવે કહી; તે સૌ દ્રષ્ટાંતરે, આજ એકાંતે મળ્યું સહી. ૧૬૮ કહે કુંવરીરે, સત્ય હું રે, સ્વામી તમને વરી, ત્રીજે દીવસેરે; આવજો આ સ્થળમાં ફરી. ૧૭૦ ધર્મ ગુપ્ત કહેરે, હું દુર્બળ દુખીયો ઘણો; ગયું રાજનેરે, આજ છું માત પિતા વનો. ૧૭૧ માહા દુઃખમાંરે, દ્વીજ નારે ખોળે ધર્યો; વેઠી સંકટરે, ઉછેરીને મોટો કરયો. ૧૭૨ કન્યા ગાંધર્વીરે, લહાવો તુંને કેમ વીતશે; મુને રંકનેરે, પરણી તુને સુખ શું થશે. ૧૭૩ કહે કુંવરીરે, નાથજી એવું શું ભણો; ગતી કર્મનીરે, ન્યારી ગર્વ નહી તે તણો. ૧૭૪ રૂડો જોઇનેરે, વરશે પણ વિધવા થશે; દ્રવ્ય લક્ષ્મીરે, સુખ જાુવે તે સૌ જશે. ૧૭૫ થાય કુરૂપરે, વર રૂડો રૂપવાંન છે; સુખનું દુઃખ થાયરે, હરી ઇચ્છા બળવાન છે. ૧૭૬ ગતી કર્મનીરે; હોય તેને સૌ જાય છે; હરી કૃપાએરે, નવ હોય તેને થાય છે. ૧૭૭ માટે સ્વાંમીજીરે, સત્ય હું તમને વરી સહી; માળા રત્નનીરે, ઘાલી ગળે એવું કહી. ૧૭૮ માહા અમુલખરે, કંન્યાની કોટે માળા હતી; તે પેહેરાવીરે, ધર્મગુપ્ત કીધા પતી. ૧૭૯ લેઇ વચંનરે, વિદાય આપી નિજ નાથને; રખે વીસારોરે, વિનતી કરી જોડી હાથને. ૧૮૦ આવ્યો કુંવરરે, દ્વીજના સુત પાસે તહીં; વંન જે બનીરે, તે સરવે માંડી કહી. ૧૮૧ કરી સ્નાંનજરે, સાથે બંને ઘેર આવોયા; કહ્યું માતાનેરે; હાર આપ્યો જે લાવીયા. ૧૮૨ ઉમા હર્ષીતરે, કહે સુત શિવ પરસન થયા; આવ્યા આગળરે, સાડીલે શબ્દો જે કહ્યા. ૧૮૩ અતિ આનંદેરે, દિવસ ગયો રજની પડી; શીવ પુજનરે, વેળા રાત્રી ગઇ ત્રણ ઘડી. ૧૮૪ નીજ

દ્વારમાંરે, ગોમય ભોમી સારી છે; ઇક્ષુ ડંડનેરે, મંડપ શોભા સારી છે. ૧૮૫ સ્નાન સુચીલરે, વસ્ત્ર અંગે પરીધાન છે; અષ્ટ ગંધજરે, પુષ્પ બીલી સાવધાન છે. ૧૮૬ પય સ્નાનજરે, શંકરને કરાવીયું; ચંદન પુષ્પજરે, અક્ષત બીલી ચડાવીયું. ૧૮૭ ધુપ દીપનેરે, નૈવેદ ત્યાં ધરાય છે; મુખવાસજરે, આરતી નૃત્ય ગુણ ગાય છે. ૧૮૮ વજાડી ગાલનેરે, તાળી પાડી શીવ શીર કરે; થઇ સ્થીરનેરે, ધ્યાન તે ભવહરનું ધરે. ૧૮૯ એવી રીતથીરે, પ્રદોસે શીવ પુજશે; સુખ ભોગવીરે, અંતે સીવ ચરણે જશે. ૧૯૦ એમ હર્ષમાંરે દિવસને રજની વહી ગઇ; હવે કહું કથારે, ગાંધર્વ કંન્યાની જે થઇ. ૧૯૧ ગયો કુંવરરે, કંન્યા તે વનમાં બેસી રહી; પુષ્પ વિણીનેરે, તેવે સખી સૌ આવી તહી. ૧૯૨ ચડી વૈમાનરે, ગાંધર્વ લોક વિશે ગઇ; નીજ તાતનેરે, વન તણી વાત માંડી કહી. ૧૯૩ સુણી વાતનેરે, ગાંધર્વ મન ખુશી થયો; પુત્રીએ કહ્યુંરે, તે પ્રમાણે તત્પર થયો. ૧૯૪ ભરી વૈમાનરે, કન્યા કુટુંબ દ્રવ્ય લઇ ગયો; સરીતા ત્રઠરે, બાગ હતો ત્યાં જઇ રહ્યો. ૧૯૫ વચંન પાળવારે, ધર્મગુપ્ત પણ ત્યાં ગયો; તેનું મુખ જોઇનેરે, ગાંધર્વ મન મુદીત થયો. ૧૯૬ શીવ વાયકરે, સત્ય મળ્યાં તેણે સમે; વિવા ગાંધર્વરે, કિધો તે સૌ જનને ગમે. ૧૯૭ ગાંધર્વ કન્યાનું રે, અસુમતિ અવીધાન છે; ધર્મગુપ્ત બેરે, જોડી ઉમા શીવ સમાન છે. ૧૯૮ એક લક્ષજરે, રથ ગજ લક્ષ ત્યાં અરપીયા; દસ સહસ્ત્રજરે, દાસીને અશ્વ સમર્પીયા. ૧૯૯ નરવાહનરે, સુખપાલનું લેખું નહીં; ખડા આયુધરે, બાણ અક્ષે ભાથા સહી. ૨૦૦ પાયદળનીરે, સંખ્યા નવ જાએ કહી; અલંકારનેરે, વસ્ત્ર સૌને આપ્યાં તહી. ૨૦૧ છત્રચાંમરરે, સીંધાસન બહુ શોભતું; હીરા જડીત્રરે, પગથીએ મન લોભતું. ૨૦૨ ઉમા સાથેરે, સુચીલ વ્રત કરી તેહને; પેહેરામણીરે, ગાંધર્વ નમ્યો તજી ગર્વને. ૨૦૩ સંન્યા સાગરરે, ડંકા નીસાનો વાજતે; પુત્રા જામાત્રરે, વળાવ્યાં વાજીંત્રો ગાજતે. ૨૦૪ ગર્જે નોબત્યોરે, ઢોલ દદામાં દુંદુંભીયો; વૈદર્ભાપુરરે, તાત તનુ ત્યાં નગ્ર આવીયો. ૨૦૫ નરવાહનરે, ઉમા બીરાજી પાલખી; રત્ન ડાંડીનાં રે, તે ચમર કરતી ચાલ સખી. ૨૦૬ સુચીલ વૃત સર્વજરે, ગજની અંબાડિ બિરાજીયો; ધર્મગુપ્તજરે, રાંણીસું રથમાં રાજીયો. ૨૦૭ સર્વ સૈન્યસુરે, આવિયો વૈદર્ભા ધણી; જઇ વધામણીરે, પ્રજા હર્ષ પાંમે ઘણી. ૨૦૮ પુર પ્રજાસુરે, શ્રીમંત જે વેહેવારીયા; સાંમા આવિનેરે, તેડિ નગરમાં પધારિયા. ૨૦૯ માહા મુનિવરોરે, માન દઇ તેડાવીયા; પર્મ પાવનરે, સાડિલ શિષ્યસું આવિયા. ૨૧૦ અતિ હર્ષમાંરે રાય ઉઠયા સ્નેહે કરી; પડી ચર્ણમાંરે, ઉઠાડયો સાંડીલે કર ધરી. ૨૧૧ દીધી

આશિશરે, આસને આવી બેઠા ફરો; સહીત સાંડીલરે, રાએ રૂષીની પુજા કરી. ૨૧૨ સર્વે મુનીવરેરે, અભીશેક સુતને કરાવિયો; કરિ તીલકનેરે, સિંધાસન પધરાવીયો. ૨૧૩ સર્વે નગરમાંરે, વેહેંચી સાકર વધામણી; બ્રહ્મ ભોજનરે, દક્ષણા દાન આપી ઘણી. ૨૧૪ ભાટ ચારણરે, બંધીજન જસ બોલતા; પામી દાનજરે, મગ્ન થઈ મન ડોલતા. ૨૧૫ ધર્મગુપ્તનોરે, જય જયકાર થયો ઘણો; કેમ વર્ણવુંરે, હર્ષ વાધ્યો તે સમા તણો. ૨૧૬ નીજ તાતનારે, દુષ્મન રાય બાંધ્યા ધરિ, દયા લાવિનેરે, છોડિ મુક્યા એ સજા કરિ. ૨૧૭ દુર્મર્ષન નામેરે, સત્યરથનો શત્રુ હતો; ધર્મગુપ્તે જરે, દયા લાવિ મુકયો જતો. ૨૧૮ દસ સહસ્ત્રજરે, વર્ષ રાજ સુખ ભોગવિ, અંતે શિવપદરે, પાંમ્યાં ને શુભ ગતિ હવિ. ૨૧૯ ધન્ય ધન્યજરે, ભક્તી ભવહર ત્રીપુરારની; પુજા ધન્યજરે, પ્રદોસને સોમવારની. ૨૨૦ ધર્મગુપ્તેરે પ્રદોસ વૃત સાચું કર્યું; મેરૂ તરણનોરે, ઉપન્યો ભાગ્ય કેવું ભળ્યું. ૨૨૧ સદાસિવનિરે, ભક્તિસમ બીજું નથી; વેદશાસ્ત્રનેરે, પુરાંણે પોકારી કથી. ૨૨૨ જન નિસદીનરે, ભજવા પુરણ બ્રહ્મને; જુઠો જાણીનેરે, તજવો માયા સુખ શ્રમને. ૨૨૩ તજી અમ્રતરે, વીશ હળાહળ જે પીવે; કોહો તે જનરે, કોટિ ઉપાએ કયમ જીવે. ૨૨૪ હરિહરનુંરે, નામ અમ્રતસર જાણવું, ભોગ તે રોગરે, વિષય વિષ પ્રમાણવું, ૨૨૫ સુતપુરાણીરે, કહે સૌનિક રૂષિ સુણો; ભોળા નાથનીરે, ભકિત તણો મહિમા ઘણો. ૨૨૬ શ્રવણે સાદરેરે, આખ્યાન એ ધર્મગુપ્તનું; જાય પ્રાશ્ચીતરે, નિર્મળ થાય તેનું તનું. ૨૨૭ સોમ પ્રદોસનિરે, કથા પ્રેમે જે સાંભળે; સુખ સંપતીરે, પાંમેને કષ્ટ સકળ પળે. ૨૨૮ પ્રેમે સિવ ગુણરે, ગાય છે ગણપત વ્યાસજી; હરિ ગુરૂ સંતજરે, દ્વીજ હરીનો દાસજી. ૨૨૯ ॥ વલણ ॥ સ્નેહ થકી જન શ્રવણશે, સિવ પ્રદોસ કથાયરે; કહે ગણપત કરજોડીને, ભવ સંકટ ભય જાયરેરેરે. ઇતિ શ્રી ગણપતરામ કૃત શિવસાગર અમ્રત ધરમગુપ્ત આખ્યાને, પ્રદોશ મહિમા શોડશો અધ્યાય. ૧૬ સમાપ્ત. શ્રી રામકૃષ્ણ દેવકી જે, હર હર માહાદેવ શિવાર્પણ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત

## અધ્યાય ૧૭ મો.

શ્રી ગણેશાએ નમઃ રાગ કાફી. વદીયા સુતપુરાણી વચંન, શ્રવણો સૌનીકાદી રૂષીજંન. ૧ પુજે પ્રદોસમાં સીવરાય, તેના પુન્યનો પાર ન થાય. ૨ માહા સંકટમાં સુખ થાય, પાંમે પુત્ર વંઝા દોષ જાય. ૩ જન દરીદ્રી

દ્રવ્ય ભંડાર, પામે સંપતી કરે સોમવાર. ૪ વાધે સૌભાગ્ય લક્ષણ સાર, પાંમે સ્વાંમીનો સંજોગ નાર. ૫ કરે કુંમારિકા સોમવાર, પાંમે મન ગમતો ભરથાર. ૬ પુજે પ્રદોસે જે અવિનાશ, થાય શત્રુ સકળનો નાશ. ૭ નીષ્કામે ભજે નર જેહ, અંતે શીવ પદ પાંમે તેહ. ૮ જેને શંકરનો આધાર, તેની રક્ષા કરે ત્રીપુરાર. ૯ વૃત પ્રદોસને સોમવાર, તર્યાં આચરતાં બહુ નર નાર. ૧૦ કહું આખ્યાન પાવન એહ, શ્રવણો સ્થીર થઇ મુનિવર તેહ. ૧૧ આર્યાવ્રત નામે દેશ વીશાળ, ચીત્રવર્મા નામે ત્યાં ભુપાળ. ૧૨ ધીર વીર દાતાર દયાળ, પ્રજા સંત ગોદ્વીજ પ્રતીપાળ. ૧૩ બળવંત અને ગંભીર, પરાક્રમીને હરણ પરપીર. ૧૪ શીવ ભકત અને સુ વિવેકી, નિતી ન્યાય કરે અતી ટેકી. ૧૫ તેને પુત્રી પ્રગટ થઇ એક, તેના રૂપથી વળીયો છેક. ૧૬ જાણે લાવણ્ય સાગર લેહેરી, હંસ ગમની કોકિલા સ્વરી. ૧૭ નારી નાજુગ કટી કેસરી. મૃગા નૈણી નિર્મળ સૂર સરી. ૧૮ શીસ વેણિ સમુદ્ર સેવાળ, જાણે નાગણી લળકે બાળ. ૧૯ રૂપે રંભા રતિસી વીસાળ, મંદહાસ્ય મુખે સસિ ભાળ. ૨૦ જન્મી રાયને પુત્રી તે વાર, પ્રજા માત્રને હર્ષ અપાર. ૨૧ જન્મ પત્રીકા કરવાને કાજ, રાયે તેડાવ્યા રૂષિરાજ. ૨૨ સુભ ગ્રહ લગ્ન રાસિ તમામ, પાડયું સિમંતની એનું નામ. ૨૩ દ્વીજ વાણી વદેછે રે સાર, એના ભાગ્ય તણો નહિ પાર. ૨૪ થાશે પૃથ્વી પતિ કેરી રાંણી, જેવી ઈંદ્ર તણી ઈંદ્રાણી. ૨૫ કમળાસમ કરશે કંથની શેવ, તેનિ ભકતીને વશ માહાદેવ. ૨૬ સીતા સરખી તે સાધવી થાશે, સ્વામી સહીત કૈલાશે જાશે. ૨૭ અષ્ટ પુત્રી તણિ થાશે માત, શ્રવણીને આનંદ પાંમ્યો તાત. ૨૮ દીધાં વિપ્રોને દાન અપાર, વાજે વાજીંત્ર જયજયકાર. ૨૯ તેવે કૌતિક પ્રગટયું વિશેક, અચાનક વદયો વિપ્ર ત્યાં એક. ૩૦ સત્યરાગ્ય એ તાહારિ સુતાય, ચતુર્દશ વર્ષે વૈધવ્ય થાય. ૩૧ વાગ્યો વિપ્ર વચન કેરો ઘાય, માહા સોચ કરે મન રાય. ૩૨ શ્રવણિ વિપ્રની વિપ્રીત વાંણી, રાંણી વાંસે રૂદન કરે રાંણી. ૩૩ સરવે કરતાં તે મન વિચાર, બંને વિપ્ર વદ્યા બે પ્રકાર. ૩૪ બાળાપણમાં જો વૈધવ્ય થાય, અષ્ટ અર્ભક કેમ લખાય. ૭૫ કરે સોચ સભાના જંન, થશે કોતણું સત્ય વચંન. ૩૬ મન શાન્ત કરયું પછે રાય, ધારયું ઇશ્વર કેરૂં થાય. ૩૭ એમ કરતાં વિત્યા બહુ દીન, શોચે સીમંતની નિજ મંન ૩૮ યાજ્ઞવલકય માહા મુનિ સાર, મૈત્રી નામે પાવન તેની નાર. ૩૯ ગઇ સીમંતની તેની પાસ, અતિ અંતરગતમાં ઉદાશ. ૪૦ કર્યા સાષ્ટાંગ નામીને શીશ, મુની પત્નીએ દિધી આશિષ. ૪૧ કહે સીમંતની લાગી પાય, બતાવો માતા એવો ઉપાય. ૪૨ દુષ્ટ વૈધવ્યનું દુ-

ખ જાય, જેથી સૌભાગ્યનું સુખ થાય. ૪૪ જન્મ પત્રીકા સુખછે વિશેક, વદયો છે દ્વીજ વિપ્રીત એક. ૪૪ દુષ્ટ વાકયનો વાગ્યો છે ઘાય, થાવા શાન્તી કહો વૃત શેવાય. ૪૫ મેંતો સરણ ગ્રહ્યું છે તમારૂં, માતા કષ્ટ નિવારોને મારૂં. ૪૬ સુણી કુંવરીતણી દીન વાણિ, મુની પત્ની વદે કૃપા આણી. ૪૭ સત્ય સીમંતની કહુ એવ, તાહારે પુજવા શ્રી માહાદેવ. ૪૮ ભોળો ભયહર ઉમીયાનાથ, તાહારૂં સૌભાગ્ય સીવને હાથ. ૪૯ સીવને ચડાવે સીતળ જળ, તેની કાયા થશે નિર્મળ. ૫૦ ચર્ચે ચદન શીવના કાય, થાય સીતળ સંકટ જાય. ૫૧ ધરે પુષ્પ શંકરને શિષ, તેનાં કષ્ટ હરે સઉ ઇશ. ૫૨ બીલ્વી દળે પુજે અવિનાશ, પામે સંપતી શીવલોકે વાસ. ૫૩ ચડાવે તાંદુળ અક્ષત, સુખ સંપતી પામે સત. ૫૪ શીવ સનમુખ ધુપ ધરાય, સુભ કિર્તી સંસારમાં થાય. ૫૫ શીવ દેવગે કરે ધુપ દિપ જેહ, તેજ સ્વરૂપ પામે તેહ. ૫૬ ધરે નૈવેદ નાના પ્રકાર, જન પામે તે અમ્રત આહાર. ૫૭ ધરે તાંબુળ આદિ ભોગ, ટળે સકળ શરીરના રોગ. ૫૮ ચડાવે જે અબીલ ગુલાલ, નવ કષ્ટ પડે કોઇ કાળ. ૫૯ ઉતારે આરતી કરપુર, તેજ પુંજ વાધે બળ સુર. ૬૦ શેવા કરીને વજાડે ગાલ, સદાશીવ કરે તેને ન્યાલ. ૬૧ કરે ટાંડવ નૃત્ય જન જેહ, નિર્દોષી નિરોગી દેહ. ૬૨ શેવા કરીને ધરે જે ધ્યાન, તેની રક્ષા કરે ભગવાન. ૬૩ કરી પરદક્ષીણા લાગે પાય, સદાશીવ કરે તેની સાહ્ય. ૬૪ સોમ વૃત કરે નરનાર, નવ કષ્ટ તે પામે લગાર. ૬૫ વ્રત આચરે પક્ષ પ્રદોષ, ટળે સપ્ત જન્મના દોષ. ૬૬ કરે શીવરાત્રી જાગર્ણ, તેને નવ હોય જન્મને મર્ણ. ૬૭ અંતકાળે જો શાવ ઉચ્ચાર, પુનરપી નવ પામે અવતાર. ૬૮ સરવે વર્તમાં ઉત્યમ સાર, વાધે સૌભાગ્ય કર્યે સોમવાર. ૬૯ સત્ય શોમ પ્રદોષ તું કરને; સદાશીવ તણું ધ્યાન ધરને. ૭૦ દ્વીજ દંપત પુજન કરજે, બ્રહ્મ ભોજનમાં ભાવ ધરજે. ૭૧ પુજી સજોડે દ્વીજ નરનાર, કરજે દાંન વસ્ત્ર અલંકાર. ૭૨ એકાદસ સહસ્ત્ર દંપત્ય, પુજી દક્ષણા દેજે સત્ય. ૭૩ હરી ઇચ્છાએ આવે વિઘંન, તો પણ તું ન ડગાવીશ મંન. ૭૪ ધાર્યું ઇશ્વર કેરૂં થાય, કરજે પ્રદોષ શીવ સેવાય. ૭૫ થનાર હોય તે થાવા દેજે, શીવ સેવામાં તત્પર રેહેજે. ૭૬ માહા પાપીને પાવન કર્યા છે, અજાણે વૃત આચરતાં તર્યા છે. ૭૭ પર્મ કૃપાળુ પંચ વદંન, કરૂણા સાગર કામ દહંન. ૭૮ ભોળો નાથ દયાનો ભંડાર, પ્રભુ નવ જુવે દોષ લગાર. ૭૯ કરવો શીવ શેવાનો અભ્યાસ, જેથી છુટીએ ભવના પાસ. ૮૦ મારાં વાકય તું રૂદીયામાં ધરજે, વધા પ્રમાણે વૃત્ત આચરજે. ૮૧ ગુરૂનું વાકય શિરપર ધરીએ, નિશ્ચે ભવ સાગરથી તરીએ. ૮૨

તુંને શિક્ષા મેં દીધી જેહ, પુરાંણોમાં પ્રસીદ્ધ છે તેહ. ૮૨ વેદ શાસ્ત્રનો કરવો વિશ્વાસ, વદ્યા સત્યવતી સુત વ્યાસ. ૮૩ જુઠું જાણી નીંદે જન જેહ, ઘોર નર્કમાં પડશે તેહ. ૮૪ વિષ્ણુ ભગ્ત નીંદે શીવરાય, તેને રૂઠશે વૈકુંઠરાય. ૮૫ કરે શિવ ભક્તની વિષ્ણુ નીંદાય, કુંભીપાકે નાંખે શીવરાય. ૮૬ હરીહર અજજ્યોતિ સ્વરૂપ, જગ્ત રક્ષ જુજવાં રૂપ. ૮૭ તેમાં નવ મળે ભીન કે ભેદ, એવી વાંણી વદે છે વેદ, ૮૮ જેની શ્વાસા થકી નીગમન થાય, અકળ માયા ઇશ્વરની કેહેવાય. ૮૯ માટે સત્ય ધરી વિશ્વાસ, સેવ્ય શંકર પુરશે આશ. ૯૦ આપ્યો પંચાક્ષર મહી મંત્ર, જપજે કરી મંન એકત્ર. ૯૧ કહ્યું મૈત્રઇએ જ્ઞાન અપાર, લહ્યું શ્રીમંતનીએ સાર. ૯૨ કરજોડી સાષ્ટાંગ નમસ્કાર, નમી મૈત્રઇને વારંવાર. ૯૩ દીધી મૈત્રઇએ તવ આશીશ, કર દીધો સીમંતની શીસ. ૯૪ માગી આજ્ઞા આવી નિજ ઘેર, લીધી લક્ષમાં સરવે પેર. ૯૫ વીધી બતાવી મૈત્રીએ જેહ, વ્રત આચરવા માંડ્યું તેહ. ૯૬ કરે શ્રીમંતની સોમવાર, પુજે પ્રદોસે દેવ મોરાર. ૯૭ શીવ શેવા કરી ધરે ધ્યાંન, ભાવે ભજતી ભોળા ભગવાંન. ૯૮ એમ કરતાં તે જોબન પાંમી, પીતાએ સોધવા માંડયો સ્વામી. ૯૯ ધારયું ધરણિધરનું થાય, વર યોગ થઇ કન્યાય. ૧૦૦ નૈષદપુર નગરીનો નળ રાય, તેનો સુત ઇંદ્રસેન કેહેવાય. ૧૦૧ ઇંદ્રસેનનો સુત ગુણ ધામ, તેનું ચીત્રાંગદ છે નામ. ૧૦૨ છે સીમંતનિ સરખી જોડ, પીતાએ જાણયું પહોંચશે કોડ. ૧૦૩ તેની સાથે કર્યાં છે વિવાય, કરી લગ્નને કર્યાં વિદાય. ૧૦૪ ચાર દીવસ રાખી રાએ જાંન; કરાવ્યાં મીષ્ટ ભોજન પકવાન. ૧૦૫ આપ્યાં વસ્ત્ર અને અલંકાર, અશ્વ ગજરથ દ્રવ્ય ભંડાર. ૧૦૬ પાયદળ દાસ દાસી અપાર; સીંઘાસન ચામર ચોબદાર. ૧૦૭ ભાટ ચારણ યાચક જંન, આપી દ્રવ્ય તૃપ્ત કર્યાં મંન. ૧૦૮ દ્વીજ દક્ષણા પાંમ્યા અપાર, જગ જસ કીર્તિ વિસ્તાર. ૧૦૯ પંચ શબ્દે વાજીંત્રા વાજે, ડંકા નીશાન નોબત ગાજે. ૧૦૦ જોઇ શિમંતનીનું મુખ, નૈષધપુરની પ્રજા પાંમે સુખ. ૧૧૦ દેતાં આસીસ સૌ નરનાર, જોડી શિવ ઉમા સમ સાર. ૧૧૧ મળી માનુંની મંગળ ગાય, રાણી દાસિને હરખ ન માય. ૧૧૨ ચાર દિવસ રૂડી રચનાય, પરણી જાનને કીધી વિદાય. ૧૧૩ વીજયાદસમી દિપોત્સવી જેહ, રાખ્યા જમાઇને જમવા તેહ. ૧૧૪ દસરાઇયાં જમવાને કાજ, રહ્યા ચીત્રાંગદ મહારાજ, ૧૧૫ રૂપે કામ રતી સમ જોડ, પોંચે સિમંતનીના કોડ. ૧૧૬ ચીત્રાંગદને સીમંતની રાણી, જોડી સોભે ઇંદ્ર ને ઇંદ્રાણી. ૧૧૭ જાણે કમળાને વૈકુંઠનાથ, સતી શોભેછે સ્વામી સાથ. ૧૧૮

અતી આનંદમાં દીન જાય, કરે સતી પતિની સેવાય. ૧૧૯ તેના હરખ
તણો નહીં પાર, વૃત્ત આચરતી સોમવાર. ૧૨૦ પુજે પ્રદોશે ગીરજ્યા
નાથ, તેતો સ્વામી જાણે સૌ વાત. ૧૨૧ વદે સુતજી સુણો રૂષીજંન, હરિ
ઇચ્છા માહા બળવાંન. ૧૨૨ ભાવિ વાત મીથ્યા નવ થાય, જન કરે કોટિ
ઉપાય. ૧૨૩ એક દિવસ સખી લઇ સાથ, ગયો જળ ક્રીડા નૈષદ નાથ.
૧૨૪ ઉષ્ણ કાળનો દિવસ એહ, જળ ક્રીડા કરે મળી તેહ. ૧૨૫ જમુના
જળ માહા ગંભીર, રાખ્યું નાવ સરિતા તીર. ૧૨૬ બેઠા ઝાઝમાં સરવે
વીર, છોડયું નાવ રાખી મન ધિર. ૧૨૭ વૃક્ષે પુષ્પ સરીતાને તીર, આવે
સિતળ મંદ સમીર. ૧૨૮ પક્ષી બોલે મધુરાં સાર, ઘણા ભમર કરે ગુંજાર.
૧૨૯ વાયુ લેહેરે ચાલ્યું વાણ સધ્ય, સરીતા દ્રહ માહા જળ મધ્ય. ૧૩૦
એવે ઉપન્યું ત્યાં વિપરીત, લાગી સર્વેને અંતર ભીત. ૧૩૧ આવ્યો વંટો-
ળીયો ચોપાસ, પડયો સર્વેના મનમાં ત્રાસ. ૧૩૨ પડી આંટી પવનની
ત્યાંહ, નાવ ડોલી ઉઠયું જળ માંહ. ૧૩૩ માહા ભયાનક વેળા આવિ,
નવ ભુલે ભવીષ્ય જે ભાવિ. ૧૩૪ નવ ઉપાય ચાલે એક, જળ ભરાયું
નાવમાં છેક. ૧૩૫ બુડયું ઝાઝ ન લાગી વાર, તવ વરતાયો હાહાકાર.
૧૩૬ તેડે ઉભાં જુવે નરનાર, કરતી પ્રજા માહા પોકાર; દોડયા જંન કેહે-
વા રાય પાસ, સુણી વાત પડયો અતી ત્રાસ. ૧૩૭ પાળે પાગે દોડી આ-
વ્યા રાય, સભા સાથે પ્રધાન પ્રજાય. ૧૩૮ કરી અંગુળીના ઇ-
સાર, લોક બતાવે બુડયા જે ઠાર ૧૩૯ પડયા માછી તારા તતકાળ, માહા
મ્હોટી નંખાવી જાળ. ૧૪૦ નાંખ્યા મછવા તે જળમાં અનેક, નવ ટેકી લાગી
ત્યાં એક. ૧૪૧ કંઇક બુડયા કંઇ મગરે ગળીયા, કંઇક સબ સાંમે આરે
નીકળીયાં. ૧૪૨ થયો સર્વે તણો ત્યાં કાળ, ચીત્રાંગતની તો નવ લાગી ભા-
ળ. ૧૪૩ પ્રજા રોતી કરીને વિલાપ, રાય પૃથ્વિ પછાડે આપ. ૧૪૪ મોક-
ળે મુખે કરતા પોકાર, સૌને નેત્રે ચાલે જળ ધાર. ૧૪૫ રાણી વાસમાં સાં-
ભળી વાત, રોતી સીમંતનોની માત. ૧૪૬ માઠી વાત સુણિ તતકાળ, પડિ
સીમંતનીને ફાળ. ૧૪૭ રાંણી દાસી રૂવે છે અપાર, ચાલે નેત્રોમાં જળ
ચોધાર. ૧૪૮ રૂદે તાડન કરતી અપાર, કુટે શિષને કરતી વિલાપ. ૧૪૮
રાંધ્યાં અન્ન રહ્યાં નગ્ર માંહ, મળી સૌ જન આવ્યાં ત્યાંહ. ૧૪૯ ઉલટયો
સોક સાગર પુર, કરતાં વર્ણન રોકાય ઉર. ૧૫૦ પડે અગ્નીમાં મુગત જે
મ, થયું સીમંતની તન તેમ. ૧૫૧ મુખ કમળ વદન કરમાયું, અતી ક્લેશ
થી, ઉર ભરાયું. ૧૫૨ તન તેજ ગયું છે ઉડી, શોક સાગરમાં નારી બુડી.
૧૫૩ કુટી શિષને કરતી વિલાપ, અતિ કરતી અંતરમાં અદ્દાપ. ૧૫૪

કાજળ ધોવાયુ આંસુની ધારે, નેત્ર શ્રોણાત વર્ણ તે વારે. ૧૫૫ સીરવેણી ગઇ વીખરાઇ, કેસ કાડતિ બેઉ કરે સાઇ. ૧૫૬ કરતી તાડન રૂદે તે વાર, તુટે ઉરથી મુગ્તાના હાર. ૧૫૭ પેહેરયાં અંબર અવની રોળાય, ચીર રેશમી રજમા ચોળાય. ૧૫૮ ખુટયાં નીર નેત્ર ગયાં પેશિ, ગયો કંઠ કોકિલાશો બેશી. ૧૫૯ કુડા કર્મનિ કેવી કરણી, અલ્પ સુખ માટે સીહ પરણી. ૧૬૦ રૂદે સ્તવતી સદાસીવનાથ, મુંને મોકલો સ્વામીની સાથ. ૧૬૧ પ્રભુ ખોળજયો માહારૂ પાનું, અતિ પાડ તમારો હું માનુ. ૧૬૨ નથી સુખ સાસરીયાનું લીધું, હા હા નાથ તમે આ શું કીધું. ૧૬૩ પેઉ પરણીને મુકી પીહેર, વાળ્યુ શીયા તે ભવનું વહેર. ૧૬૪ નથી કંકણ છુટયાં કરથી, નથી તંબોળ સુકયો અધરથી. ૧૬૫ થોડા દીનમાં મ યા લગાડી, ભવ રાંનમાં ભુરી પાડી. ૧૬૬ હવે કોણ થશે માહારૂ બેલી, મુશી સંસાર સાગરે ઠેલી. ૧૬૭ ભેળી ખીલેલી જોબન વાડી, વીયોગ અગ્નીએ મુજને દઝાડી. ૧૬૮ મુખે મુકે ઉંડા નીશ્વાશે, જાણે નૈશદ નગરી સુકાશે. ૧૬૯ જોઇ શીમંતની નો શોક, કરે કલ્પાંત નગરીના લોક. ૧૭૦ પડયો સકળ પ્રજાને ત્રાસ, પશુ પક્ષીને વ્રક્ષ ઉદાસ. ૧૭૧ શાણી સીખ સીમંતનીને દે છે, આવી અબળા ઉછંગે લે છે. ૧૭૨ વ્રધ નારીયો કરતી વીવેક, બાઈ આમ ન કરીએ છેક. ૧૭૩ સર્વે રાંણીયોને સમજાવી, છોડી આશાને સ્નાંન કરાવી. ૧૭૪ વૈધવ્ય કર્મ કરાવ્યું ત્યાંહ, રૂદન કરતાં આવ્યાં મેહેલ માંહ્ય. ૧૭૫ વૃધ વીપ્રો વીવેકી જંન, સમજાવ્યો ચીત્ર વર્મા રાજંન. ૧૭૬ તજી જામાત્ર કેરી આશ, રાય પ્રજા શું આવ્યા અવાસ. ૧૭૭ શીખ દઇને ગયા સૌ ઘેર, આસ્વાસન કરી રૂડી પેર. ૧૭૮ જોઇ સીમંતનિનું મુખ, માત તાત પામે બહુ દુઃખ. ૧૭૯ માંની મૈત્રઇનિ સીક્ષાય, કરે શીમંતી શીવ સેવાય. ૧૮૦ ગુરૂ વાકયનો રાખી વીશ્વાસ, પુજે પ્રદોસે શ્રી અવીનાશ. ૧૮૧ પુજે દંપત દીજ નર નાર, સતી આચરતી સોમવાર. ૧૮૨ સીવ સમરણ સીવ કથાય, શીવ વ્રતને શીવ શેવાય. ૧૮૩ ગંગા ઉમા પતીને આરાધે, પ્રેમ દીન દીન અદકેરો વાધે. ૧૮૪ કરાવે બ્રહ્મ ભોજન સાર, અર્પે વસ્ત્ર ને અલંકાર. ૧૮૫ સતી સત્ય મુકે ન લગાર, તજી ભોગ ભજે ત્રીપુરાર. ૧૮૬ ધર્યો સીમંતનીએ વૈરાગ્ય, લખ્યું જન્મોતરીમાં સૌ ભાગ્ય. ૧૮૬ અષ્ટ સુત લખ્યા કર્મે થાશે, વળગી રહી છે તેને વીશ્વાશે. ૧૮૮ કેમ શાસ્ત્રને ખોટું કહેવાય, ધારયું ઇશ્વર કેરૂ થાય. ૧૮૯ ધન્ય સીમંતની ગુણવાન, નહિ ભગ્ત કો તેહ સમાન. ૧૯૦ તજી વીશય વીલાસની આશ, ભગ્તી ભાવે ભજે અવીનાશ. ૧૯૧ ધન્ય બાળા એ ધીરજવાંન, જેની ભગ્તીને વશ ભ

ગવાન. ૧૯૩ સર્વે શાન્ત થઇ રહ્યા ત્યાંય, હવે નૈશદપુર શું થાય. ૧૯૪ સુણી સુત મરણુ વારતાય, માત તાતને શોક ન માય. ૧૯૫ સુણી નૈષદ પુરના લોક, દુઃખ ધરતાં મળી થોકા થોક. ૧૯૬ રાય રાણીને પુત્ર વીજોગ, પરણાવી નવ પામ્યા સંજોગ. ૧૯૭ રહ્યા અંતરમાં એ બળાપ, કરતાં આ- ક્રંદ શોક વીલાપ. ૧૯૮ ક્રીયા કર્મ કરયું સુત કેરૂ, વાધ્યું અંતરે કષ્ટ ઘ- ણેરૂ. ૧૯૯ સુત મરણુ પામ્યો જાણી આજ, લીધું પીત્રઇએ લુંટી રાજ. ૨૦૦ રાણી રાય નાંખ્યા કાળાગ્રહ, આપ્યું અંન્ન ભક્ષણુ કરે તેહ. ૨૦૧ ગયો સુ ત રાજ દ્રવ્ય ભંડાર, બંધીખાને પડયા નર નાર. ૨૦૨ જુવો રાજ તણુ થયું છાજ, કરયું પીત્રઇએ વીપ્રીત કાજ. ૨૦૩ ગતી કર્મ તણી છે અ પાર, જન કોય ન પાંમે પાર. ૨૦૪ ઘડી એકનો નહીં નીરધાર, કાલે કેવું તે થાશે સવાર. ૨૦૫ લખ્યા છઠીના લેલાટે લેખ, મીથ્યા કયમ થાય મીન કે મેખ. ૨૦૬ સાસુ સસરોને માત પીતાય, સતી સીમંતની જે કંન્યાય. ૨૦૭ જળમાં બુડયો ચીત્રાંગદ રાય, તજી બેઠા છે સરવે આશાય. ૨૦૮ સુ ણો શ્રોતા વીવેકી જંન, મોટો મહીમા છે પંચ વદંન. ૨૦૯ કરે અમ્રત જે પ્રાસંન, થાય અમર તેનું તંન. ૨૧૦ સેવે પ્રગટ જે હુતાસે, તેને સીત કયમ ન આવે પાસે. ૨૨૧ જન જેને ચીંતામણી લીધે, તેને કેમ દરીદ્ર ત્રાધે. ૨૧૨ જેને દ્વારે છે કામ દુવાય, તેને શી વાતની નુંન્યતાય. ૨૧૩ ક લ્પ વૃક્ષમાં જેનો વાસ, નવ રાખે તે કોઇની આશ. ૨૧૪ રેહેજે માંન સ- રોવર માંહ્ય, તેને તરશા શાની હોય. ૨૧૫ ભાગીરથીમાં કરતાં સ્નાન, જન કેમ રહે અવધાન. ૨૧૬ સેવે સંતના ચરણુ હુલ્લાસ, તેને નહી ભવ બંધન પાસ. ૨૧૭ જાચે મોટા પુરૂષની પાસ, ક ા તે કયમ હોય નીરાસ. ૨૧૮ જેને માંથે ગુરૂ સમર્થ, તેની કયમ હોય વીદ્યા વ્યર્થ. ૨૧૯ સેવે હરી હર કેરાં ચર્ણુ, તેને કયમ હોય જન્મ ને મર્ણ. ૨૨૦ સેવે સીમંતની ત્રી- પુરાર, સદાશીવ કરે તેની સાર. ૨૨૧ કહી નાવ ડુબ્યાની કથાય, હવે ચીત્રાંગદનું શું થાય. ૨૨૨ ડુબ્યું નાવ સરીતાની માંહ્ય, પામ્યા મર્ણ સર- વે જન ત્યાંહ. ૨૨૩ અર્ધ શબ ઉપકંઠે નીકળીયાં, અર્ધ મચ્છ મઘરે ગળી- યાં. ૨૨૪ નળ રાયના સુતનો બાળ, તેતો તરત ગયો છે પાતાળ. ૨૨૫ તવ તીક્ષક નાગની નાર, કરવા મંજન આવી છે તે વાર. ૨૨૬ નાહાતી નાગ- ણી પર્મ સોભાળ, તેણે પાતાળે દીઠો બાળ. ૨૨૭ રૂપ સુંદીર બાળ વીશા ળ, મુ્ડતામાં ગ્રહ્યો તતકાળ. ૨૨૮ રૂપે રાજકુંવર ઘણું શોભે, જોઈ ના- ગણીનું મંન લોભે. ૨૨૯ માંહો માંહ્ય કરે સઉ વાત, ધન્ય ધન્ય એની માત

તાત. ૨૩૦ ભીનાં વસ્ત્ર ટાઢે ધ્રુજે તંન, બાળ બોલી ન શકે વચંન. ૨૩૧ આવી નાગણી નીજ ભોવંન, સોંપ્યો તીક્ષક નાગને તંન. ૨૩૨ જોઇ માનવ સુંદીર બાળ, કોપી વદીયો છે તીક્ષક વ્યાળ. ૨૩૩ કોણ લાવ્યું મ્રત્યુ લોક જંન, સુણી નાગણી વદતી વચંન. ૨૩૪ સ્વામી ઝીલતાં જમુનાં માંય, બાળ આવ્યો તણાતો ત્યાંહ્ય. ૨૩૫ દયા ઉપના અમને વાશેષ, જોઇ બાળ સકોમળ વેશ. ૨૪૬ શરણે આવ્યાની કરવી સાહ્ય, માટે તમને સોંપ્યો લાવી રાય. ૨૩૭ સુણી તીક્ષકે બોલાવ્યો બાળ, પાસે આવી નમ્યો તતકાળ. ૨૩૮ કરજોડી પડયો બાળ ચર્ણ, ગ્રહ્યા તાક્ષક નાગના ચર્ણ. ૨૩૯ સ્વાંમી હું છું તમારે શર્ણ, આજ ઉગારયું મારૂં મર્ણ. ૨૪૦ દયા કરી દિધું જીવત દાન, માહારે મંન તમો શિવ ભગવાંન. ૨૪૧ શીવ નામ વદ્યો જવ બાળ, સુણી પુછે છે તીક્ષક વ્યાળ. ૨૪૨ કોણ માત તાત કોણ જાત, કેમ આ ગતી થઈ કહો વાત. ૨૪૩ કોણ નગર તમારૂં ગ્રામ, કોણ દેવ પુજો શું નામ. ૨૪૪ તવ વદાયો છે બાળ વચંન, પીતા મહ મમ નળ રાજંન. ૨૪૫ જશ જગ્ત વીશે વીખ્યાત, ઈંદ્રસેન નામે મુજ તાત. ૨૪૬ મારૂં ચીત્રાંગદ છે નામ, વસીયે નઇષદપુર ગામ. ૨૪૭ આર્યાવર્ત છે દેશ વીશાળ, ત્યા મળ્યું છે મારૂં વેવઇશાળ. ૨૪૮ મમ સ્વસુર ચીત્રવર્મા રાય, હું પરણ્યો છું તેની કન્યાય. ૨૪૯ માહારા ઇષ્ટદેવ માહાદેવ, કરૂં ત્રીકાળ તેની શેવ. ૨૫૦ પરણીને ગયો નથી ઘેર, રહ્યો પરોણો સસરાને શેહેર. ૨૫૧ જળ ક્રીડા આવ્યો સરી માંહ્ય, નાવ ડુબ્યું માહાદ્રહ જ્યાંહ્ય. ૨૫૨ માહા જળમાં બુડયો સર્વ સાથ, આવ્યો આપણે શરણે હું નાથ. ૨૩૩ સુણી ચીત્રાંગદનાં વચંન, હર્ષ પામ્યો તીક્ષક રાજંન. ૨૩૪ નાગ નૃપ વધ્યા તેણી વાર, સુણ્ય નળરાય સુતના કુમાર. ૨૩૫ ભોગવો માહારૂં રાજ્યાસંન, સુખ સંપતી સાથે સદંન; શોભા તીક્ષકપુરની અપાર, ૩૫ સુંદર નાગણી નાર. ૨૩૬ નાના વિધના ભોગવો ભોગ, સ્વપ્ને નાહ શોકને રોગ. ૨૩૭ સપ્ત ભોમીના ઉંચા અવાસ, કળસ કનકના ઝળકે આકાશ. ૨૩૮ સ્થંભ સ્ફાટીકમણીના ઝળકે, કનક તોરણું માણેક લળકે. ૨૩૯ હીરા રત્ન જવેર જડાવ, શોભે સીડીયો મહેલ ચડાવ. ૨૪૦ પચરંગી નિશાનો ધજાય; ફરૂકે છે મેહેલને છજાય. ૨૪૧ નાગ મસ્તક પર મણી ચળકે, સુર્ય સહસ્ત્રની આભા ઝળકે. ૨૪૨ અમર કમળ પચરંગી લેહકે, ચર્ચે ચંદન બાવનાં મેહેકે. ૨૪૩ અંગે લેપન સુગંધી સુવાસ, સત્વર શેવામાં નાગણીયો પાસ. ૨૪૪ પુર તીક્ષકની રચનાય, નિર્ખતાં અતી આનંદ થાય. ૨૪૫ એવુ વદીયા તીક્ષક રાય જ્યારે, સુણી ચીત્રાંગદ

કહે ત્યારે. ૨૪૬ સ્વાંમી વિનતી કરૂં નાગ રાય, મુજ વિણ મરે માત પિતાય. ૨૪૭ તે છે સહુ અમારા વહેરી, લેશે સર્વસ વસ્તુ હેરી. ૨૪૮ પીતરાઇ બહુ સંકટ દેશે, રાજ પાટ હરી દ્રવ્ય લેશે. ૨૪૯ મમ મર્ણ જાણી જળ માંહ્ય, શત્રુ સંકટ દેશે ત્યાંહ્ય. ૨૫૦ વૃદ્ધ છે મમ માત પિતાય, મુજ વિણુ કરે કોણ શવાય. ૨૫૧ મમ માત પિતાને કાજ, માહારો જીવ બળે મહારાજ. ૨૫૨ વળી સાધવી છે મમ નાર, શેવે ત્રીકાળ શીવ ત્રીપુરાર. ૨૫૩ કરે વૃત પ્રદોસ શોમવાર, સતીને શિવનો આધાર. ૨૫૪ પરણીને નથી શેવ્યો સ્વાંમી, મમ મર્ણથી વૈધવ્ય પાંમી. ૨૫૫ નથી ભોગવ્યું સ્વામીનું સુખ, મુને પરણી પાંમી સતી દુઃખ. ૨૫૬ રાજ પુત્રીનો ભવ એળે જાશે, માહારાં માત પીતા દુઃખી થાશે. ૨૫૭ રાજ પાટ થશે ધુળ ધાણી, રાખે લાજ તો રહે સુલ પાણી. ૨૫૮ માહારા દુઃખના બેલી ત્રીપુરાર, જેની કંઠે છે સર્પના હાર ૨૫૯ યાદ કીધાં પીતા માત નાર, ચિત્રાંગદને ચાલી આંસુ ધાર. ૨૬૦ મુખ દયામણુ નિચું જોઇ, દિધું રાજ કુંવરે રોઇ. ૨૬૧ શીવ ભગ્ત એ બાળને જાણી, ઉભા તિક્ષક જોડી પાણી. ૨૬૨ વાકયો શ્રવણી થયો છે પ્રસંન, ઉપની દયા નાગને મંન. ૨૬૩ દીધી બાળને ધારણ ધીર, કશી ચિંતા કરી શમાં વીર. ૨૬૪ સુગંધી મણી જેનું નામ, નાગે આપ્યો કુંવરને તે ઠામ. ૨૬૫ તે મણીનો સુગંધી સુવાસ, પ્રોમળ અરધ જોજંન પ્રકાશ. ૨૬૬ ગજ મુગ્તાની માળા સાર, ગળે નાંખી કુંવરને તે વાર. ૨૬૭ આપ્યાં દીવ્ય વસ્ત્ર અલંકાર, જેના મુલતણો નહી પાર. ૨૬૮ હીરા રત્નને માંણેક સાર, માહા અમુલ્ય નંગ અપાર. ૨૬૯ નાગ લોકના સૌ અલંકાર, દ્રવ્ય સુવર્ણનો નહી પાર. ૨૭૦ દસ સહસ્ર નાગનું બળ, વર આપ્યો કુંવરને તે પળ. ૨૭૧ રણ સંગ્રામે શત્રુ પળાય, માહા યુધમાં જય તારો થાય. ૨૭૨ મારૂં ધ્યાંન ધરીશ જેવારે, આવી સાહ્ય કરીશ હું ત્યારે. ૨૭૩ આપ્યું દ્રવ્ય વર્દાન અનેક, સાથે મોકલ્યો રાક્ષસ એક. ૨૭૪ તેના માથે મુકયો સઉ ભાર, એક નાગ તેડાવ્યો સાર. ૨૭૫ કરી તીક્ષકે આજ્ઞા ત્યાંહ્ય, મુકી આવો નૈસદ પુર માંહ્ય. ૨૭૬ હણી શત્રુ અપાવજ્યો રાજ, એટલું જઇ કરજ્યો કાજ. ૨૭૭ સોંપજ્યો એનાં માત પીતાય, વાટે કષ્ટ કુંવરને ન થાય. ૨૭૮ ચીત્રાંગદને પોચાડી ઘેર, પાછા આવજ્યો રૂડી પેર. ૨૭૯ જોડી કુંવરે નાગને પાણ, વધો મીઠી મધુરી વાંણ. ૨૮૦ દયા નાથ તીક્ષક ભગવાન, મુને દીધું તમો જીવતદાન. ૨૮૧ નવો જન્મ પાંમ્યો હું આજ, તમ કૃપા કરી મહારાજ. ૨૮૩ સદા કરજ્યો સેવકની સાહ્ય, એમ કહીને લાગ્યો લળી પાય. ૨૮૪ માગી તીક્ષકની અજ્ઞાય, કુંવર નાગને રાક્ષસ જાય. ૨૮૫ ઉતર્યો સરીતા

જળ પાર, પાતાળેથી આવ્યા ત્રણે બહાર. ૨૮૬ નાગ રાક્ષસે પલટયું રૂપ, બન્યા ભોમી મંડળના ભુપ. ૨૮૭ આગળ પાછળ ચાલ્યા જાય, સરીતા ઉપર કંઠ પળાય. ૨૮૮ સુત સૌનીકને કેહે વીવેક, તાંહાં કૌતીક પ્રગટયું એક. ૨૮૯ હતો પ્રદોસ ને સોમવાર, સ્નાન કરવા આવે નરનાર. ૨૯૦ આવી સીમંતની સખી સંગ, સરીતાએ ઉદાસી અંગ. ૨૯૧ તેના તનપર નહીં સણગાર, નહી સૌભાગ્ય લક્ષણ સાર. ૨૯૨ દેહે દુર્બળ કાષ્ટશું તંન, કરમાયું કમળ વદંન. ૨૯૩ ઝાંખો રાહુએ ઘેર્યો ભાણુ, તેવું મુખ દીસે નીરવાણ. ૨૯૪ ઉર અધર ગયાં કરમાઇ, તન તેજ વીના છે ફીકાઇ. ૨૯૫ કરમાં નવ મળે કંકણ ચુડી, વીના કાજળે આંખ્ય છે ઉંડી. ૨૯૬ નહી લેલાટે કુમકુમ લેશ, ઉદાસીને અમંગળ વેશ. ૨૯૭ એવું નીરખી નારીનું સ્વરૂપ, નેણ ભરાયાં નૈષદ ભુપ. ૨૯૮ સતિ સીમંતનીએ તે વાર, જાતાં જોયા તે રાજ કુંમાર. ૨૯૯ નાગ લોકનાં અંબર પેહેરી, પીળુ પીતાંબર જામો સુનેરી. ૩૦૦ માંથે મરડીને બાંધી છે મોળ, દીસે અધરે ચાવ્યા તંબોળ. ૩૦૧ ગળે ગજ મુગતાના હાર, હીરા રત્ન જડીત અપાર. ૩૦૨ શીર મંડીલમાં મણી ઝળકે, કાને મોતીનાં કુંડળ લળકે. ૩૦૩ માંથે ખીટળીયાળા કેસ; શોભે કામ કુંવર બાળે વેશ. ૩૦૪ મેંકે અંગે સુગંધી સુવાસ, અર્ધ જોજનમાં ચોપાસ. ૩૦૫ નીજ નાથ સરીખું સ્વરૂપ, નારી નીરખી પડી મોહ કુપ. ૩૦૬ સતીને વાગ્યાં મોહનાં બાણ, જાણે તન મન વ રૂ પ્રાણ. ૩૦૭ સાંમા સાંમી નજર મળી જયારે, ત્યારે નેત્ર થયાં તદાકારે. ૩૦૮ રૂદે ભરાયું છે નરનાર, આંખે ચાલે આંસુડાંની ધાર. ૩૦૯ ડુમો બાઝયો તે નવ બોલાય, થઈ નારીને તવ મુરછાય. ૩૧૦ સુધ્ય સાન રહીત થઈ નાર, પડી ધરણિ ઢળી તેણી વાર. ૩૧૧ ખમા ખમા કહી સખી ત્યાંહ્ય, કરી બેઠી ગ્રહી કરમાંહ્ય. ૩૧૨ સખી દોડી સરીતાનિ તીર, મુખ પખાળીયું લાવી નીર. ૩૧૩ વાયુ વ્યંજન કરતી નાર, તવ સાતા વળી તેણી વાર. ૩૧૪ બાઇને ઓચીંતું તમર આવ્યું, ચડયાં ચકર તંન ભમાવ્યું. ૩૧૫ સખીએ કરી જવ સાવધાન, તવ પાસે આવ્યો રાજંન. ૩૧૬ થઇ અજાણ્યો સીમંતની સાથ, આવી પુછવા લાગ્યો વાત. ૩૧૭ ઓચીંતાં કેમ આખડી પડીયાં, કોણ વ્યાધીથી તંમર ચડિયાં. ૩૧૮ કોણ રાજ તણી છો કુમારી, કેમ દુર્બળ દેહ તમારી. ૩૧૯ કોણ માત અને કોણ તાત, કોણ શ્વસુર છે કહો વાત. ૩૨૦ કોણ સ્વામીતણું છે નામ, તમ સાસરૂં છે કોણ ગામ. ૩૨૧ કેમ આવ્યાં સરીતા તીર, કોણ કષ્ટે વહે નેણ નીર. ૩૨૨ સુણી સીમંતનીએ તે વાર, સખીને કહે કહો વીસ્તાર. ૩૨૩ સખી કહે

સુણી હે મહારાજ, એના દુઃખનિ કહુ સઉ હાજં. ૩૨૪ આર્યવર્તતે દેશના રાજ, તાત ચીત્ર વર્મા માહારાજ. ૩૨૫ છે સ્વસુર ઇંદ્રસેન નામ, સાસરૂં છે નૈષધપુર ગામ. ૩૨૬ લગ્ન કીધે થયાં વર્ષ ત્રણ, દુખી સરીતા પામ્યા નાથ મર્ણ, ૩૨૭ બાઇનું સીમંતની નામ સાર, હતા ચીત્રાંગદ ભરથાર. ૩૨૮ પરણી નથી લાહાવો લીધો, થોડા દીનમાં વીયોગ દીધો. ૩૨૯ તેડાવ્યા સાસરે પરોણાય, ગયા એક દીન જળ ક્રીડાય. ૩૨૦ ભાગ્યું નાવ બુડયો સૌ સાથ, તેમાં મર્ણ પાંમ્યા એના નાથ. ૩૨૧ સોધ્યું શબ પણ હાથ ન આવ્યું, માહા જળમાં ગયું કયાં તણાયું. ૩૨૨ વેઠે વૈધવ્ય દુઃખ અપાર, સેવે પ્રદોસે શીવ ત્રીપુરાર. ૩૨૩ આજે વ્રત સોમવારનો દીન, આવ્યાં સરીતામાં કરવા સ્નાંન. ૩૨૪ પછે દાસી ગ્રહી રહી મુન્ય, મન ઉપરીતાની પ્રીત અનંન્ય, ૩૨૫ વદે સીમંતની જોઇ સામું, તમને કહેતાં હું લજ્યા પામું. ૩૨૬ ખરી વાતમાં શાનો ખાર, હતા તમ સરખા ભરથાર. ૩૨૭ તમ સરખું સ્વરૂપને તેજ, મારા મનમા હું જાણું એજ. ૩૨૮ તમને જોતાં જોઇ હેત આવ્યું, મારૂં મન ઘણું ગભરાયું. ૩૨૯ જીભે વદતાં બેસે મુને પાપ, મમ સ્વામી સમા દીસો આપ. ૩૩૦ એવું બોલી સીમંતી જે વાર, ચાલી નેત્રમાં આંસુની ધાર. ૩૩૧ બાઝયો ડુમો ઉર નવ બોલાય, તવ વદીયો ચીત્રાંગદ રાય. ૩૩૨ સુણો સાધવી સુંદરી રૂપ, તમને મળશે નૈષદપુર ભુપ. ૩૩૩ શીવ વ્રત કરો સોમવાર, તે પુન્યે મળશે તમ ભરથાર. ૩૩૩ તમ સ્વામી છે જીવતો સત્ય, શીવ કૃપાએ નવ પાંમે મૃત્ય. ૩૩૪ સતી આજ થકી ત્રીજે દીન, તમને મળશે તમારો સ્વાંમીન. ૩૩૫ અમો ભમીએ છે ત્રૈણ ભોવંન, આવ્યો છે તે જોવામાં રાજંન. ૩૩૬ હાલ પાતાળથી અમો આવ્યા, તમ સ્વાંમીનો સંદેસો લાવ્યા. ૩૩૭ સત્ય માનો વચંન મારૂં એહ, સતી નવ કરો તેમાં સંદેહ. ૩૩૮ રાખો રૂદીયામાં ધારણ ધીર, એમ કહીને ચાલ્યા ત્રણ વીર. ૩૩૯ રાયનાં સુણી અમ્રત વેણ, આવ્યાં હર્ષ આસુ સતી નેણ. ૩૪૦ પ્રફુલીત થયું અંતસ્કર્ણ, ખીલે પંકજ જયમ ચંદ્ર કીર્ણ. ૩૪૧ વીના વારિએ તરફડે મીન, તેવે ઓચીંતો વરસે ઘંન. ૩૪૨ અંતકાળ સમો આવે જેમ, મળે અમ્રત અમર થાય તેમ. ૩૪૩ અતી દરીદ્ર અનાથ વાધે, તેવે ચીંતામણી કર લાધે. ૩૪૪ માહા રોગમાં નીંદ્રા ન આવે, એવે કૃપાળુ વૈદ ત્યાં આવે. ૩૪૫ મધ્ય સાગર જળે બુડતાંઆજ, જેમ ઓચીંતુ આવે ઝાજ. ૩૪૬ એમ માહા દુખમાં તેણીવાર, મળ્યો સતીને રાજકુમાર. ૩૪૭ આતે સમણું કે સાચી વાત, હશે એ કોણ માનવ જાત. ૩૪૮ મુને અંગે ખુરસ સંચર્યો સાર

કોણ પુરૂષ હશે માહા ભાગ. ૩૪૯ હશે બ્રહ્મા વીષ્ણુ કે ઈંદ્ર, શેષ સુર્ય વ-રૂણ કે ચંદ્ર. ૩૫૦ આવ્યા હોય અમર ધરી રૂપ, જોવા ચર્ચા લઇ માનવ સ્વરૂપ. ૩૫૧ રખે હોય બેની એ માહાદેવ, આવ્યા દરસન દેવા જાણી શેવ. ૩૫૨ બ્રહ્મા વીષ્ણુ કે શીવ ત્રીપુરાર, ત્રણે દેવે ધરયા અવતાર. ૩૫૩ શકે લઇ આવ્યા માનવ દેહ, મુને દર્શન દેવા એહ. ૩૫૪ એમ સંકલ્પ વીકલ્પ કરતી, સખી સાથે સતી ઓચરતી. ૩૫૫ રાજપુત્રીને રાજકુમારે, ક્રીધી વાતો જે સરીતા ક્રીનારે. ૩૫૬ જળ ભરતાં જોયું નગ્રનિ નારે, લાગી પુછવા સકળ તે વારે. ૩૫૭ બાઇ કોણ હતો એ ભુપ, રાજકુંવર સરખું રૂપ. ૩૫૮ ચાલી નગરમાં રૂડી વાત, જાણ્યું સીમંતનીની માત. ૩૫૯ પછે સીમંતનીએ કરયું સ્નાન, દ્વીજ શેવા કરી દીધું દાન ૩૬૦ ગયા શીવાલયની મોઝાર, ભાવ સહીત પુજયા ત્રીપુરાર. ૩૬૧ જળ ચંદન પુષ્પ ચડાવી, સખી સાથે સતી ઘેર આવી. ૩૬૨ ખીલ્યું સૌભાગ્ય લક્ષણ સાર, મુખ કમળનું તેજ અપાર. ૩૬૩ કરે સખી શું હાસ્ય વીનોદ, અતી આનંદને મન મોદ. ૩૬૪ શ્રવણે શીવપુરાણ કથાય, જાણે ત્રીજે દીવસ કયારે થાય. ૩૬૫ કરાવે બ્રહ્મ ભોજન સાર, આપે દક્ષણા દાંન અપાર. ૩૬૬ પુજે દ્વીજ દંપત નરનાર, આપે વસ્ત્ર અને અલંકાર. ૩૬૭ એમ આનંદમાં દીન જાય, સુણો ચીત્રાંગદની કથાય. ૩૬૮ સરીતા તટથી તેણી વાર, ગયા નૈશદપુર મોઝાર. ૩૬૯ નગ્ર પાસે વાટીકા વંન, તેમાં બેઠો પોતે રાજંન. ૩૭૦ ગયો નાગ નગરમાં તે વાર, જયાં છે રાજા તણો રાજકુમાર. ૩૭૧ ધરી ઉભો છે માનવ રૂપ, જોઇ પુછે નગરનો ભુપ. ૩૭૨ કોણ તાત જાત કોણ ગામ, કેમ આવ્યા કહો શું છે કામ. ૩૭૩ તવ નાગ વધો તેણીવાર, રાય ચેતી લેજે નીરધાર. ૩૭૪ નાગ લોકના રેહેવાસી અમો, સીક્ષા દેવા આવ્યો છું તમો. ૩૭૫ તીક્ષક પૂરના તીક્ષક રાજંન, તેના શેવક અમો રાજંન. ૩૭૬ નળરાયના સુતનો સુત, આવ્યોતો પાતાળે અદભુત. ૩૭૭ તેણે વાત કરી ત્યાં તાહારી, રાજ લુંટી થયો અધીકારી. ૩૭૮ એનાં માત પીતા બંધી માંહ્ય, સુણી તિક્ષક કોપ્યા ત્યાંહ્ય. ૩૭૯ અમને મોકલીચા તમ પાસ, કહ્યું છે જઇ કરજયો નાશ; સાથે રાક્ષસ બળીયા અપાર, આવી ઉતરયા છે નગ્ર બહાર. ૩૮૦ તારા ઉપર કોપ્યો છે બાળ, નીશ્ચે રાય આવ્યો તુજ કાળ. ૩૮૧ ચીત્રાંગદ વર પામ્યો સફળ, દસ સહસ્ત્ર નાગનું બળ. ૩૮૨ માટે તમને કરી મેં જાણ, કરો ઉપાય ઉગરે પ્રાણ. ૩૮૩ એના સંતોષ્ય માત પીતાય, કર્યે સ્તવન લાગીને પાય. ૩૮૪ કરવા વીનતી સામો આવ્ય, કરગરી તારો જીવ બચાવ્ય. ૩૮૫ સુણી નાગનાં એવાં વચંન, રાગ થર થર ધ્રુજે તંન.

૩૮૬ બેહેબાકળો કંઇ નવ સુજે, છોડી બંધ નાખ્યા પાય પુજે. ૩૮૭
એટલું કહીને તેણી વાર, નાગ આવ્યો વાડી મોજાર. ૩૮૮ ઈંદ્રસેનને
તેમની રાણી, કાળાગ્રહથી કાડી જોડયા પાણી. ૩૮૯ હું અપરાધી દાસ
તમારો, તમો સુતથકી મુજને ઉગારો. ૩૯૦ પુત્ર નામ સુણી પ્રજા હરખી,
ચંદ્ર ક્રીર્ણે કુમોદની સરખી. ૩૯૧ સાળી સુકાતાં વરસે ઘંન, તેવી
રીતે થયા પરસંન. ૩૯૨ સભા પ્રજા પ્રધાન શું રાય, ચંદ્ર અંગદ સામો
જાય. ૩૯૩ વાગે વાજીંત્રો નાના પ્રકાર, લીધો શેત્રા તણો ઉપચાર. ૩૯૪
સંગે માનુંની મંગળ ગાય, માત તાતને હર્ખ ન માય. ૩૯૫ સર્વે આવ્યાં
તે વાડી મોજાર, ચિત્રાંગદ ઉઠયા તેણીવાર. ૩૯૬ પડયો માત પીતાને પાય,
ચિત્રાંગદને પગે પડયો રાય. ૩૯૭ ઉઠાડીને આલીંઘન દીધું, ચિત્રાંગદ તણું
કાજ સીધું. ૩૯૮ પોતે અશ્વે થયો અશ્વાર, બેઠી વાહન નગ્રની નાર.
૩૯૯ મોટા મુનીવર જે મહાનંત, ગજ અંબાડી બેઠા અનંત. ૪૦૦ રાય
સન્યા સહીત અન્ય અધીકારી, સોનેરી રથે કીધી સવારી. ૪૦૧ કરે પુષ્પની
વૃષ્ટી અપાર, આવ્યા આનંદે પુર મોજાર. ૪૦૨ બોલે જાચક બહુ જસ છંદ,
અતી ઉપન્યો હર્ષ આનંદ. ૪૦૩ વાજે વાજીંત્ર ઢોલ નીશાન, નાચે ના-
ચકા ગાંધર્વ ગાંન. ૪૦૪ સરવે આવ્યા છે રાજ દ્વાર, સભાપુરી બેઠા
તેણી વાર. ૪૦૫ વેદ શાસ્ત્ર મુનીએ વીવેક, કુંવરને કર્યો રાજયાભીષેક.
૪૦૬ આપી દક્ષણાને ઘણાં દાંન, થયા જાચક ભુપ સમાન. ૪૦૭ સણગારયું
છે પુર અપાર, ધજા પતાકા તોરણ દ્વાર. ૪૦૮ સર્વે નગ્રને ભોજન
આપ્યાં, દ્વીજ દરીદ્રી તણાં દુઃખ કાપ્યાં. ૪૦૯ જન્મ અંધને આવે લોચંન,
એમ હર્ખ્યા પીતા માત મંન. ૪૧૦ આર્યાવ્રત દેશ મોજાર,
કાહાવી વધામણી તેણીવાર. ૪૧૧ સુણી સુભ વધામણી જે જંન,
કરાવ્યાં તેને મીષ્ટ ભોજન. ૪૧૩ નૈષદપુરથી તેડીયાં સત્ર, રાય સામો ગયો
તજી ગર્વ. ૪૧૪ ચીત્ર વર્મા ચીત્રાંગદ રાય, ભેટી જામાત્ર પડીયા પાય. ૪૧૫
પ્રજા પ્રધાન સભાસુ રાય, આવ્યા નગ્રમાં વાજીંત્ર વાય. ૪૧૬ ચીત્ર વર્મા
રાયે તેણી વાર, ફેડયા દ્રવ્ય તણા ભંડાર. ૪૧૭ વહેંચી સાકારો આપ્યાં
દાન, થયા જાચક ભુપ સમાન. ૪૧૮ પુર શોભા તણો નહીં પાર, વરત્યો વીશ્વમાં
જય જય કર. ૪૧૯ અંતપુરમાં એકાંતે જાય, ભેટી સીમંતની સ્વામી
રાય. ૪૨૦ ચીત્રાંગદે આલીંઘન કીધું, અતી આનંદમાં માન દીધું. ૪૨૧
નારી સ્વામીને લાગી પાય, નેત્ર ચોધારે આંસુ જાય. ૪૨૨ નાગ લોકતણા
અલંકાર, આપ્યા શ્રીમંતનીને તેણીવાર ૪૨૩ સુગંધી મણીના જે હાર,
નારી કંઠે નાંખ્યા ભરથાર. ૪૨૪ સાસુ સસરાને પાયે લાગી, દીધી આશીષ સદા સૌ

ભાગી. ૪૨૫ ભેટી સીમંતનીને સાસુ, વહે નેણમાં હર્ષનાં આંસુ. ૪૨૬ સાસુ સીમંતનીને કહે છે, તાહારા પુન્યનું આ સર્વે છે. ૪૨૭ જોવા સીમંતનીને તે વાર, દોડી આવે નગ્રની નાર. ૪૨૮ લઇ ઓવારણાં આશીસ દેછે, અખંડ સૌભાગ્યવંતી કહે છે. ૪૨૯ વરત્યો સોહલો મંગળ સાથ, ધજા પતાકા તોરણ દ્વાર. ૪૩૦ વાજે વાજીંત્ર ગાંધ્રવ ગાય, જાણે ફરિ થયો વીવાય. ૪૩૧ ચીત્રવર્માએ આપ્યું માન, સર્વે સોભાગી સુંદીર જાન. ૪૩૨ આપ્યાં સર્વેને વસ્ત્રાલંકાર, વહેચ્યું દ્રવ્ય તણો નહીંપાર. ૪૩૩ આપ્યા ગજ અશ્વ અનેક, નર વાહન દાસી વિસેક. ૪૩૪ આપ્યું સૈન્ય પાળા અસ્વાર, ડંકા નીસાન ને ચોબદાર. ૪૩૫ આપ્યાં નાના વીધનાં સાજે, હસ્તી ઉપર નોબત વાજે. ૪૩૬ સૌ સીમંતનીનું ભાગ્ય વખાણે, સાહ્ય શિવે કરી આ ટાંણે. ૪૩૭ ચીત્રવર્માએ વળાવ્યો સાથ, કરી સ્તુતી જોડીને હાથ. ૪૩૮ સીમંતની સહીત તેણીવાર, આવ્યા નઇષધપુર મોજાર. ૪૩૯ ધન્ય ધન્ય શીમંતની નાર, જેને વશ કરયા વીશ્વાધાર. ૪૪૦ ધન્ય સોમ પ્રદોશનું વર્ત, ચીત્રાંગદ જીવાડ્યો પ્રત. ૪૪૧ ધન્ય ધન્ય સદાસીવ સ્વામી, અવીગત પ્રભુ અંતરજામી. ૪૪૨ શીવ ભગ્તીનો મહીમા અપાર, વેદ વર્ણવે વારંવાર. ૪૪૩ સોમ પ્રદોસનો મહીમાય, શીખે સાંભળે કે ગુણ ગાય. ૪૪૪ વાધે સૌભાગ્ય લક્ષણ સાર, ટળે વિયોગ મળે ભરથાર. ૪૪૫ બ્રહ્મ તેજ પાંમે દ્વીજ કાય, વિદ્યાવંત પામે વિધાય. ૪૪૬ પામે નિરધન સંપત્તિ સુખ, પુત્ર પ્રસવે વંઝા કુખ. ૪૪૭ મુજ શત્રુ કેરો પરાજય થાય, મહા રોગથી રોગી મુકાય. ૪૪૮ ધન્ય ધન્ય ઉમાપતી ઇશ, જુગજીવન જુગદીશ. ૪૪૯ શ્રીમંતનિને આપ્યો ભરથાર, અષ્ટ પુત્રો પ્રસવ્યા સાર. ૪૫૦ રાજ વૈભવ કેરો ભોગ, ભોગવ્યા સકળ સુખ સંજોગ. ૪૫૧ વર્ષ દસ સહસ્ત્ર પર્યંત, ભોગવ્યું રાજ્ય સુખ અનંત. ૪૫૨ જન્મ પત્રીકાએ લખ્યું જેહ, શ્રીમંતનીએ ભોગવ્યું તેહ. ૪૫૩ શિવ સેવ્યા થકી સુખ પામી, ટળ્યું વૈધવ્ય ને મળ્યો સ્વામી. ૪૫૪ સીમંતનીનાં માત પીતાય, સાસુ સ્વસુર ઇંદ્રસેન રાય. ૪૫૫ ચીત્રાંગદ પોતાનો સ્વાંમી, સરવે સાથસુ શિવપદ પામી. ૪૫૬ પામ્યા અક્ષય શિવ સદન, કરી કૃપા પંચવદન. ૪૫૭ ધન્ય ધન્ય મનુષ અવતાર, જેણે ભાવે ભજ્યા ત્રીપુરાર. ૪૫૮ હરીહરતણી ભક્તી કરશે, તેતો ભવસાગરમાં તરશે. ૪૫૯ નિમિશ્વારણ ક્ષેત્ર મોજાર, હરીહરનાં ચરિત્ર અપાર. ૪૬૦ પ્રેમે વદ્યા છે સુત પુરાણી, સુણે સૌનીકાદી સ્નેહ આણી. ૪૬૧ સત્યવતિ સુત વ્યાસ વચંન, શ્રવણપાન કરે તેને ધન્ય. ૪૬૨ વેદ પુરાંણે વ્યાસ

વચંન, કથા અમ્રત મહા પાવન. ૪૬૩ ગુણ વર્ણવ્યા ગણપત વ્યાસ, હરી ગુરૂ સંત દ્વીજનો દાસ. ૪૬૪ શિવ સ્વામી નળેશ્વર રાય, સદાશીવની સાચી સહાય. ૪૬૫ હું છું મુઢમતી અજ્ઞાન, કરતા હરતા ભોળો ભગવાંન. ૪૬૬ વલણ. ભોળો ભવ સંકટ હરણ, ઉમાનાથ અવીનાશરે; કહે ગણપત કર જોડીને, છોડે ભવના પાસરેરેરે. ઇતીશ્રી ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે, સીમંતની આખ્યાન વર્ણન નામે સપ્તદશો અધ્યાય સમાપ્ત. ૧૭ શ્રી રામકૃષ્ણ દેવકીજે; હર હર માહાદેવ શીવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

# અધ્યાય ૧૮ મો.

શ્રી ગણેશાએ નમઃ " રાગ વેરાડી. દેશી ફેર. " સુતજી ઓચર્યારે, સુણજ્યો સૌનીકાદી રૂષી જંન; ધન્ય સીમંતનીરે, જેણે ભજીઆ પંચ વદન. ૧ શિવ ભક્તી સમુરે, અંન્ય નથી એકે સાધન; પ્રેમે આચરેરે, તે ભવ સાગર તરશે જંન. ૨ મનુષ્યા દેહ ધરીરે, જેણે સમર્યા શ્રી મહાદેવ; શીવ વ્રત આચરયું રે, સ્નેહે કરી શંભુની સેવ. ૩ જન્મ સફળ થયોરે, જન તે તરશે ભવ સંસાર; નીજ સેવક તણીરે, વાચા સફળ કરે ત્રીપુરાર. ૪ મુનીવર સાંભળોરે, સ્નેહે શીવ ભક્તી મહીમાય; દારૂણ અઘ હરેરે, પાવન પર્મ એ શીવ કથાય. ૫ વચન નીજ ભગ્તનુંરે, પાળે પોતે શીવ ભગવાન; શ્રવણો શ્રધા થકીરે, કહું એક માહા પાવન આખ્યાન. ૬ વૈદર્ભા નામનીરે, નગરી સુંદર સોભે ગામ; દ્વીજ તેમાં વસેરે, તેનું વેદ મીત્ર છે નામ. ૭ તેનો એક દીકરોરે, તેનું સુમેધા અભીધાન; બીજો એક દ્વીજ હતોરે, સારસ્વત નામે ગુણવાન. ૮ તેનો એક સુત છે રે, તેનું સોમવાન છે નામ; બંને બાળકોરે, સ્વરૂપે સુંદીર ને ગુણધામ. ૯ બાળ બહુ ફુટડારે, શોભે સરખે સરખી જોડ; રમતા સાથમાંરે, તેમાં ન મળે ખાંપણ ખોડ. ૧૦ રહે પાડોશમાંરે, સાથે દીધાં છે ઉપવીત; ગુરૂને સોંપીયારે, સરખું ભણીયા પુરણ પ્રીત. ૧૧ ષટ્ શાસ્ત્ર ભણ્યોરે, વીધા અષ્ટાદસ પુરાણ; માહા વિદ્વાન છેરે, બંને બત્રીસ લક્ષણ જાણ. ૧૨ ચતુરદસ વર્ષનારે, થયા છે સરખા બંને બાળ; તવ બે વીપ્ર મળીરે, કહ્યું નીજ પુત્રોને તે કાળ. ૧૩ સુત વીદ્વાનછોરે, જાઇ જાચો વૈદરભી રાય; દ્રવ્ય તે આપશેરે, તવ પરણાવીશું કંન્યાય. ૧૪ આજ્ઞા શીરે ધરીરે, પુત્રો આવ્યા રાજા પાસ; આશીશ વદે અતીરે, વાણી વેદ મંત્રે પ્રકાશ. ૧૫ માહા વીદ્વાન છેરે, જાણી રાએ દીધું માન; કહો કેમ

આવીયારે, બાળક વીપ્ર તણા ગુણવાન. ૧૬ સુત બે બોલીયારે, અમને આશ ઘણી માહારાજ; લગ્નને કારણેરે, આવ્યા દ્રવ્ય લેવાને કાજ. ૧૭ ગઉ બ્રાહ્મણ તણારે, સ્વામી કહાવો છો પ્રતીપાળ; આશા પુરીએરે, વાણી વદીયા વીપ્રો બાળ. ૧૮ એવું સાંભળીરે, વાણી વદીયો છે તવ રાય; દ્રવ્યને કારણેરે, પુત્રો કરો એક ઉપાય. ૧૯ નૈષદપુરમાંરે, નળ રાજાના સુતનો સુત; તેની ભારજયારે, સીમંતની નામે અદભુત. ૨૦ સતી શિવને ભજેરે, આચરે સોમ વ્રત પ્રદોશ; પુજે દ્વીજ દંપતીરે, આપી દ્રવ્ય કરે સંતોષ. ૨૧ અતી આભુષણોરે, આપે નાના વીધ શણગાર; ભોજન ભાવતાં રે, દક્ષણા દ્રવ્ય તણો નહિ પાર. ૨૨ તે સૌ આપશેરે, લેઇને આવજ્યો માહારી પાસ; યથા શક્તી વળીરે, હું પણ આપી પુરીશ આશ. ૨૩ માટે બાળકોરે, ધરો એક અંગે નારી વેશ; બની બે જોડલું રે, જાઓ નઇષદપુર જ્યાં દેશ. ૨૪ એવું સાંભળીરે, દ્વીજ સુત વદીયા વાયક પર્મ; અમે કેમ આચરૂરે, એવું નીચ અનુચીત કર્મ. ૨૫ જે જન વાહીનેરે, પરને કરે કપટ છળ ભેદ; તે નરકે પડેરે, એવું વદે પુરાણો વેદ. ૨૬ છળ કપટે કરીરે, જે જન દીએ છેતરી છેહ; તે ચંડાળનીરે, થાશે કાગ સ્વાંનની દેહ. ૨૭ વીશ્વાસઘાતર્થારે, કોઇને દગો કરે જે જંન; ખર શુકર તણું રે, નીશ્ચે થાએ તેનું તંન. ૨૮ ઢોંગે ધુતવારે, વેશ પાલટે જે નરનાર; માહા અઘ તે તણું રે, શાસ્ત્ર કહેતાં નાવે પાર. ૨૯ અજાણે આચરેરે, તો તે દોશ નીવારણ થાય; પણ જાણી જોઇનેરે, અમો કયમ આચરીએ અંન્યાય. ૩૦ શાસ્ત્ર પુરાણ ભણીરે, કરીએ સૌ જનને ઉપદેશ; પોથીમાંનાં રીંગણાંરે, અમથી તે નવ થાય નરેશ. ૩૧ નર જે નારી બનેરે, તે તો અત્યંત છે અંધવાન; તેને જે નરખેરે, તેને સુચીલ કરવું સ્નાન. ૩૨ એટલા દોશ છેરે, વળી કોઇ જાણે એ પડપંચ; લાજે માત પીતારે, અમો તો નહી કરીએ એ સંચ. ૩૩ વાકય સુતનાં સુણીરે, વળતો રાય વદ્યો વચંન; શાસ્ત્રે શું કહ્યુંરે, તે તો જુવો વીચારી મંન. ૩૫ માત પીતા તણીરે, વડીલ બંધુ કે વૃધ કો જંન; આજ્ઞા પાળવીરે, કહે જે ગુરૂ અને રાજંન. ૩૫ રાયની આગન્યારે, પાળવી તજ તમારો ધર્મ; તમો વીદ્વાનછોરે, માહારૂં વચન માનવું પર્મ. ૩૬ ધર્મ સંકટે પડયારે, ઉભા સુત ગ્રહિ તવ મુન્ય; બુધી વીપરીત થઇરે, વિનાશે વાત વીચારી સુન્ય. ૩૭ એમ સુતને કહીરે, રાએ મંગાવ્યા શણગાર; સુત સોમવાનનેરે, પેહેરાવીને બનાવ્યો નાર. ૩૮ કડલાં કાંબીયોરે, વીંછુવા ઝાંઝરનો ઝમકાર; વેસર ટીડલીરે, કર કંકણ ઉર મોતિ હાર. ૩૯ આંજી આંખડીરે, પેહેરયો ચણીયો ચોળી ચીર; સ્વરૂપે સુંદરીરે,

શોભે સોમવાંન શરીર. ૪૦ સુમેધા સાથમાંરે, બંને બાળક ચાલ્યા જાય; પુછતાં પુછતાંરે, આવ્યા નૈષધપુરની માંય. ૪૧ ધન્ય દીવસ સોમ વારનોરે, આચરયું સીમંતનાએ વર્ત; દ્વીજ દંપત થઇરે, આવી ઉભા બંને તર્ત. ૪૨ દ્વીજે દરબારમાંરે, દાસી સાથે કહાવ્યું ત્યાંહ; સુણી સી-મંતનીરે, તેડાવ્યાં છે મેહેલની માંહ્ય. ૪૩ સતીએ જોઇનેરે, જાણ્યો કૃત્રીમ સરવે વેશ; અટહાસ્યે હસીરે, પણ ભીનભાવ ન આણ્યો લેશ. ૪૪ અતી આદર થકીરે, બેસારયાં સુવર્ણ આસંન; શિવ ઉમયા સમું રે, પ્રેમે કીધું છે પુજંન. ૪૫ ચરણ પખાળીયારે, લીધું ચરણોદક મુખમાંહ્ય; ચંદન ચરચીયું રે, ભાલે અક્ષત ચોડયા ત્યાંહ્ય. ૪૬ પુષ્પ ચડાવીયાંરે, કંઠે આ-રોપ્યા છે હાર; ધુપદીપ આરતીરે, કીધા કર જોડી નમસ્કાર ૪૭ પંચામ્રુ-ત થકીરે, જમાડયાં બંને દ્વીજ નરનાર; તાંબુળ અરપીયાંરે, પેહેરાવ્યા સુંદીર સણગાર. ૪૮ મોહોરો સુવર્ણનીરે, દક્ષણા આપી છે નીરધાર; શીવ શક્તીસમાંરે, પુજીને વળાવીયાં તે વાર. ૪૯ કપટ જાણ્યું છતાંરે, મન નવ આણ્યો ભેદ લગાર; એવા ભગતનીરે, ભાવે વશ વરતે ત્રીપુરાર. ૫૦ વાકય નીજ ગુરૂ તણું રે, પાળ્યું સીમંતનીએ સત્ય; દ્વીજ પુત્રો ગયારે, તેની કેવી થઇ ત્યાં ગત્ય. ૫૧ સુમેધા સુતછેરે, તેતો આગળ ચાલ્યો જાય; તેની પાછળોરે, આવે સોમવાંન અબળાય. ૫૨ મુનીવર સાંભળોરે, કૌતીક પ્રગટયું છે તે વાર; ભવીશ ભુલે નહીરે, વસ્તુ છે જે હોવન હાર. ૫૩ સુત સોમવાનનીરે, નરની આકૃતી થઇ છે નાશ; ચેન સૌ સ્ત્રી તણાં રે, થઇ નવ જોબન મદ પ્રકાશ. ૫૪ સુમેધા નાથનેરે, વદેછે સોમવાન કંન્યાય; સ્વામી સાંભળોરે, માહારી કાંમે વ્યાકુળ કાય. ૫૫ આપણ એકલાંરે, પ્રભુ જી પીઉ પુરો મમ આશ; નાથજી નવ કરોરે, નીબળ નારીને નીરાશ. ૫૬ અન્ય પુરશો અતીરે, પરનારીને મળવા ચહાય; હું છું આપનીરે, વરીછું મનથી નહીં અન્યાય. ૫૭ વાણિ એવી સુણીરે, સુમેધા વદે નીતી વચંન; નારીનો વેશ તજીરે, પેહેરો પુરૂષ તણાં વશન. ૫૮ અર્થ આપણો સરયોરે, હવે સ્યા કેલ કરોછો ફોક; કરતાં મશ્કરીરે, હસસે મારગે જાતાં લોક. ૫૯ એક ગુરૂ તણારે, આપણ વિદ્યારથી વીદ્વાન; વ્યંગ વચન વદોરે, એવું કયમ આવ્યું અજ્ઞાન. ૬૧ નારીનો સ્વાંગ ધરયોરે, માટે કયમ બુધી થઇ ભ્રષ્ટ; સુત સાર્સ્વત તણારે, કામે નવ કરીએ કુ દ્રષ્ટ. ૬૧ વચન એ સાંભળીરે, નારી કહે હે મારા નાથ; અવચ આ માહ્યરારે, જુવો એમ કહીને ઝાલ્યો હાથ. ૬૨ વંન એકાંતમાંરે, રસ્તો મુકી ચાલ્યા દુર; વૃક્ષ લત્તા મળીરે, તેથી નવ દેખાએ સુર. ૬૩ તાલ તમાલનેરે, શેવંત્રીને શોભે

સાગ; શીશ વશ ગુરૂવારે, સીતળ ચંદને ચડીયા નાગ. ૬૪ ફણસને ફોફળીરે, કમરખ કદંબને અશોક; શેતુર શ્રીફળીરે, જોતાં સમે સકળ મન શોક. ૬૫ ડાળી દેવદાળનીરે, ઉંચી ગગને જઇને મળી; પુષ્પ ફળ ભારથીરે, લતાએ બહુ વાંકી વળી. ૬૬ નાના ભાતનારે, સુંદીર પક્ષી કરતાં સોર; ચાતરૂક કોકીલારે, બપૈયા મેનાં સારસ મોર. ૬૭ મ્રગ કસ્તુરીયારે, રોઝ હરણને સાબર જેહ; ફાળો મારતાંરે, ફરતાં ચરતાં વનમાં તેહ. ૬૮ પુષ્પ પચરંગનાંરે, નાના વીધની વેલ્યો લળી; સુંદીર સરોવર શોભતુરે, પગથીએ પક્ષી બેઠાં મળી. ૬૯ જળ નીર્મળ અતીરે, આરે ફરતા અતિ મરાળ; ખટ પદ ગુંજતારે, પંકજ પુષ્પો કેરી ડાળ. ૭૦ પવન લેહેરથીરે; પગથીએ જળ ઝકોળા ખાય; વૃક્ષની ઘટા ઘણીરે, જોતાં આનંદ ઉર નવ માય. ૭૧ તે સ્થળમાં જઇરે, નારી કહે નાથને વાત; સુત કહે મુની સુણોરે, ત્યાં કોઇ નથી મનુષ્યની જાત. ૭૨ નીર્લજ નારછેરે, તેને નહી વીવેક વીચાર; કામ વીવસ પડીરે, તો તે નવ જુવે દોસ લગાર. ૭૩ સતી સોમવાનનાંરે, ઉપસ્યાં ઉર બીજોરાં સ્તંન; જોબન મદે ભરીરે, કામે વ્યાકુળ વ્યંગ વચંન. ૭૪ વસ્ત્ર અળગાં કર્યાંરે, દીઠાં નારી કેરાં ચેન; પુરૂષ આક્રતી ગઇરે, કામ કટારી સરખાં નેન. ૭૫ સતી વ્યાકુળ થઇરે, સ્વાંમીની કંઠે નાંખ્યો હાથ; ભુજ ભીડી તદારે, આલીંઘી છે પોતાનો નાથ. ૭૬ સુમેધા તે સમેરે, મન વીચારે વીપરીત વાત; અબળા છે એકલીરે, ન મળે પુરૂષ તણી કંઈ જાત. ૭૭ કર તરછોડીનેરે, નાઠો સુમેધા તે વાર; જઇ નીજ આશ્રમેરે, કરીશું વરવાનો વીચાર. ૭૮ પિતા જો તુજ તણોરે, મુજને દેશે કંન્યાદાન; તોહું તુંને વરૂંરે, સત્ય વચન એ માહારૂ માંન ૭૯ તું થઇ પર પ્રેમદારે, ભણીયો નીગમ શાસ્ત્ર હું ન્યાય; દ્વીજ કુળે ઉપનીરે, કેમ એવો આચરીએ અંન્યાય. ૮૦ અગ્નીની જવાળ છેરે, વનીતા વણ પરણેલી જેહ; તેના સ્પર્ષથીરે, બળે જેમ પતંગ દીપકમાં દેહ. ૮૧ મંન સંતોષીયુરે, સોમવાનનું કહીને જ્ઞાન; બંને આવીયારે, જ્યાં છે પોતાનું સ્વસ્થાન. ૮૨ ગણપત ગુણ ઘણારે, શું વર્ણવીને કહીએ વાત; મન મથ મારીયોરે, ધન્ય ધન્ય તેહ પુરૂષની જાત. ૮૩ દારૂણ વન્નમાંરે, સ્ત્રી અંધારૂ ને એકાંત; કામને કારણેરે, પ્રાર્થના કરતો ભાગી ભ્રાંત. ૮૪ માહા રૂપ સુંદરીરે, જોબનવંતી બાળે વેશ; અંગે આલીંઘતીરે, તેનો સ્પર્શ કર્યો નહીં લેશ. ૮૫ તેવા પુરૂષનેરે જાણો શ્રી શંકરનું રૂપ; માયા મોહનારે, ભુલે મુનીવર સુરીનર ભુપ. ૮૬ મારગે ચાલતાંરે, જાતાં માહા વંનની મોજાર; દ્રવ્ય દ્રષ્ટે પડેરે, તેનો નહી કોઇ મુગતીયાર. ૮૭ કંચન કળસ ભર્યોરે, તેનો

સ્પર્શ ન કીધો લેશ; તેવા પુરૂષનેરે, સાક્ષાત જાણો શ્રી માહેશ. ૮૮ બત્રીસ લક્ષણોરે, નર જે સુંદીર ને બળવાંન; દ્રવ્ય સુત સાહ્યબીરે, તેનું લેશ નહી અભીમાન. ૮૯ તેહેવા પુરૂષનેરે, જાણો સત્ય સમો ત્રીપુરાર; અન્યાઇ અભાગીયારે, ખાશે જમ કીંકરનો માર. ૯૦ નર વિદ્વાન જેરે, ભણીયો શાસ્ત્ર અને પુરાંણ; ચતુર શીરોમણીરે, દાતાર અને દયાળુ જાણ. ૯૧ નિજ શ્રવણે સુણેરે, શત્રુ નીંદ્યા કરતો જેહ; તેને વંદતોરે, જાણો શંકર સમ નર તેહ. ૯૨ શત્રુ સાંમટારે, આવી વણસાડે સૌ કાજ; અતી અડચણ કરેરે, રાખે દાવ અને બહુ દાઝ. ૯૩ ગુના ઘણા કરેરે, અવગુણ અગણીત કરતોરે એવ; તેહનો ગુણ કરેરે, નર તે જાણો શ્રી માહાદેવ. ૯૪ જગતમાં જન્મ ધરીરે, તેવા ગુણ જે નરમાં હોય; આ સંસારમાંરે, તેહના વેહેરી ન મળે કોય. ૯૫ સુમેધા તે સમેરે, જાણો શ્રી શંકર સાક્ષાત; તેણે આવીનેરે, કહી સૌ માત પીતાને વાત. ૯૬ વીપરીત સાંભળીરે, ચડીયો સારસ્વતને કાળ; વૈદરભી ભુપનીરે, પાસે લઇને ગયો નીજ બાળ. ૯૭ સુતને ભાળવ્યારે, છળ કરી છેતરીયો તેં ભુપ; માહારા સુતનેરે, પ્રગટાવ્યું નારીનું રૂપ. ૯૮ એક જ બાળ હતોરે, વીદ્યાવંત પ્રતાપી આજ; માટે ભુપતીરે, નીશ્ચે દઉ હું તુજને શ્રાપ. ૯૯ વાણી શ્રાપનીરે, સુણતાં રાજા સોચે મંન; ચીંતાતુર થઈરે, રાએ તેડયા સૌ મુનિજંન. ૧૦૦ આસન આપીયાંરે, પુજી પ્રેમે લાગ્યો પાય; કરજોડી કહેરે, રાજા શ્રવણો સૌ રૂષીરાય. ૧૦૧ સુત સારસ્વત તણોરે, પ્રગટયો નારી કેરૂ રૂપ; ઉપાય એવો કરોરે, જેથી પાંમે મુળ સ્વરૂપ. ૧૦૨ રાયની વિનતીરે, શ્રવણી સૌ મુનીએ તે વાર; તવ તેણે સમેરે, વદિયા ભારદ્વાજ રૂષી સાર. ૧૦૩ ચારે વેદનેરે, ષટ શાસ્ત્રોનો મત નીરધાર; કોટી ઉપાય કરેરે, પણ નવ પુરૂષ બને તે નાર. ૧૦૪ શીવ ભગત સીમંતનીરે, તેણે પુજ્યું સતીનું રૂપ; તે મીથ્યા થશે નહીરે, મુનીવર વદીયા સાંભળ ભુપ. ૧૦૫ તવ સારસ્વત વદેરે, આપુ ભુપ હું બ્રહ્મ હત્યાય; મમ સુત નારી થયોરે, બ્રહ્મ કર્મ સઘળાં લોપાય. ૧૦૬ સુત વીણ જાણવોરે, સુનો સત્ય સકળ સંસાર; પીતરૂ શ્રાધ્ધ કરીરે, પ્રેતનો કોણ કરે સંસ્કાર. ૧૦૭ માહા કલ્પાંતથીરે, કળકળી વીપ્ર વદે છે વેણ; તે જોઇ રાયનેરે, ઉપન્યું કષ્ટ ગળે બેઉ નેણ. ૧૦૮ તવ મુનીયો મળીરે, કાડયો ધર્મ સાસ્ત્રનો ન્યાય; દેવી દુઃખને હરેરે, રાજા આરાધો ઉમીયાય. ૧૦૯ તવ અંબા તણુરે, રાએ માંડયું આરાધંન; જગત જનુનીને જપેરે, જીભ્યાએ નવ લે જળ અંન. ૧૧૦ સપ્ત દીવસ થયારે, ભજતાં ભવાનિને તે વાર; અર્ધ નીશા સમેરે, પ્રગટયાં પરમેશ્વરી નીરધાર. ૧૧૧ કાળી

જામનીરે, દમકે દામની જયમ આકાશ; કોટીક અર્કનીરે, આભા ઝળકે તેજ પ્રકાશ. ૧૧૨ જળહળ જોત્યછેરે, કરતાં દરસણ ભવ દુઃખ જાય; વદન ચંદ્ર સમુરે, નીરખે પ્રાશ્રીત પ્રસન્ન થાય. ૧૧૩ ઓઢી ચુંદડીરે, કંઠે મુગતાફળની હાર; કનક ચુડી કરેરે, જડીયા હીરા રત્ન અપાર. ૧૧૪ ચતુર્ભુજ સોભતીરે, અક્ષય વરદાયની વીખ્યાત; કવી સુવર્ણવેરે, અંબે આદ્ય જગતની માત. ૧૧૬ દર્સણ દેખતાં રે, ગદગદ કંઠે ગળગળો રાય; આંખે આંસુ ઝરેરે, પડીયો પરમેશ્વરીને પાય. ૧૧૭ પદમા પ્રસન થયાંરે, રાયે કીધી સ્તુતી કર જોડ; અંબા એમ વદેરે, માગ્ય માગ્ય વર પુરૂં કોડ. ૧૧૮ ભુપતી બોલીયોરે, જાણો છો હે જુગની માંય; અતિ મેં આચર્યોરે, બ્રાહ્મણ ભગ્ત તણો અન્યાય. ૧૧૯ છળવા સીમંતનીરે, કુડો કીધો મેં ઉપાય; સુત સારસ્વત તણોરે, તેતો પ્રગટયો છે કંન્યાય. ૧૨૦ આ સંસારમાંરે, આવ્યું માહરે શિર કલંક; અપકિરતિ થઈરે, લાગ્યું દુષણ આડે અંક. ૧૨૧ આળ ઉતારવારે, આરાધ્યા મેં દીન દયાળ; માટે માવડીરે, પ્રગટો દ્વીજનો સુંદીર બાળ. ૧૨૨ ઉમીયા ઓચર્યાંરે, વાણી સત્ય માનજે રાય; મારૂં રૂપ કરીરે, ભગ્તે પુજીછે કન્યાય. ૧૨૩ તે નારી ટળીરે, કદાપી કાળે નર નવ થાય; ભગ્ત હરીહર તણારે, તેનું વાકય ન મીથ્યા જાય. ૧૨૪ સતિ સોમવાનનુંરે, લગ્ન કરો સુમેધા સાથ; બીજો સુત થશેરે, સારશ્વતને વૈદર્ભા નાથ. ૧૨૫ બત્રીસ લક્ષણોરે, સુંદીર રૂપ ગુણ વિદ્વાન; એ વર આપીયોરે, અંબા પાંમ્યાં અંતરધ્યાન. ૧૨૬ રાયે સર્વનેરે, વાણી કહી જે વદીયાં માત; સૌ સંતોશિયારે. વિસ્તારી છે સઘળે વાત. ૧૨૪ ભુપે બ્રહ્મનેરે, આપી દ્રવ્ય વળાવિયા ઘેર; બંને સુતનાંરે લગ્ન કીધાં રૂઢિ પેર. ૧૨૫ સતિ સોમવાનનેરે, દિધી સુમેધાની સાથ; સજોડે શોભતાંરે, દંપત ગીરજાને શિવનાથ. ૧૨૯ અહલ્યા તારા સતીરે, કૃષ્ણા ભગ્ની સુભદ્રાય; સતિ મંદોદરીરે, જેવી પંચાળી સીતાય. ૧૩૦ તે સતિયો સમીરે, શોભે સોમવાનનિ કાય; ગ્રસ્તાશ્રમ માંડીયોરે, મોટો શિવ જનનો મહીમાય. ૧૩૧ સારસ્વતનેરે, પ્રગટયો પુનરપી એક પુત્ર; પ્રૌઢો તે થયોરે, તેથી શોભ્યું છે ઘર સુત્ર. ૧૩૨ રૂપ ગુણવાનછેરે, બત્રીસ લક્ષણમો વિદ્વાન; નીગમ સહસ્ત્ર ભણ્યોરે, ત્રુઠયા પોતે શિવ ભગવાન. ૧૩૩ અકળ ગત ઇશ્વરિરે, તેનો પાર ન પામે કોય; નર નારી થયોરે, અદભુત શિવનો મહીમા હોય. ૧૩૪ ધન્ય શિમંતનીરે, ધન્ય શિવ સોમ પ્રદોશ મહીમાય; અચળ ભકિત તણોરે, બ્રહ્માદીકથી પાર ન થાય. ૧૩૫ સુતજી બોલીયારે, સુણીએ સૌનીકાદી રૂષીરાય; અવંતીકા નામનિરે, માહા પાવન નગરિ કહેવાય. ૧૩૬ દ્વીજ તેમાં વસેરે, તેનું મદન એવું નામ; પીંગળા નામનિરે,

વેસ્યા રેહેતી હતી તે ગામ. ૧૩૭ સ્વરૂપે સુંદરીરે, માહા પુરૂષનાં હરતિ ચીત; નારી નીર્ખતાંરે, નર સૌ થાએ આંધળાભીંત. ૧૩૮ હાવભાવનેરે, નેણ કટાક્ષે કરતી પ્રીત; પળમાં પાડતીરે, મોહને પાસે હરતી વીત. ૧૩૯ ભીક્ષા માગવારે, જાતો મદન દ્વિજ એક વાર; નારી નિર્ખતાંરે, વાગ્યાં મોહ બાણ નિરધાર. ૧૪૦ દ્રવ્ય આપી કરિરે, કીધો વેસ્યાસું વિહાર; તવ પ્રીતિ થકિરે, રહ્યો વેસ્યાના ઘર મોઝાર. ૧૪૧ કુટુંબ સઉ પરહરિરે, પોતાની જે સુંદીર નાર, દ્રવ્ય સૌ લઇ ગયોરે, માંડયો ગુણીકાસું ઘરબાર. ૧૪૨ જનમ એળે ગયોરે, વટલાવી બ્રાહ્મણની કાય; મદ્ય માંસી થયોરે, પાતીક કેરો પાર ન થાય. ૧૪૩ પુર્વના પુન્યથીરે, તેવે પીંગળા કેરે દ્વાર; રૂષભ નામનારે, આવ્યા શિવ જોગિ એકવાર. ૧૪૪ જેના ચરણથીરે, ચાલે પૃથ્વી પાવન થાય; શિવ સ્વરૂપછેરે, જેના દર્શનથી અઘ જાય. ૧૪૫ પોતે પ્રગટીયારે, કરવા ભગ્ત તણો ઓધાર; સૌનીક સાંભળોરે, સાક્ષાત શંકરનો અવતાર. ૧૪૬ અચાનક આવિયારે, વેસ્યા પીંગળાને ભોવંન; બેઉ ચરણે નમ્યારે, પુજ્યા પ્રેમે કરયું સ્તવન. ૧૪૭ ભોજન ભાવનાંરે, નાના વિધ્ય સુંદીર પકવાન; પોરાડિ પલંગમાંરે, ચાંપે ચરણે બેઉ અઘવાન. ૧૪૮ નીસા નીર્ગમિરે, સેવા કિધી થઇ સાવધાન; અરૂણ ઉદે થયોરે, શિવ યોગિ થયા અંતરધ્યાન. ૧૪૯ કુડાં કર્મનેરે, કરતાં જનમારો વૈ જાય; માહા પુરૂષ તણિરે, શેવા ક્ષણ માત્રે જો થાય. ૧૫૦ સાધ્ય સમાગમેરે, પ્રાણી છુટે ભવના બંધ; સત સંગત વીનારે, નિશ્ચે જાણો જન સૌ અંધ. ૧૫૧ અગણીત પાપ છેરે, તે તો પળમાં પામ્યાં નાશ; આયુશ સંપુરણ થયુંરે, બેઉનો દેહ થયો વિનાશ. ૧૫૨ કુડાં કર્મનુંરે, માહા નર્કે ભોગવ્યું દુઃખ; સિધ્ય દર્શણ તણાંરે, પુન્યે પાંમ્યા પુનરપી સુખ. ૧૫૩ દશાર્ણ દેશનોરે, વ્રજબાહુ નામે ભુપ; રાણિ તે તણિરે, સુમંતી નામે રૂપ અનુપ. ૧૫૪ તેના ઉદરેરે, પ્રગટયો સુત થઇ દ્વીજ મદંન; પટરાણિ તણારે, ઉદરે ગર્ભમાં છે તેતંન. ૧૫૫ ચીત્રાંગદનીરે, નારી સીમંતની છે સાર; તેના ઉદરેરે, પીંગળા પુત્રી થઇ નીરધાર. ૧૫૬ કીરતી માલનીરે, તેનું ધરીયું છે અવિધાન; સુખ પાંમી ઘણુંરે, હવે કહું દ્વિજ તણું આખ્યાન. ૧૫૭ વજરબાહુ રાયનીરે, પટરાંણીને છે ઓધાન; તવ અન્ય રાંણીએરે, જાણ્યું વધશે શોકયનું માન. ૧૫૮ માટે દગો કરીરે, દીધું શોકયે સતીને ઝેહેર; રાય જાણે નહીંરે, એવી કીધી વીપરીત પેર. ૧૫૯ હળા હળ વ્યાપીયુંરે, અંગે ઉડે અગ્ની જવાળ; કૃપા છે શિવનીરે, તેથી ન થયો તેનો કાળ. ૧૬૦ વીષના જોરથીરે, ઉપન્યો વીસફોટકનો રોગ; બાળક પ્રસવ થયેરે, તેનું તન પણ રોગ સંજોગ. ૧૬૧

કોમળ અંગમાંરે, ચાલે શોણીત કેરી ધાર; ગળીત કુષ્ટો થયાંરે, સુતને રાંણી તન મોઝાર. ૧૬૨ દાહ અંગે બળેરે, વ્યાધી વીશમભરી છે કાય; માહા દુઃખ પાંમતારે, કરતાં રૂદન પુત્રને માય. ૧૬૩ તવ રાયે તેડીયારે, મોટા વૈદ હકીમ તે વાર; દારૂણ કષ્ટ છેરે, કોઈ નવ શાન્ત કરે લગાર. ૧૬૪ અનેક ઉપાયથીરે, રોગ મટે નહિ પામે દુઃખ; નીસદિન રૂદન કરેરે, અન્ન ન ભાવે ઉદર ભુખ. ૧૬૫ રાય કાયર થયોરે, અંતર ઉપન્યો જોઇ પરીતાપ; સુતને નારનોરે, ભુપથી નવ જોવાય અદાપ. ૧૬૬ અતી અકળાઇ ગયોરે, રાયને કલેશ થયો બહુ તંન; રથે બેસારીનેરે, સુત નારી તજ્યા દારૂણ વંન. ૧૬૭ વંન વૃક્ષો તળેરે, મુકી અનુચર આવ્યા ઘેર; શ્રોતા શ્રવણ કરોરે, હવે કહું સુત નારીનિ પેર. ૧૬૮ ભયાનક વનછેરે, ત્યાં નવ મળે મનુષ્યનાં જાત; અબળા એકલીરે, જોઇને કરતી આંસુપાત. ૧૬૯ ઉંચા દ્રુમછેરે, તેની ગગને ગઇછે ડાળ; ભાનુ ભાસે નહીરે, નિશાસમ ઘોરઘટા વીકાળ. ૧૭૦ પશુ બીહાંમણાંરે, બોલે મહા ભયંકર રાંન; શ્રવણે સાંભળીરે, રૂદન કરે નારી દુઃખવાંન. ૧૭૧ અંન ઉદકવીનારે, અંગે વ્યાધી ન મળે ભાંન; સુત ષટ માસનોરે, અબળા થાય અતી હેરાન. ૧૭૨ ઝેરી જનાવરોરે, મોટા સીંહ રીંછ ને સર્પ; ઘો બહુ ઘુઘવેરે, કરતા વાઘ દ્વિપડા કર્પ. ૧૭૩ હૈયું નારનુંરે, ફરકે શબ્દ સુણિને કાંન; ધરણે ઢળી પડેરે, મુરછીત થઇ અબળા બેભાન. ૧૭૪ રૂદીયા ફાટતેરે, રાંણી રૂદન કરે તેવાર; બાળક બીહી મરેરે, આંખે આંસુડાં ચોધાર. ૧૭૫ થર થર ધ્રુજતીરે, કંપે કાળજ ઉભાં રોમ; બાળા થઈ બાવરીરે, વાગે કંટક પગ દ ભોમ. ૧૭૬ કંઠ મળી ગયોરે, કેહેતાં દુખનો નાવે પાર; સદા સીવને જપેરે, પૃથ્વી પડી કરે પોકાર. ૧૭૭ વંન વાલ્મીકતણેરે તજ્યાં જયમ રામે સીતા સાર; જયમ વંનમાં પડીરે, દમયંતી નળ રાયની નાર. ૧૭૮ તે રીતે તજીરે, વજરબાહુએ સુમતી નાર; પડી અવની વીશેરે, ન મળે તનનું ભાન લગાર. ૧૭૯ સ્તન મુખમાં ધરેરે, બેઠો બાળ માતની પાસ; સંકટ તે તણુંરે, વર્ણન કરતાં ઉપજે ત્રાસ. ૧૮૦ વીપરીત જોઇનેરે, વંનનાં પક્ષી આવે પાસ; સૌ વીંટઇ વળેરે, થાતાં અંતરમાં ઉદાસ. ૧૮૧ નીજ પંખે કરીરે, નાંખે પવન કરે સીર છાય; ચંચુ ભરી ભરીરે, લાવી જળ નારી મુખ પાય. ૧૮૨ તવ મુર્છા વળીરે, ઉઠી અબળા થઈ સાવધાન; નીશ્વાસ મુકતીરે, ડસકાં ભરતી માહા દુઃખવાન. ૧૮૩ એકે ચીતથીરે, સમરે શ્રીહરીને રૂદીયાય; શીવ સંકટ હરોરે, ભોળાનાથ કરો મમ સહાય. ૧૮૪ તવ તેરે સમેરે, વૈશ્ય જતો તો વણજે સાર; મારગે નીસર્યોરે, ભરીયો પોઠી ઉપર ભાર. ૧૮૫ તેને જોઇનેરે, વનીતા તેની વાંસે જાય, બાળ

લઇ કેડમાંરે; જઈ છે વણિક સમ અબળાય. ૧૮૬ આવ્યાં નગ્રમાંરે, ત્યાંનો પદ્દમાકર છે રાય; વૈષ્યે રાયનેરે, જઇને સોંપ્યાં સુત વનીતાય. ૧૮૭ ભુપે પુછીયુંરે, કયાંથી આવી કોની નાર; તવ પોતા તણુંરે, જણાવ્યું વર્તમાન તે વાર. ૧૮૮ ગતી વનિતા તણીરે, શ્રવણી રાયે સઘળી પેર; મન વિમાસતોરે, કેવો કર્મ ગતીનો કેર. ૧૮૯ પદ્દમાકર સોચતોરે, ઢાંકયું કર્મ કળ્યું નવ જાય; સતી જે સુમતીરે, આજે અંન્ન વિના અથડાય. ૧૯૦ જગતનિ સ્વામીનીરે, વજરબાહુ સરખો ભરથાર; પટરાંણી તે તણીરે, આજે રઝળે વંન મોઝાર. ૧૯૧ કીર્ણ સવીતા તણુંરે, તેજ પડે નહિ જેને તંન; તે પદ્દમની સતીરે, આજે ભમતી હીંડે વંન. ૧૯૨ દયા ઉપની અતીરે, રાખી રાણીને નિજ ઘેર; નિજ પુત્રી સમીરે, ગણીને પાળી રૂડી પેર. ૧૯૩ સેવા કારણેરે, પાસે સોંપી દાસીયો પર્મ; સતી શિવને ભજેરે, પાળે પતિવ્રતાનો ધર્મ. ૧૯૪ દુઃખ સૌ દુર થયુંરે, પાંમી પર્મ સુખ તે નાર; વ્યાધી મટયો નથીરે, મોટું દુઃખ તે તંન મોઝાર. ૧૯૫ રાય પદ્દમા કરેરે, તેડયા વૈદ્દ હકીમ તે વાર; અઉષદ અતિ કરેરે, વ્યાધી ન મટે તેથી લગાર. ૧૯૬ એમ નીજ સુતસુંરે, અબળા વ્યતીત કરે ત્યાં કાળ, તવ દૈવ્ય યોગથીરે; પાંમ્યો મ્રત્યુ તેનો બાળ. ૧૯૭ સુતના મર્ણથીરે, રાણિ રૂદન કરે છે અપાર; કુંવરશું તજી ગયોરે, મુજને એકલડી આ ઠાર. ૧૯૮ વિલાપે વલવલેરે, સુણતાં શોક રૂદે નવ માય, પ્રજા સૌ નગ્રનીરે, સમજાવે રાણીને રાય. ૧૯૯ અકળગતી ઇશ્વરીરે, પાંમ્યો સુત મરણ નીરધાર; વળી છે વેદનારે, તનમાં વ્યાધી અપરંપાર. ૨૦૦ અચાનક તે સમેરે, શિવ જોગી આવ્યા તે ઠામ; રાય ચરણે નમ્યોરે, કીધી પુજા ડંડ પ્રણામ. ૨૦૧ સુતના મર્ણથીરે, સુમતી રૂદન કરે છે અપાર; ધીરજ આપવારે, વદીયા શિવ જોગી તે વાર. ૨૦૨ શિક્ષા જ્ઞાનનીરે, સત્ય સાંભળજે સુમતી નાર; શું મીથ્યા રૂદન કરેરે, આ જુઠો જગત તણો વેહેવાર. ૨૦૩ કોઇ કોઇનું નથીરે, મીથ્યા સુત નારી ભરથાર; ભ્રાત ભગની સઉરે, જુઠો કુટુંબ અને પરીવાર. ૨૦૪ જનમી જગતમાંરે, ધર્યા લક્ષચોરાસી અવતાર; ચારે ખાંણમાં રે, રડવડીયો જીવ વારંવાર. ૨૦૫ જ્યાં જ્યાં જન્મ ધર્યારે, ત્યાં ત્યાં કીધાં સૌ માબાપ; અંતે કોઇ નથીરે, જો તું જ્ઞાન વિચારી આપ. ૨૦૬ અવીચળ આત્યમારે, કોઇ કાળે નવ પાંમે નાશ; અછેદ અભેદછેરે, અજર અખંડ અમર અવીનાશ. ૨૦૭ અસાશ્વત દેહછેરે, ક્ષણભંગુર એ કાચી કાય; નાના યોનીએરે, વારંવાર પડે ને થાય. ૨૦૮ જેનો નાશ નથીરે, તેનો શાને કરવો શોક;

મીથ્યા ભાસનોરે, હર્ષ કરે તે સરવ ફોક. ૨૦૯ માયા મોહનીરે, સ્વમા જેવો આ સંસાર; મ્રગજળ જાણવું રે, કુડાં કામતણો જે વીકાર. ૨૧૦ જનુની ઉદર થકીરે, જનમી શું લઇ આવ્યા બહાર; ભવમાં ભુલા ભમીરે, ઠાલું જાવું છે નિરધાર, ૨૧૧ માહારૂં માહારૂં કરીરે, મીથ્યા ધરવું માન ગુમાન; જન્મે જે જાત્યમાંરે, તેવું જીવ ધરે અભીમાન. ૨૧૨ સ્વપ્ને સંપતીરે, પામે પુત્ર પત્નીને નાર; હસ્તી ઝુલતારે, નાના વૈભવ સુખ સંસાર. ૨૧૩ નીદ્રાવશે પડયોરે, સુખ સ્વપ્ને પામે આનંદ; તવ જાગ્યો તદીરે, જુઠો જાણ્યો માયા ફંદ. ૨૧૪ આ સંસારનું રે, સરવે સુખ છે તેવું જાણ; લઇને આવ્યા નથીરે, લઇને જાવું નથી નીરવાણ. ૨૧૫ રૂણ સબંધથીરે, સરવે કુટુંબ એકઠું થાય; અવધી આવી રહીરે, તવ નીજ નીજ રસ્તે સૌ જાય. ૨૧૬ માટે સુંદરીરે, સુતનો નવ કરવો કંઇ શોક; જગત વશ કાળનેરે, નાશ થવાના ત્રઇણે લોક. ૨૧૭ છાંયા સરવે પડેરે, થાશે નામ માત્રનો નાશ; અમર એક આતમારે, નીરંજન નીરાકાર અવીનાશ. ૨૧૮ ધર્મશાળા વીષેરે, નીશી રહે સૌ પરદેસી વૃંદ; પ્રભાતે પંથે પડેરે, નથી ત્યાં કોઇ કોઇને સબંધ. ૨૧૯ સરીતા ઉતરેરે, બેસા નાવે સરવે લોક; પછી પંથે પડે રે, જગત સૌ નદી નાવ સંજોગ. ૨૨૦ વૃક્ષપર એકઠાંરે, પક્ષી જ્યાં ત્યાં થકી ભરાય; નીશાને નિર્ગમીરે, પ્રભાતે સરવે ઉડી જાય. ૨૨૧ માયા પ્રપંચ નું રે, રચીયું જગત વૃક્ષ છે જેહ; ત્રીગુણની ડાળીયોરે, વીસ્તરી સકળ વિશ્વમાં તેહ. ૨૨૨ તેને આશ્રીનેરે, માળો દેહ રચ્યો છે રસાર; જીવ શિવના- મનાંરે, પક્ષી તેમાં કરે વીહાર. ૨૨૩ વિષયરૂપીયો રે, ફળનો ભક્ષ કરે છે જીવ; સીળ સંતોષથીરે, સાક્ષાભુત સદા રેહે શિવ. ૨૨૪ માટે માયા તજીરે, જાગી જો તું થઈ સાવધાન; ભવ ભય ભંજનારે, ભજવા સદા શિવ ભગવાન. ૨૨૫ અતિ ઉપદેશથીરે, પ્રગટયું સુમતીને ત્યાં જ્ઞાંન; સ્તુતી કીધી ઘણીરે, જાણ્યા શિવ જોગિ ભગવાન. ૨૨૬ વિભુતી મંત્રીનેરે, રાણી તન ચરચી રૂષી રાય; વ્યાધી ટળી ગયોરે, થઇ છે કંચનસરખી કાય. ૨૨૭ મુનીએ મંત્ર ભણ્યારે, મ્રત્યુંજય કેરા તેવાર; જળ અંજળી ભરીરે, છાંટયું સુતને ત્યાં નીરધાર. ૨૨૮ બાળ બેઠો થયોરે, આળસ મરડી ઉઠયો આપ; શબ સજીવન થયું રે, જાણ્યો જોગીનો પરતાપ. ૨૨૯ કામકુંવર બન્યોરે, મહા મનોહર શોભે કાય; સુમતી સુત લઇરે, નમાવ્યો શિવ જો- ગીને પાય. ૨૩૦ કર મુસ્તકે ધરીરે, સુતને મુનીવર દે આશીશ; મંત્ર માહા આપીયોરે, શિવ પંચાક્ષરનો તે દીશ. ૨૩૧ માહા બળીયો થશેરે, ચક્રવરતી તે ભોમી ભુપ; પ્રૌઢા પ્રાક્રમીરે, ધીરવીર રણસુર અનુપ. ૨૩૨

પારસમણી સ્પર્ષથીરે, લોહનું કંચન થાયે જેમ; રૂષભદેવ કૃપા થકીરે, સુમતિ સુત થયો છે તેમ. ૨૩૩ ધરયું શિવ જોગીએરે, કુંવરનું ભદ્રાયુસ અવીધાંન; દુઃખ સૌ દુર કરીરે, પોતે પામ્યા અંતર ધ્યાન. ૨૩૪ તવ તે નગ્રમાંરે, વરતાયો છે જયજયકાર; ભક્તી ઉપનીરે, સૌને જ્ઞાન થયું છે અપાર. ૨૩૫ સુમતી શિવ ભજેરે, પદમાકક રાજાને ઘેર; સુત નીજ માતનીરે, સેવા કરતો રૂડી પેર. ૨૩૬ ચંદ્ર કાંતી સમોરે, દીન દીન પ્રૌઢે થાય કુમાર; સુખે દીન ગાળતારે, દ્વાદસ વર્ષ થયાં નીરધાર. ૨૩૭ પુનરપી આવીયારે, અચાનક શિવ જોગી તવ ત્યાંય; સુત તે સુમતારે, પામ્યા હર્ષ અતી મન માંહ્ય. ૨૩૮ પ્રેમે પુજીયારે, ગદ ગદ કંઠે લાગ્યા પાય; સ્તુતિ કીધી અતીરે, પોતે પદમાકર જે રાય. ૨૩૯ ભદ્રયુસનેરે, નીતિ ધર્મ કહે રૂષીરાય; એકે ચીતથીરે, શ્રવણી આચરતાં દુઃખ જાય. ૨૪૦ સ્નાન કરાવીયુંરે, અંગે સ્વચ્છ વસ્ત્ર પરીધાન; શિવ દીક્ષા દઇરે, સનમુખ બેસારયો સાવધાન. ૨૪૧ કર્ણ ફુંકી કહેરે, શિવ જોગી સુત સાંભળ સાર; પ્રથમ ગુરૂ દેવનેરે, કરવા કરજોડી નમસ્કાર. ૨૪૨ માત પીતા તણારે, પુત્રે આજ્ઞા પાળવી પર્મ; ગુરૂ દ્વિજ સંતનિરે, સેવા કરવી એ મુખ્ય ધર્મ. ૨૪૩ પરનીંધા અનેરે, કરે પર ધન પરનારી ત્યાગ; ક્રોધને દ્વેશ તજેરે, પરથમ એ મોટો વૈરાગ્ય. ૨૪૪ વેદ પુરાંણનુંરે, શ્રવણ તે કરવું શ્રદ્ધા સહીત; કથા કીર્તને જવુંરે, હરિ મંદીરમાં હિંસા રહિત. ૨૪૫ વર્ણાશ્રમમાંરે, નિજ સ્વધર્મ ન કરવો ત્યાગ; સહસા નવ કરેરે, વિચારી ધરવો મન વૈરાગ્ય. ૨૪૬ બેસિ પંચમાંરે, બોલવું બે પાસ સમતોલ; કો વાહાલું વેહેરીનહિરે, ગણવું કેહવા સાચો બોલ. ૨૪૭ અપમાન મશ્કરીરે, નવ કરવું કોઇને ઉપહાસ; દગો છળ કપટ અનેરે, કોઇને નવ કરવો કંઇ ત્રાસ. ૨૪૮ સાધુ સંતનુંરે, રક્ષણ કરવું રૂડીપેર; નવ નિરમુખ વાળવુંરે, જો કોઇ અતિથી આવે ઘેર. ૨૪૯ પ્રભાતે ઉઠીનેરે, ધરવું ગુરૂ ગોવિંદનુ ધ્યાન; દંતધાવન કરીરે, કરવું વાપિ કુપ સર સ્નાન. ૨૫૦ બેઉ કર જોડિનેરે, કરવા સુર્યને નમસ્કાર; તુળશી અશ્વસ્થનિરે, પુજા કરવી જળ નિરધાર. ૨૫૧ પ્રતિમા પુજવીરે, પ્રભુનાં અષ્ટ અંગ છે જેહ; તિર્થ હરિ મંદીરોરે, પ્રેમે સેવન કરવાં તેહ. ૨૫૨ અસત્ય નવ બોલવુંરે, નિર્બળને નવ દેવું દુઃખ; રંકને પાળવાંરે, દેવું અભ્યાગતને સુખ. ૨૫૩ સર્વે ભુતમાંરે, ભાવે જોવા શ્રી ભગવાન; વિવેકે વર્તવુંરે, દેવું સુપાત્ર જનને દાંન. ૨૫૪ પર દુઃખ દેખીનેરે, યથા શક્તિ કરવો ઉપકાર; લાલચ લોભથીરે, સત્ય ન તજવું એક લગાર. ૨૫૫ નિંધા વિવાદ તજીરે, કરવું હરીહરનું સમરણ; સદાશીવ સવવારે, કરવું શિવ વ્રત ને જાગરણ.

૨૫૬ જવું જીર્ણ શીવાલયેરે, કરવી અપૂજ્ય શીવનિ સેવ; ન હોય કોઇ સેવતુંરે, ત્યાં ધાવું જાણિ મહાદેવ. ૨૫૭ સ્નાન દાન ધ્યાનનેરે, કરવું જપ તપ વૃત સાધન; એટલાં કાર્યમાંરે, નવ ધરવી કંઇ આળસ મંન. ૨૫૮ પર ઉપગારનુંરે, શાસ્ત્રે પુન્ય લખ્યું છે અમાપ; પર પીડયા સમુંરે, અન્ય ન જાણો એકે પાપ. ૨૫૯ શત્રુ અને શઠનેરે, કરીને ક્રોધ સદા દમીએ; દ્વીજ ગુરૂ સંતનેરે, હરીજનને હેત નમીએ. ૨૬૦ દુરીજન દુષ્ટનેરે, દ્વેશી દંભીને તજીએ; નીજ સ્વધર્મમાંરે, રહીને શંકરને ભજીએ. ૨૬૧ મનુષ્યા દેહનોરે, કરવો સત્ય ધર્મ ઉપયોગ; લુબ્ધ થવું નહીરે, તજવા વિષય વીકારી ભોગ. ૨૬૨ વાચા સત્ય એરે, જીભે કીધું શીવનું ગાંન; મુસ્તક સત્ય એરે, નામ્યું સંત ચરણ નિદાંન. ૨૬૩ કર સત્ય જાણવારે, જેણે કીધું પુજન દાંન; ચરણ એ સત્ય છેરે, જાય હરિ કથા તિર્થે નહી માન. ૨૬૪ કરણ સત્ય જાણવારે, કીધી શ્રવણ પુરાંણ કથાય; હરીજન ભેટતાંરે, પ્રેમે સ્પર્ષે સુખ્યત્વ માય. ૨૬૫ નેત્ર તે નીર્મળાંરે, પ્રેમે નિર્ખ્યા શીવ ભગવાન; નાસીકા સત્ય એરે, ધ્યાન ધરી રોકયા પાન અપાન. ૨૬૬ દીન અનાથનેરે, અસમર્થ રંક જનો છે જેહ; ગૌ દ્વીજ સંત જનોરે, રક્ષણ કરવા લાયક તેહ. ૨૬૭ આહાર વીહાર અનેરે, નીદ્રા યુક્ત કરવા તેહ; વિદ્યા પુણ્ય અનેરે, ધૈર્યને દાન અતી કરવાં એહ. ૨૬૮ આયુષ્ય આપણુંરે, ગ્રહનું છીદ્રને મૈથુન કર્મ; ઓષદી મંત્રનેરે, દાન માન અપમાન અને ધર્મ. ૨૬૯ એ નવ વસ્તુનુંરે, શાસ્ત્રે ગુપ્ત કહ્યું છે કાજ; ભ્રષ્ટને હીંસકીરે, તસ્કર ત્રૈણે કરવાં તાજ. ૨૭૦ દારા સુત દ્રવ્યમાંરે, નવ થાવું આસક્ત લગાર; કટુંબ મીત્રા થકીરે, અલીપ્ત રેહેવું આ સંસાર. ૨૭૧ રૂદ્રાક્ષ વીભુતી ધરીરે, કરવું શીવ કવચ પરીધાન; શીવ વૃત આચરીરે. ભાવે ભજવા સીવ ભગવાંન. ૨૭૨ માહા પર્વ કુયોગમાંરે; વૈધ્રુટ વ્યતીપાત કુવાર; દીવસ જે શ્રાધનોરે, ન કરવો નારી સંગ વીહાર. ૨૭૩ ભોજન ગ્રહણ કરેરે, દીએ જે કુપાત્ર જનને દાન; દરીદ્રી તે થશેરે, નોશ્ચે તે જન માહા અઘવાન; ૨૭૪ પ્રેત અનાથનોરે, કરવો સંસ્કાર આધાર; નીગમ વાંણી વદેરે, તેના પુન્ય તણો નહીં પાર. ૨૭૫ સત્ય સંસારમાંરે, શાસ્ત્રે રત્ન કહ્યાં છે ચાર; અન્ન ઉદક અનેરે, સુભાષણ ને,પર્મ ઉદાર. ૨૭૬ શોભા પુરૂષ તણીરે, વાધે, સ્વરૂપ હોય જો સાર; સ્વરૂપ શોભે તદારે, જનમાં સદ્ગુણ હોય તેવાર. ૨૭૭ સદ્ગુણ શોભશેરે, જયારે અંતર પ્રગટે જ્ઞાન; જ્ઞાન શોભે તદારે, જે જન ક્ષમાને શાંન્તીવાન ૨૭૮ જન શાંન્તી થકીરે, પાંમે સદા સર્વદા સુખ; શાંન્તી જેને નથીરે, અસંતોષી પામે દુઃખ. ૨૭૯ કુળ સીળ વિદ્યા

ધન્યરે, રાજ તપ રૂપ અને યોવંન; એ અષ્ટ મદે કરીરે, નર નવ ભુલ્યે જુગજીવંન. ૨૮૦ તેવો નર જગતમાંરે, જીત્યો તરસે ભવ સંસાર; બાકી બીજા સઉરે; જનમ્યા ભોમી કરવા ભાર. ૨૮૧ અતી શિવ યોગીએરે, કીધો ભદ્રાયુશ ને બોધ; રૂદે નિર્મળ થયુંરે, જ્ઞાન ચક્ષુ ઉઘડયાં ખદ્યોત. ૨૮૨ કવચ શીવ આપીયુંરે, રણમાં શસ્ત્ર ન લાગે એક; ખડગ આપ્યો વળીરે, હર્ણેજ શત્રુ તન ધરી ટેક. ૨૮૩ શીવ પંચાક્ષરેરે, વીભુતી મંત્ર આપ્યો સાર; શંખ એક આપીયોરે, શબ્દ સુણી સતરૂ પાંમે હાર. ૨૮૪ આશિષ અતી દઇરે, ભદ્રાયુસને આપ્યું જ્ઞાન; પછી તે સ્થળ થકીરે, શીવ જોગી થયા અંતર્ધ્યાન. ૨૮૫ ભદ્રાયુસતણોરે, અધ્યા પાવન કર્મ કથાય; શ્રવણતાં સ્નેહથીરે, જન માહા પાપ થકી મુકાય. ૨૮૬ વીઘ્ન સરવે જશેરે, તનનો રોગ અને પરીતાપ; કૃપા શિવની થશેરે, પ્રજળે જન્મોજન્મનાં પાપ. ૨૮૭ વાણી વ્યાસનીરે, વાયુ સમ છે અપરંપાર; પ્રસાદ એ પ્રેમનોરે, કીંચીત લઇ કર્યો વીસ્તાર. ૨૮૮ રકાર મકારથીરે, જીવ સૌ તરતા ભવ સંસાર; વ્યાસ ગણપત વદેરે, કરજોડી જયજય ત્રીપુરાર. ૨૮૯ વલણ ॥ સત્યવતી સુત વ્યાસના, વાણી અવીચળ એહરે; કિંચીત ગુણ રૂદીયે ધર્યો, ગાવા ઉપન્યો સ્નેહરેરેરે. ઇતી શ્રીગણપતરામ કૃત શિવસાગર અમ્રતે ભદ્રાયુસ શિવ જોગી મહીમા વર્ણન નામ, અષ્ટાદશો અધ્યાય સમાપ્ત. ૧૮ શ્રી રામકૃષ્ણદેવકીજે. હર હર માહાદેવ હર શીવાર્પણમસ્તુ શ્રીરસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

## અધ્યાય ૧૯ મો.

શ્રી ગણેશાએનમઃ ॥ રાગ કેદારો શ્રીશીવ શ્રીરામઃ ॥ સુત પુરાણી એણીપેર બોલ્યા, શ્રવણો સૌનીક રૂષિ રાય; કૈલાસવાસી સદાશીવની, પાવન પર્મ કથાય. ૧ શ્રવણ કર્યાથી માહા સુખ પાંમે, માહા દારૂણ અઘ જાય; માહા સંકટે અવસાને આવી, સાહ્ય કરે શીવરાય. ૨ ભદ્રાયુસને શીવ જોગીએ, આપ્યું અપર્મીત જ્ઞાન; ત્યાર પછે શું થયું તે શ્રોતા, શ્રવણો થઇ સાવધાન. ૩ આનંદમાં દીન જાય છે તેના, કરતો શિવની સેવ; રૂદ્રાક્ષ વિભુતી ધરી અંગે, કરે કથા શ્રવણ માહાદેવ. ૪ ગુરૂના વાકય થકી તે પાંમ્યો, બળ કીરતીને તેજ; વિજય ખડ્ગને શંખજ પાંમ્યો, વૈરી વિદારણ એજ. ૫ સંત સાધુ હરિજનને નમતો, દ્વીજ ચરણ લવલીન; સ્નાન દાન જપ તપ આચરતો, ભગતી ભાવ આકીન. ૬ પદ્મમાકરને

નીજ માતાની, પાળતો તે અજ્ઞાય; હવે તેનો પીતા જે વજરબાહુ છે, તેના શી ગત થાય. ૭ દસાર્ણ દેશનો ભુપતિ કહાવે, વજરબાહુ મહારાજ; પટરાંણી રાંણી સુમતિનો, સુત સંગ કીધો તાજ. ૮ તે સુતને રાંણી માહા સુખ પાંમ્યા, શીવજીએ કીધી સાહ્ય; હવે વજરબાહુ ભુપતી કેરી, શ્રવણો થઇ તે કથાય. ૯ એક માગધ દેશનો ભુપતી, તેનું હેમરથ અભીધાન; તે તણી સંગે આવી મળીયા, અન્ય ઘણા રાજાન. ૧૦ અસંખ્ય દળ ત્યાં કરયું એકઠું, મહા સુરવાર રણધીર; સાગર સમ સંન્યા દળ શોભે, માહારથી માહા વીર. ૧૧ વજરબાહુતણું નગર વિંટયું, નીસામે નીરધાર; પ્રભાતે જોઇ વજરબાહુ, થયો યુધે તૈયાર. ૧૨ અસંખ્ય દળ: પોતાનું લઇને, આવ્યો નગરની બાહાર; સામા સામી યુદ્ધ મંડાયું, દસ દિવસ તે ઠાર. ૧૩ માહા દારૂણ સંગ્રામ કરતા, મળીને સરવે વીર; વજરબાહુ છે એકલોને, શત્રુ ઘણા રણધિર. ૧૪ ટોપ ટાટર સલે બખ્તર, નાળને જંજાળ; ગોળા ગુજજર પરીદ્ધ પટ્ટી, ખડ્ગ ખાઢાં ભીંડી માળ. ૧૫ સોણીતની સરિતા વહી, નવ કહેતાં આવે પાર; શત્રુ સાંમટા મળી પમાડીયો, વજરબાહુને હાર. ૧૬ ગ્રહણ કરી રથ પુંઠે બાંધ્યો, લઇ ચાલ્યા ભુપાળ; દ્રવ્ય ભંડારને નગર લુટયું, ગ્રહી રાંણી સૌ તે કાળ. ૧૭ પ્રધાન પટાવત નાશ કીધા, હણ્યું સૈન્યા સર્વ; દેઇ દદામાં ડંકા સાથે, ચાલ્યા થકી મન ગર્વ. ૧૮ વજરબાહુ વિમાસે મનમાં, હવે શી થાશે પેર; જો બંધવ કે પુત્ર હોય તો, આવી લે મમ વેહેર. ૧૯ આ સમે હવે કોણ મુકાવે, મેં કરયો કુંવરનો ત્યાગ; સતી સુમતી સુંદરીને, બાળ હતો માહા ભાગ. ૨૦ અકસ્માત સહુ સામે કીધું, પસ્તાતો તે વાર; બંધન દેખી રૂદન કરતો, નૈણે વહે જળ ધાર. ૨૧ ભદ્રાયુસે તે વાત જાણી, જે પીતાને લઇ જાય, નગ્ર નારિ લુંટી ચાલ્યો, માગધ દેશનો રાય. ૨૨ વાત શ્રવણતાં સુર ચડયું છે, ક્રોધે ભ્રગુટી કપોળ; અધર થરકે અંગ ફરકે, નૈણાં રાતાં ચોળ. ૨૩ મ્રત્યુંજયનો મંત્ર જપીને, ભસ્મ ચર્ચી નીજ અંગ; શીવ પંચાક્ષર મંત્ર જપતો, શંખ ખડ્ગ કર સંગ. ૨૪ નીજ માતાને પાએ લાગ્યો, પરદક્ષીણા કરી ચાર; રૂદ્રાક્ષ ધારણ અંગે શોભે, ગુરૂ સ્મર્ણ કરયું તે વાર. ૨૫ કાળ જીતીને વશ કરૂંને, આંણુ રાયનો અંત; તો તમારો સુતને દાસ ગુરૂનો, જાણજો મહા બળવંત. ૨૬ સર્વે રાયને બાંધી લાવું, તમારા દર્સણ માટ; ગુરૂ કૃપાથી વિજય પામું, માતા ન કરશો ઉચાટ. ૨૭ ક્રતાંત કાળ સમ ક્રોધ ચડયો છે, કર નગ્ન ખડ્ગ તે વાર; શસ્ત્ર સૂર્ય પ્રલય વિજ સમ, તેજનો ઝણકાર. ૨૭ વસી પદમાકર રાજાનો સુત છે, સુનય નામે વીર; સમોવડ બેઉ

બાળ સજીને, ચાલ્લીયા રણધીર. ૨૯ રણ રાજ્ય સ્વાંગ ધર્યા છે અંગે, કર શંખ ખડ્ગ ધનુષ ચાપ; શીવ કવચ સર્વાંગે પેહેરી, ચાલ્લીયા સુત આપ. ૩૦ જેમ રણ સંગ્રામે રાવણ, સાંમા રામલક્ષમણ વિર; કે રામ સંન્યા સનમુખ જ્યમ ધાયા, લવ–કુશ બે રણધીર. ૩૧ માગધપતી સનમુખ ત્યમ ધાયા, સુનય ભદ્રાયુસ; જેમ લવને છોડાવાને ધાયો, સીતા સુત જે કુશ. ૩૨ વજરબાહુને બંધન કરીને, હેમરથ જ્યાં જાય; તે સ્થાંનીકે આવિ પોહોચ્યા, જુગ્મ કુંવર માહાકાય. ૩૩ વૈરી વીદારણ શંખ શબ્દ કીધો, શીવ જોગી દત જેહ; તે શંખ શબ્દ શ્રવણ કરતાં, પાંમ્યા ત્રાસ શત્રુ તેહ. ૩૪ ભદ્રાયુસે હાક મારી, જ્યમ ગરજે ઘન નાદ; નગ્ન ખડ્ગ ગ્રહ્યો છે કરમાં, સબળ કરતો સાદ. ૩૫ બાણનો વરસાદ કરતો, ચાલ્યું દારૂણ યુધ; આશ્ચર્ય પાંમી સંન્યા સરવે, કહે આ કોણ આવ્યું વિરૂદ્ધ. ૩૬ સાંમા સાંમી સર છુટે છે, થાય સકળ સંઘાર; શંખ શબ્દ વીદારણ કીધાં, વૈરી રદય તેણી વાર. ૩૭ ખડ્ગે સંન્યા છેદતો સુત, રણમાં પડયો માહા સુર; હાહા કાર હતો તે વેળા, વહે શ્રોણીત નિસરી પુર. ૩૮ નાનાવીધનાં બાંણ છુટે, સાંમટાં અપરંપાર; શીવ કવચ સર્વાંગે સુતને, માટે ન ભેદે લગાર. ૩૯ ઘોર યુધ થયું તે વેળા, થયું સૈન્ય સકળ સંઘાર; સરવે રાયને ગ્રહણ કરીને, બંધન કર્યા તેણી વાર. ૪૦ નીજ પીતાનું બંધન છોડયું, બેસાર્યો રથ માંહ્ય; વિજય પાંમી વળીયા સુરા, આવ્યા પીતા પુર જ્યાંહ્ય. ૪૧ વજરબાહુ નિજ મંન વિચારે, કૌતીક સરખી વાત; આ બાળ સ્વરૂપ ધરી શું આવ્યા, શીવ વીશ્નુ સાક્ષાત. ૪૨ માહા સંકટથી મુગ્ત કીધો, વળી રાખી મારી લાજ; કોણ રાયના કુંવર હશે એ, માહા બળીઆ સિંહરાજ. ૪૩ દેઇ દુંદુંભી ડંકા સાથે, આવ્યા નગર મોજાર; શત્રુ સરવે નાંખીયા છે, કાળા ગ્રહ મોજાર. ૪૪ વજરબાહુ સીંઘાસન બેઠા, દેતા દાન અપાર; જાચક જન જસ છંદ બોલે, આનંદ અપરંપાર. ૪૫ વજરબાહુ ગદગદ કંઠે, વદે કુંવરશું વેણ; સ્તુતિ કરીને ચર્ણે નમે છે, નીર ઝરે બેઉ નેણ. ૪૬ ભદ્રાયુસ કહે અમને નમવા, તમને નહી અધિકાર; પીતા સમોવડ વડિલ સ્વામી, પુજય પ્રાણ આધાર. ૪૭ એમ વદીને આજ્ઞા માગી, અમો આવિસું ત્રીજે દીન; રથારૂઢ થઇ બંને ચાલ્યા, પદમાકરને સદંન. ૪૮ નીજ નગરમાં આવી પહોંચ્યા, બંને રાજ કુમાર; સતી સુમતીને પદમાકરને, નમતા વારંવાર. ૪૯ સુતને જોઇને આનંદ ઉપન્યો, હરખ્યું અંતસકર્ણ; વૈસ્ય નગરમાં રહ્યાં સુખે સૌ, પ્રજા ચારે વર્ણ. ૫૦ વજરબાહુને રાજ અપાવ્યું, રહ્યા પદમાકરને ઘેર; પછે શું નીપ-

ન્યું તે શ્રવણે શ્રોતા પેર. ૫૧ હવે શિવ જોગી જે રૂષભજી, અચાનક એક વાર ચિત્રાંગદ રાજાને દ્વારે, ગયા નૈષધપુર મોઝાર. ૫૨ સીમંતની છે રાણી જેનિ, સતિ જાણે બધુ જગત; તેને દર્શણ દેવા આવ્યા જાણી શીવની ભગત. ૫૩ રૂષિને દેખીને રાય રાણિ, પ્રેમે લાગ્યાં પાય; અન પુજન સ્તુતી ભોજન, સંતોષા રૂષીરાય. ૫૪ તવ શિવ જોગીએ શિમંતનીને, ચીત્રાંગદ જે ભુપ; તેમની આગળ વર્ણવ્યું છે, ભદ્રાશયનું રૂપ. ૫૫ મહા મનોહર સુંદીર શોભે, છે જોબન બાળેવેશ; સુરવીર રણધિર નથી કોઇ, તેની તુલ્ય નરેશ. ૫૬ પરાક્રમી માહા બળીયો પુરણ, શત્રુ શઠનો કાળ; વજરબાહુની પટરાણી, સતિ સુમતિ કેરો બાળ. ૫૭ કિરતી માલની પુત્રિ તમારી, છે તે વરને જોગ; લગ્ન કરી પરણાવો તેને, નાના વૈભવ ભોગ. ૫૮ મહા મુનિવરનું વચન શ્રવણતાં, હરખ્યા માત પિતાય; તવ લગ્ન પત્રીકા લખી મોકલાવિ તે, વૈષ નગરમાં જાય. ૫૯ પદમાકરે વાત જાણી, વળી રાણી સુમતી જેહ; ભદ્રાયુસનો વિહીવા જાણી, હર્ષ પામ્યાં તેહ. ૬૦ પદમાકરે આજ્ઞા આપી, શણગારયું સૌ સેન્ય; જાને જાવા થાઓ તત્પર, જેને નગ્રમાં મંન. ૬૧ વાત સાંભળી નગર પ્રજા સૌ, વ્રધ જોબન બાળ; પ્રધાન પટાવત સૈન્ય સાથે ચાલીયા ભુપાળ. ૬૨ વરરાજા શણગાર્યા છે, માતને હર્ષ અપાર; માહા મનોહર જાન શોભે, વાજીંત્રો વાજે સાર. ૬૩ હેમ ઝુલે હસ્તી ઝુલે, રથ વાજી સીબીકાય; અતિ આનંદે આવિયા સૌ, નૈષદપુરનીમાંય. ૬૪ દશાર્ણવ દેશે ગયો છે, સ્વયંવરનો પત્ર; વજરબાહુ વળી અન્ય દેશના, રાય આવ્યા તત્ર. ૬૫ નૈષદપુર શણગારયું સુંદીર, વાજીંત્રોના ઘોર; ભાટ ચારણ જસ છંદ બોલે, થાય સબળો શોર. ૬૬ વર કંન્યા પરણાવ્યાં પ્રીતે, વીપ્ર ભણતા વેદ. ૬૭ હશ્વ હસ્તી રથ ગૌ ભોમી, દીધું કન્યા દાન; માનુની શુભ મંગળ ગાતિ, નાયકા નૃત્ય ગાન. ૬૮ લગ્ન તણો મહોચ્છવ વરત્યો, આનંદ અંગ ન માય; વરકન્યા પરણીને ઉઠયાં, વીવીધ દાન અપાય. ૬૯ એકાંત અવાસે ચીત્રાંગદે, તેડયા વજરબાહુ રાય; ભદ્રાયુસ જામાત્ર, માતા સુમતિ તેની કહેવાય. ૭૦ સર્વે જણાંને કરી એકડાં, કહી વિસ્તારી સૌ વાત; તમારા સુત એ ભદ્રાયુસ છે, રાણી સુમંતી સાક્ષાત. ૭૧ શિવ કૃપાથી પામ્યા પોતે, સુત રાજ કંન્યા સુખ; બંધન થકી મુકાવ્યા તમને, ટાળ્યું સઘળું દુઃખ. ૭૨ તવ વજરબાહુને ચર્ણે લાગી, સતી સુમંતિ જે નાર; તદાકાર ચાલે નેત્રમાં, હર્ષ આંસુધાર. ૭૩ વજરબાહુ પીતાને ચર્ણે, પડયો ભદ્રાયુસ તેણીવાર; વજરબાહુએ સુત ઉઠાડી, રૂદે ચાંપ્યો નિરધાર. ૭૪ પરસ્પર અતિ

પ્રેમે ઉપન્યો, આનંદનો નહી પાર; વન તજયાનિ વાત વિમાસી, રાય સોમે મંન મોજાર. ૭૫ અંતઃપુરથી બહાર આવ્યાં, રાય બેઠા સભાની માંહ્ય; ભદ્રાયુસ વજરબાહુનો સુત, એમ વાત ચાલી ત્યાંહ્ય. ૭૦ ભદ્રાયુસનું ભાગ્ય શરાહે, સર્વ રૂષીને રાય; અકળ ગતી છે ઇશ્વર કેરી, કોણે કળી નવ જાય. ૭૭ જળને સ્થાનીક સ્થળ કરે, સ્થળ સ્થાનીક જળ થાય; તરણાનો મેરૂ કરે, મેરૂ તરણસમ થઈ જાય. ૭૮ જેને રાખે રામજી, તેને મારી શકે નહી કોય; મુઢમતી મહા પદવી પામે, જો સાહ્ય શંકરની હોય. ૭૯ સભા સરવ વાતો કરે ત્યાં, હર્ષનો નહી પાર; તેણે સમે ચિત્રાંગદરાયે પેહેરામણી કરી સાર. ૮૦ અનેક ગજ રથ હસ્વ આપ્યા, સૈન્ય દાસી દાસ; શેવા કરવા સંગે મોકલ્યાં, કીરતિ માલની પાસ. ૮૧ જેને જેવાં ઘટે તેવાં, આપ્યા વસ્ત્ર શણગાર; અતી આનંદે વળાવી છે, જાન રાખી દીન ચાર. ૮૨ પોત પોતાને સ્થાનીક પધાર્યા, સર્વે રૂષિને રાય; વજરબાહુ નીજ નગ્રે આવ્યા, આનંદમાં દીન જાય. ૮૩ ધજા પતાકા તોરણ ફરકે, શોભાનો નહીં પાર; વજરબાહુએ દાન દેવા, ફોડયા ધન ભંડાર. ૮૪ ભદ્રાયુસને રાજ્યાભીષેક, કરાવ્યો તતખેવ; સર્વે નગરને ભોજન કરાવ્યાં, સંતોષ્યા ગુરૂ દેવ. ૮૫ પરોણા ચાકરી પદમાકરની, કીધી રૂડીપેર; વજરબાહુ કહે તમ કૃપાથી, સુત આવ્યો મમ ઘેર. ૮૬ સુત નારી મેં વનમાં તજીયાં, પ્રતી પાળ્યાં તમો રાય; તમ કૃપાએ આ સુખ પામ્યો, મેં ઓસીંકળ ન થવાય. ૮૭ એમ કહીને નાના વીધનાં, આપ્યાં છત્ર ચામર રાય; પદમાકરને સુનય સુતને, વિદાય કરવા જાય. ૮૮ સુમતી ને સુભદ્રાયુશે, વિનવ્યા પદમાકર રાય; તમ સમોવડ નહી કો જગમાં, એમ કહીને લાગ્યાં પાય. ૮૯ આફત કાળે અંન્ન પુરયું, અતિ પાળ્યાં અમારાં લાડ; ધર્મતણા છો પીતા અમારા, શો માનુ તમારો પાડ. ૯૦ કરૂણાદ્રષ્ટી રાખજો અમપર, વળી દર્શણ દેજો રાય; એમ કહીને વિદાય આપી, તે વૈશનગરે જાય. ૯૧ ભદ્રાયુસ રાજ પદવી પામ્યા, ગયા પદમાકર નીજ ઘેર; ત્યાર પછે શું નીપન્યું તે, સુણો મુનીવર પેર. ૯૨ દસાર્ણવ દેશમાં આણ વર્તાવી, ભદ્રાયુસની નિરધાર; વજરબાહુને સુમતી રાણી, ગયાં છે વંન મોજાર. ૯૩ સ્નાન દાંન તપ ધ્યાન આચરી, ભજીઆ શીવ ભગવાન; અવસાને વૈમાને બેશી, જઇ રહ્યાં શિવ સાનીધ્ય. ૯૪ હવે નીજ પીતાનું રાજ્ય ભોગવે, ભદ્રાયુસ બળવાન; કિર્તીમાલની રાણી પતિવ્રતા, બંને માહા ગુણવાન. ૯૫ પુત્રની પેરે પ્રજા પાળે, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ; ધર્મ નીતી શું રાજ ચલાવે, ભજતો શિવ દયાળ. ૯૬ શીવાલય બંધાવ્યાં સુંદીર, શ્રવણે પુરાણ ક-

થાય; દાન વૃત નાનાવીધ કરતાં, આનંદે દીન જાય. ૯૭ એક સમે નિજ રાંણી સાથે, રથ બીરાજ્યો રાજન; વીહાર કરવા આવીયો છે, માહા મનોહર વંન. ૯૮ અષ્ટાદસ ભાર વનસ્પતી તે, ખીલી રહી છે અપાર; પંચ રંગે પુષ્પો મેકે, ભમર કરે ગુંજાર. ૯૯ આંમ આંબલો આસો પાલવ, અખરોડ આંબલી અંજીર; અગથીયા એખરા અરડુસાને, ઉંબર અનુસ ગંભીર. ૧૦૦ કદળી કમરખ કોઠી કર્મદ, બીલી બાવળ બોર; સાગ સીસવ સાદડ સરગુવા; સીમળ સમી બીજોર. ૧૦૧ શ્રીફળી ફોફળી ફણસી શોભે, તાલ તમાલ ખજુર; નારંગી પપનસ ને પરવળ, પીપર પલાસ પંડોળ પુર. ૧૦૨ ગુંદી ગેગડી ગુલર ગલવેલ, ગડગુદાં લીંબોળ; ટીમરૂં ટીડુરી શોભે, રાંયણ રાતી ચોળ. ૧૦૩ ગગને સ્પર્ષી ડાળીયો, ફળ ભારે વાંકી વળી છે; દ્રાક્ષ ચારોળી કેરી લટોરો, ઝુમી અવની સંગ મળી છે. ૧૦૪ વસંત રૂતુની શોભા સારી, ભર્યા સરોવર નીર; કોયલ મોર બપૈયા બોલે, હંસ કર્ડવ કીર. ૧૦૫ તેવા વનમાં રાણી સાથે, આવ્યો ભદ્રાયુસ રાય; શીતળ વૃક્ષ ગુફામાં બેશી, કરતો અતી ક્રીડાય. ૧૦૬ હાસ્ય વીનોદે વનની શોભા, જોતાં સકળ ભરપુર; તેહ સમાનું સુખ જોઇને, આનંદ પામે ઉર. ૧૦૭ તેવે સમે ત્યાં કૌતીક કીધું, પોતે દયાધી દેવ; ભદ્રાયુશની ભગ્તી જોવા, પધાર્યા શીવ મહાદેવ. ૧૦૮ વ્રધ વીપ્રનું સ્વરૂપ ધરયું છે, રૂષી પત્ની ગીરજાય; માયાવૈ એક કર્યો કેશરી, દંપત પુંઠે ધાય. ૧૦૯ નરનારી બે દોડયા આવે, મુખે શ્વાસ ન માય; કાળ સરીખો કેશરી તે, નારીને ગ્રહેવા જાય. ૧૧૦ તે વનમાં તે તોફાન જાગ્યું, રાય સાનીધ્ય તે વાર; કામની કંઠે ગ્રહી કેશરી, વ્રધ વીપ્ર કરે પોકાર. ૧૧૧ સુરવીર રણધીર રાજા, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ; વાહારે ધાજો વીપ્ર કેરી, સ્વામી લ્યો સંભાળ. ૧૧૨ વીપ્રીત જોઇને રાજા ઉઠયો, કર ગ્રહ્યાં ધનુષને બાણ, કેસરી ઉપર કોપી મારે, શર કરી સંધાણ. ૧૧૩ અત્યંત શ્રમ કર્યો તે વેળા, બાણનો નહી પાર; શરતણી વ્રષ્ટી કરી પણ, સીંહને નવ થાય પ્રહાર. ૧૧૭ તેવે સમે ત્યાં ઝપટ મારી, કેસરિએ કરી કોપ; કંઠ ગ્રહ્યો જઈ રૂષી પત્નીનો, વનમાં થયો છે અલોપ. ૧૧૫ વ્રધ વિપ્ર ત્યાં વલવલિને, વિલાપ કરતો અપાર; કંઇ નવ સુજે થરથર ધ્રુજે, આંખે આંસુ ચોધાર. ૧૧૬ ભુપતિને ભુદેવ કહે છે, નોહ્ય તું ક્ષત્રી રાજ; તાહારી સનમુખ આવી, કીધુ સીંગે કુડ કાજ. ૧૧૭ બ્રહ્મહત્યા ને સ્ત્રી હત્યા બે, ત્રીજા માહારા વિલાપ; પૃથ્વી પતી થઇ જોઇ રહ્યો, એ બેહુ તુજ શિર પાપ. ૧૧૮ ગૌ બ્રાહ્મણની રક્ષા કરવી, એ ક્ષત્રીનો ધર્મ; શર્ણાગતની સાહ્ય કરે તે, જાણવો ક્ષત્રી પર્મ.

૧૧૯ તું રાજ્ય કુળમાં ઉપન્યોને, અંગ ધર્યાં હથીયાર; બ્રહ્મરાજ નવ મારિયો તેં, ધિક પડયો અવતાર. ૧૨૦ ક્ષત્રી કેરૂ નામ લજાવ્યું, ધરી વ્યંઢળ વેશ; આયુધ તાહારાં વ્યર્થ જેવાં, વીધવાને સિર કેસ. ૧૨૧ કરગરીને કર જોડી, તવ રાય વદે છે વાણ; કૃપાનાથ માગો તે આપું, દુઃખ તજો નિરવાણ. ૧૨૨ વીપ્ર કહે હું વ્રધપણામાં, મહા દુઃખ પામ્યો રાય; ભીક્ષા ભામીની માગી લાવી, માહારી ચલાવતી જીવિકાય. ૧૨૩ સતિ સિરોમણી સુંદરી હું, રંકનો આધાર; હવે આ જગતમાં ફરીને એવી, નહિ મળે મને નાર. ૧૨૪ જેમ લક્ષ્મીનારાયણની, શેવા કરે દિન રાત; તેમ માહારી આજ્ઞા વિના જળ નવ પિતિ, રાય શું કહું તેની વાત. ૧૨૫ શિવ સમોવડ સ્વામીને જાણે, જે પોતાનો ભરથાર; આ સંસારે સત્ય રાજા, તે સતિ તણો અવતાર. ૧૨૬ પતીવૃતા નીજ પિયુને ભજતિ; નહિ અવર પુરૂષની આશ; સિંહણ સો લાંઘણ કરે પણ, તે નવ ખાએ ખાસ. ૧૨૭ તેવી સતિની કરે વંદના, ઈંદ્રાદી સૌ દેવ, બ્રહ્મા વિષ્ણુ ને સાધવિની, સાહ્ય કરે માહાદેવ. ૧૨૮ માટે રાજા અબળા એવી; મળેતો મહા સુખ થાય; નહિતર મારો તરીયા વીણ, સુણ્ય તલફીને જીવ જાય. ૧૨૯ રાય વળતો વીનવે મુનીવર, શ્રવણ કરો ભુ દેવ; મર્ણ પામેલી નારી ન મળે, માનજ્યો અવશ્ય મેવ. ૧૩૦ અન્ય જે માગો તે આપું, જેથી કષ્ટ તમારૂં જાય; દ્રવ્ય રાજ કે કોઈ દ્વીજની, પરણાવું કન્યાય. ૧૩૧ સાંભળ રાજા અન્ય નારી, નાવે તેહ સમાન; દ્રવ્ય રાજનો લોભ નથી, મુને વચન દે રાજંન. ૧૩૨ તું ક્ષત્રી કુળમાં ઉપન્યો છું, જગમાં જશ વીખ્યાત; પર દુઃખ ભંજન શિવ ભગ્ત છું, શ્રષ્ટી સઘળે ખ્યાત. ૧૩૩ મેં સાંભળ્યું છે સત્યવાદી તું, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ; માટે મારૂં સંકટ હરશે, વજરબાહુના બાળ. ૧૩૪ ક્ષત્રી સુત નીરમુખ નવ વાળે, જે માગે તે આપ; પર કાજે દે પ્રાણ પોતાનો, સંકટ સઘળાં કાપે. ૧૩૫ મુને તાહારો વિશ્વાસ છે, તું મુખે નહી કહે નાય; જે માગીશ ત આપીશ મુજને, છે સત્યપાળક રાય. ૧૩૫ વીપ્ર કેરાં વચન સાંભળી, સુર ચડયું રાજંન; જે માગો તે આપું મુનીવર; દીધું કોલ વચંન. ૧૩૭ વચન લઇ વ્રધ વિપ્ર વદીયા, સાંભળ રાજકુમાર; અન્ય વસ્તુ એકે નવ માગુ, આપ્ય તારી નાર. ૧૩૮ વચન બંધમાં રાજા આવ્યો, જળ મુકયું તે વાર; શિવાર્પણ કરી દાન દીધું, પોતાની જે નાર. ૧૩૯ રાણિને લઇ દ્વીજ ગયો, તવ કાષ્ટ મેળવ્યાં રાય; ચીતા ખડકી અગ્ની મુકયો, બળવા તત્પર થાય. ૧૪૦ તેવે સમે સાક્ષાત સ્વરૂપે, પ્રગટયા શિવ અવીનાશ; ત્રણ નેત્ર ત્રિપુંડ્ર તાણ્યું, ભાલ

ચંદ્ર પ્રકાશ. ૧૪૩ જટા ગૌર સ્વરૂપ સુંદીર, વીભુતી ધારણ અંગ; ગળે રૂંઢની માળ બીરાજે, રૂદ્રાક્ષ સોભે સંગ. ૧૪૪ કૈલાસવાશી શીવ અવીનાશી, ભવ ભય હર ભોળાનાથ; અગનીમાં ઝંપાતા આવી, ગ્રહ્યો રાયનો હાથ. ૧૪૫ સદા શીવનું સ્વરૂપ નીરખી, પૃથ્વી પડીયો રાય, કર સંપુટે સાષ્ટાંગ કરતો, અશ્રુએ ચરણ ભીંજાય. ૧૪૬ ભગત વત્સળે ભાવ જોઇ, કર ગ્રહી ઉઠાડયો ભુપ; રૂદે ભીડી મુસ્તકે મુકયો, કર કમળ શીવે અનુપ. ૧૪૭ શીવ કહે શાથી દેહ તજો, શું સંકટ પડીયું રાય; ગદ ગદ કંઠે ભુપ વદે છે, સુણો વીનતી સદા સીવરાય. ૧૪૮ મુની પત્નીને હણી શીંઘે, તવ વીપ્ર કરતો વીલાપ; આ વંનમાં મેં દ્રષ્ટે જોયું, તે લાગ્યું મમ શીર પાપ. ૧૪૯ મમ પત્ની એ વીપ્રે માગી, દાન કરયું મેં તર્ત; હવે જીવીને શું કરૂં, છે એક પત્નિ વર્ત. ૧૫૦ સંસારિને યજ્ઞાદીકનાં, જે શુભ કરવાં કાજ; અર્ધ અંગ નરનું છે અબળા, રાણી વીણ ન શોભે રાજ. ૧૫૧ તે માટે પ્રભુ દેહ તજુ હું, નારી વીજોગે આજ; અનાથ નાથે ઓચીંતુ મુજને, દર્શન દીધું માહારાજ. ૧૫૬ મનોહર વદને હાસ્ય કરીને, વદીયા શીવ ભગવાન; તુજ ભગતાને ભાવ જોઇ હું, પ્રસન થયો રાજંન. ૨૫૭ કારમો કેસરી કાળ સરિખો. કર્યો માયાવૈ મેં જેહ, રૂપી પત્ના ઉમીયા હતાં, મેં ધર્યો દ્વીજનો દેહ. ૧૫૮ એમ કહિને તતક્ષણ ત્યાં, પ્રગટાવી ભુપ નાર; માહા મનોહર સ્વરૂપ શોભા, તેજનો નહીં પાર. ૧૫૯ લે ભુપત આ ભામીની તાહરી, ઓળખ જે એંધાણ; એમ કહીને રાણી સોંપી, ભદ્રાયુસને પાણ. ૧૬૦ રાય રાણી બંને સંગે, પડીયાં શિવને પાય; કરૂણાસિંધુ કળા તમારી, કોય થકી નવ કળાય. ૧૬૧ સદાશિવ કહે માગ્ય રાજા, આપું હું વરદાન; સ્વામી તમારી ભગતી માગું, ભવાભવ ભગવાન. ૧૬૨ અસ્તુ કહી અંતર્ધ્યાન થયા છે, ભોળો દીન દયાળ; રથારૂઢ થઇ નગરે આવ્યો, રાણી સહીત ભુપાળ. ૧૬૩ દસ સહસ્ત્ર વર્ષ રાજ કીધું, ભદ્રાયુસે ત્યાંહ્ય; અવસાને શિવ પદને પામ્યો, બેશિ વૈમાન માંહ્ય. ૧૬૪ ભદ્રાયુસને કિરતીમાલની, પામીયાં શિવ લોક, એ અધ્યાય કૈલાસ સરીખો, માહા પાવન પુન્ય શ્લોક. ૧૬૫ શ્રદ્ધા સહીત જન શ્રવણ કરેતો, ભવનું પ્રાશ્ચિત જાય; કહે ગણપત કર જોડી વંદુ, શિવ ગુરૂ સંતના પાય. ૧૬૬ વલણ. અધ્યાય ભદ્રાયુસનો, પાવન પર્મ કથાયરે; કહે ગણપત જન શ્રવણ કરતાં, મહા પાપ થકી મુકાયરેરેરે. ઇતીશ્રી ગણપતરામ કૃત શિવસાગર અમ્રતે ભદ્રાયુશ વર્ણન એકુનવિશો અધ્યાય. ૧૯ સમાપ્ત. શિવાયનમઃ શ્રી રામકૃષ્ણ દેવકી જે હર હર મહાદેવ શીવાર્પણમસ્તુ.

# અધ્યાય ૨૦ મો.

શ્રી ગણેશાએ નમઃ ॥ રાગ મેવાડો. સુતપુરાંણિ એણીપેરે બોલ્યા, શ્રવણો સૌનીક રૂષિરાયજી; શિવ શિવ મુખથી ઉચાર કરતાં, ભવનું સંકટ જાયજી. ૧ વિષયમાં ચીત રેહેછે જેવું, તેવું રાખે શિવ ચર્ણજી; તો વણ શ્રમે ભવસાગર તરસે, સત્ય એ ચારે વર્ણજી. ૨ પર નારીશું પ્રીતિ જેવી, તેવિ શિવમાં થાયજી; તોતે જીવ શિવરૂપ થઇને, શિવ સાંનિધે જાયજી. ૩ પરધન હરવા શ્રમ કરે છે, ત્યમ કરે શિવ શેવાયજી; તો તેનું શું ભાગ્ય વખાણું, ભવનું સંકટ જાયજી. ૪ આ સંસાર સુખ સ્વપ્ના જેવું, મીથ્યા માયાનો આભાસજી; બ્રહ્માદીકથી કીટ લગી તે, સૌનો થાયે નાશજી. ૫ શું લઇને આવ્યા ને શું લઇને જાવું, તેનો કરોને વિચારજી; મનુષ્યાતન માહા મોંઘો મળીયો, નહિ આવે વારંવારજી. ૬ દેવને દુર્લભ દેહ મળ્યો પણ, અલ્પ આયુષ્ય કેહેવાયજી; હું તું માહારૂં તાહારૂં કરતાં, પળમાં વણસી જાયજી. ૭ માંખીએ મદ મેળવીયું જયમ, લુંટારા લૈ જાશેજી; તેવિ રીતે તાહારૂં સાંચ્યું, સ્વારથીયા સૌ ખાશેજી. ૮ જે હાથે તે સાથે આવશે, કર પરમારથ કામજી; માહા મોંઘું પણ દામ ન બેસે, જપ જીભે હર નામજી. ૯ શિવનો જન શિવ જેવો જાણો, ભજન તણો પરતાપજી; પારસ લોહનું હેમ કરે છે, તેમ કરે નિસ્પાપજી. ૧૦ ગણપત ગુણ ગોવિંદના ગાતાં, ભવનું સંકટ જાયજી; સુતપુરાણી કહે સૌનીકજી, શ્રવણો પર્મ કથાયજી. ૧૧ તે ઉપર એક કથા કહું છું, માહાપાવન મહીમાયજી; એકે ચીતે શ્રવણ કરતાં, જન્મ મરણ દુઃખ જાયજી. ૧૨ વામદેવ નામે એક મુનિવર, માહા પાવન મતી ધીરજી; જીવન મુગત શિવ જોગી એ, જ્ઞાનિ ધ્યાની ગંભીરજી. ૧૩ જગતતણો ઓધાર કરવા, વિચરે અવની એવજી; સાક્ષાત શિવ જોગિ થઇને, પ્રગટયા શ્રી માહાદેવજી. ૧૪ જડભરથ કે શુકજી જેવા, દતાત્રય અવધુતજી; રૂષભ દેવ કે કપીલ મુનીસમ, મહા મુરતી અદ્ભુતજી. ૧૫ સર્વાંગે વીભુતી ચરચી, રૂદ્રાક્ષ આભ્રણ અંગજી; કંચન મતીકા સમાન જાણે, ભેદ રહીતની સંગજી. ૧૬ સૌ સ્રષ્ટીને સમાન જાણે, સમદ્રષ્ટે શિવ રૂપજી; એકાન્તે અરણ્યમાં ફરતાં, વનમાં ભવહર ભુપજી. ૧૭ એક સમે તે ફરતા ફરતા, આવ્યા કૌચ્યા વંનજી; માહા રમ્ય કેરી ચોપાસે, વૃક્ષ સ્પર્સ્યાં ગગનજી. ૧૮ તાલ તમાલ શ્રીફળી ફોફળી, ફણસ ખજુર દેવદારજી; એ આદે લઇ અત્યંત ખીલી, વનસ્પતા ભાર અઢારજી.

૧૯ પર્વતશ્રંગથી જળનાં ઝરણાં, ધારા ઘોર પ્રચંડજી; માહા ભયાનક પશુવાં બોલે, શબ્દ શોર અખંડજી. ૨૦ તે વનમાં માહા મુનીવર આવ્યા, વામદેવજી જેહજી; તવ ગીરી ગુફાથી બ્રહ્મરાક્ષસ, નીકળ્યો દારૂણ દેહજી. ૨૧ કાળ સરખો વીક્રાળ વેશે, નેત્રે અગ્ની જ્વાળજી; રક્ત જીભ્યા દંત દાઢયો, જેવો કૃતાંત કાળજી. ૨૨ વામદેવને દેખી ધશિયો, ભક્ષ કરવા જાયજી; ગ્રહણ કરી રૂદિયા શું ભીડયા, રાક્ષસે રૂષીરાયજી. ૨૩ મુનીના તનની ભસ્મ કેરો, સ્પર્શ થયો તેને તનજી; તતક્ષણ તે રાક્ષસ પલટી, સ્વભાવ થયો રાજંનજી. ૨૪ પાપતણી મતિ ફરી ગઇ છે, જ્ઞાન ઉપન્યું મંનજી; નિર્મળ દેહ થયો રક્ષસનો, કરવા લાગ્યો સ્તવંનજી. ૨૫ પારસ મણિનો સંગ કરતાં, લોહ કંચન થાયજી; વામદેવના અંગને સ્પરસી, તેમ થયો માહા કાયજી. ૨૬ ચરણે નમી ગદ ગદ કંઠે, ઉભો જોડી પાણજી; કૃપાનાથ હું આપ કૃપાથી, નીર્મળ થયો નીરવાણજી. ૨૭ કોટી જન્મનું જ્ઞાન પુર્વનું, ઉદે થયું મુને આજજી; અનેક ભવની સમ્રધી આવી, તમ દર્શને માહારાજજી. ૨૮ તેમાંના પંચ વીશ જન્મથી, આચરૂં દારૂણ પાપજી, તે વિનતિ વિસ્તારી કહું છું, શ્રવણ કરો પ્રભુ આપજી. ૨૯ પુર્વે હુ દુર્જત રાજા, અલખત અપરંપારજી; મદોન્મત મસ્તાનો કામી, આચરતો વ્યભીચારજી. ૩૦ કામી ક્રોધી લોભી લંપટ, કરતો કુડો કેરજી; જોબન જરને સ્વરૂપ મદથી, કરી હીંસા પશુ હણ્યાં ઢેરજી ૩૧ ગૌ હત્યા ને સ્ત્રી હત્યા, બ્રહ્મહત્યાદીક બહુ કરતોજી; વણ અપરાધે પ્રજાને પીડી, દારૂણ અઘ આચરતોજી. ૩૨ સ્વરૂપને વળી જોબનવંતી, ન રી જોતો જેહજી; ઉંચ નીચ કે અધમની લાવો, ભોગવતો બહુ તેહજી. ૩૩ નીત્ય નૌત્યમ નારી ભોગવતો, પછે બંધન કરતો તેહજી; ફરી પુરૂષનો સંગ ન પાંમે, નાખું કાળા ગ્રેહજી. ૩૪ અત્યંત લજ્જના કરી એકઠી, કેહેતાં નાવે પારજી; સંક્ષેપે વિસ્તારી કહું છું, જેશું કર્યા વિહારજી. ૩૫ સ્વામી રાય કે ગુરૂની આગળ, કેહેવી સાચી વાત સત્ય કાજજી; તે માટે હું કહું છું સ્વામી, પણ પાંમુ છુ મન લાજજી. ૩૬ ત્રણ સત દ્વીજ કેરો તરીયા, ચાર સત ક્ષત્રી કુમારીજી; દશ સહસ વૈષ્યની વનીતા, એક સહસ્ત્ર શુદ્રની નારીજી. ૩૭ ચાંડાળ કેરી નારી ચાર સેત, અપવીત્ર એક હજારજી; ચમાર કેરી નારી પાંચ સત, રજકની સત ચારજી. ૩૮ પાંચ સત મહારની નારી, વારાંગના અપારજી; તે તણી ગણના નવ થાએ, અન્ય ઘણો વિસ્તારજી. ૩૯ મદીરા કેરૂં પાન કરતો, નીત્યે અભક્ષા ભક્ષજી; અષ્ટાદશ વર્ણની વિનતા, ભોગવી લક્ષાનુ લક્ષજી. ૪૦ વીષય થકી તૃપ્તી નવ પામું, નીત્ય નીત્ય નવલા ભોગજી; પાપે કુંભ

ભરાયો પુરણ, તવ લાગ્યો ક્ષઇ રોગજી. ૪૧ બંધીખાંને બાળા પડી સો, કરતી માહા કલપાંતજી; શ્રાપ દેતી સરવે મળીને, પ્રભુ થાજો પાપીના અંતજી. ૪૨ પછે માહા સંકટથી મ્રત્યુ પામ્યો, તવ બંધન કર્યો યમદુતજી; વીષમ માર મારે મારગમાં, કષ્ટ દીએ અદભુતજી. ૪૩ ધર્મ આગળ જઇ ઉભો કીધો, જડતા જંજીર મારજી; ચીત્રગુપ્તે તવ પાનું કાડયું, તો પાપ તણો નહીં પારજી. ૪૪ તમ તામ્ર ભોમીકા ઉપર, ચર્ણ ગ્રહીને તાણેજી; પર નારી શું પોઢયો પલંગે, તે દાઝ અંતર આણેજી. ૪૫ લોહતણી નારી કરે ઉષ્ણ, તૃમ અગ્ની જવાળેજી; તે સંગ આલીંગન કરાવે, ઈંદ્રી અવયવ પ્રજાળેજી. ૪૬ અસીપત્ર નામે નર્કમાં, નાંખે લઈ નીરધારજી; કર્વત સમ લોહ વને વેહેરે, બેગમ જે નીરધારજી. ૪૭ તાતી તેલ કઢાઉ કાળી, નાંખે તેમાં તે વારજી; અંગતણી ત્વચા દુર કરીને, છાંટે તીક્ષણ કટુ ક્ષારજી. ૪૮ અંગે તેલ ફુલેલ લગાવી, ભોગવના પર નારજી; સાંણસે ગ્રહીને ત્વચા તોડતા, તે પાપે નીરધારજી. ૪૯ જે મુખે કરયું હાસ્ય ચુંબન, વદીયો વ્યંગ વચંનજી; લોહ સાંગયે મમદંત પાડે ને, પાપે તે દંનજી. ૫૦ ઉષ્ણ શીશું ને લોહરસ, મળમુત્ર રૂધીર પરૂ વીષ્ટજી; લોહ ડંડ ધરી મુખમાં રેડે, જાણી જીવ પાપીષ્ટજી. ૫૧ ઉંચે પર્વત શ્રંગે ચડાવે, પછે ઠેલી પાડે ધર્ણજી. રૈ રૈ કણ સમા તનના ટુકડા, થાતા પામું મર્ણજી. ૫૨ સરવે સમેટી કરે એકઠું, સજીવંન કરે તન ત્યાંહજી. કર્યા કર્મનું કષ્ટ ભોગવતો, અંધ તામ્ર નર્ક માંહ્યજી. ૫૩ કુદ્રષ્ટે પર ધન પર નારી, નીરખી ગ્રેહેવા લાગજી; તેવેજ ચંચુએ નેત્ર ફોડે, સમડી ગીધને કાગજી. ૫૪ માહા સંકટ દીધું ત્યાં મુજને, સહસ્ત્ર વર્ષ નીરધારજી; ત્યાર પછે આ લક્ષ ચોરાશી, મહી આવ્યો અવતારજી. ૫૫ અનંત જન્મ ધરી કષ્ટ ભોગવ્યું, ચારે ખાંણ મોઝારજી; તેમાંના એક પચીસ જન્મનો, વર્ણવી કહું વીસ્તારજી. ૫૬ પ્રથમ જન્મે વ્યાઘ્ર યોની, બીજે અજગર દેહજી; ત્રીજે જન્મે વૃષભ સુકર, ચોથે શુકર દેહજી. ૫૭ પાંચમે જન્મે વનનો સાંઢો, છઠે શ્વાન નીર સંદેહજી; સાતમે જન્મે શ્રૃંગાલ જન્મ્યો, અસ્ટમે ગજ એહજી. ૫૮ નવમે જન્મે કુર્કટ પ્રગટયો, દસમે ગર્ધવ પુધારજી; એક દસમે સીલ પ્રગટયો, દ્વાદસમે બક સારજી. ૫૯ ત્રયોદશે ત્યાં કાગ થયો હું, ચૌદમે વન કુકડ દેહજી; પંદરમે વપુ ગીધ થયોછું, સોળમે ચંડાળ ગ્રહજી. ૬૦ સતરમે ત્યાં મેકડ ઉપન્યો, અસ્ટાદસમે કુર્મજી; ઓગણીસમે મચ્છ ઉપન્યો, વીસમે મુશક ગતી કર્મજી. ૬૧ એકવીસમે ઉલુક થયો છું, બાવીસમે વાંનર વંનજી; તવીસમે તવ ઉંટ ઉપન્યો, ચોવીસમે વૃષભ તંનજી. ૬૨ પંચવિશમે

જન્મે થયો આ બ્રહ્મ રાક્ષસનો દેહજી; દારૂણ અઘને હીંસા કીધી, જન્મ ધરિ સૌ તેહજી. ૬૩ આજ આપના દર્શનથી હું, પામ્યો જ્ઞાન અપારજી; સહસ્ત્ર જન્મની સમ્રધી આવી, કીંચીત કર્યો વીસ્તારજી. ૬૪ ભાગીરથીમાં સ્નાન કરતા, તર્ત ટળે સૌ પાપજી; અત્રીનંદન ઉદય થાતાં, ટળે ત્રીવીધ તાપજી. ૬૫ તેમ તમારા દર્શણ થકી હું, આજ થયો નીસ્પાપજી; મહા દ્દારૂણ અઘ નાશ પામ્યાં, સ્વામી તમ પરતાપજી. ૬૬ વામદેવ મુનિ વળતા વદીયા, સાંભળ રાક્ષસ રાયજી; મમ રૂદયની વીભુતી સ્પર્શે, નીર્મળ થઇ તુજ કાયજી. ૬૭ વીભુતી કેરો અત્યંત મહીમા, જાણે વીરલા કોયજી; જમ કીંકર તે જનથી ત્રાસે, જેને છાપ વીભુતીની હોયજી. ૬૮ તે ઉપર આખ્યાન કહુ તે, સાંભળ કથા પાવનજી; દ્રાવડ દેશમાં એક વીપ્ર વસતો, તેનું વીષય ઉપર ઘણું મનજી. ૬૯ શુદ્ર કેરી નારી સંગે, નીત્યે કરતો જારજી; એક સમે તે શુદ્રે દીઠું, માર્યો દ્વીજને ઠારજી. ૬૯ નીશા સમે તેને નાંખી દીધો, પાપી પુરથી બાહારજી; જમદુ જીવને ગ્રહીને ચાલ્યા, મારે વીશમ મારજી. ૭૦ શસ્ત્રે છેદેલું શબ પડયું છે, પુર બાહાર દ્વીજનું તનજી; તે સમે એક આશ્ચર્ય ઉપન્યું, સુણ્ય રાક્ષસ રાજનજી. ૭૧ ગ્રામ બાહાર એક શીવનું દેવળ, થયો શીવ રાત્રીએ હોમજી; જઇ વેદી ઉપર સ્વાન બેઠો, જે ભસ્મ પડી છે ભોમજી. ૭૦ મધ્ય નીશાએ તૃષા લાગી, ઉઠી શ્વાન સરોવર જાયજી; પાવન ભસ્મે તન ભરયું સ્વાંનનું, આવ્યો છે જ્યાં દ્વીજ કાયજી. ૭૧ સબ ઉપર થઇ સ્વાંન સંચર્યો, અજાણે તે આપજી; તવ ચરણે ઉર મુસ્તક ઉપર થઇ, શીવ ભસ્મની છાપજી. ૭૨ તે સ્વાન ચરણની ભસ્મની છાપે, પ્રાશ્ચીત પામ્યા નાશજી; તવ પ્રસન્ન થયા પરમેશ્વર પોતે, કૃપાળુ શીવ અવીનાશજી. ૭૩ ગણને આજ્ઞા કરી દયાળે, તમો લઇ જાઓ વૈમાનજી; માહારો શણગાર શબને અંગે, એમ વદ્યા ભગવાનજી. ૭૪ વિલંબ ન કરશો વીર માહારા, જમ જીવને લઇ જાયજી; હવે અધીકાર નહી યમદુતનો, એમ વદ્યા શીવ રાયજી, ૭૫ શીવગણને જમ સાંમા મળીયા, દારૂણ કીધો દંદજી; જમ કીંકરથી વિપ્ર મુકાવ્યો, કાપી કંપરા બંધજી. ૭૬ જમ કહે સ્વામિ શ્રવણો વિનતી, માહા પાપી એ જીવજી; અમંગળને ભ્રષ્ટ બ્રાહ્મણ, કયમ ત્રુઠયા કરૂણા શીવજી. ૭૭ ઉંચ કુળ દ્વીજ ઉત્પતીને, કુડાં કીધાં કામજી; સ્નાન ધ્યાન સંધ્યા સૌ છોડી, બોળ્યું બાપનું નામજી. ૭૮ ખટ કર્મ વરજીત વિપ્ર થયો છે, ભ્રષ્ટ ભુલ્યો ભાનજી; અભક્ષા ભક્ષ અગમાગમન, કરયું મદીરા પાનજી. ૭૯ છે ધર્મરાયની આજ્ઞા અમને, દેવા એને દંડજી;

વિષયે ખરડયુ તંન પડયું અપવિત્ર, નહિ તે સમ જીવ બ્રહ્માંડજી. ૮૦ યમ દુતનાં એ વચન સાંભળી, બોલ્યા શીવગણ ધર્મજી; સીવ શણુગાર થયો શબ અંગે, એ સમ નહીં અન્ય ધર્મજી. ૮૧ શ્વાનતણું વર્તમાન શબનું, સંભળાવ્યું છે ત્યાંહજી; માટે મેહેર કરી કહે અવિનાશે, લાવો કૈલાસ માંહેજી. ૮૨ શીવગણને યમદુતનો સંવાદ, પર્મ ધર્મ વચંનજી; તે સાંભળતાં દ્વીજ તણો જીવ, તર્ત થયો પાવનજી. ૮૩ શીવ સ્વરૂપ થયું તે જીવનું, નમીયો શીવ ગણ પાયજી; વૈમાને બેસીને વેગે, શીવ સાનીધે જાયજી. ૮૪ શીવ ભસ્મથી શીવ પદ પામ્યો, તર્ત તર્યો ભવ પારજી; વામ દેવ કહે વિભુતી કેરો, મહીમા અપરંપારજી. ૮૫ કર જોડી રજનિચર બોલ્યો, ધન્ય ધન્ય માહા મુનિ રાયજી; કૃપા કરી મુજને કોહો સ્વામી, ભવ તરવાનો ઉપાયજી. ૮૬ કેણ જુગ્તે વિભુતિ ધરવી, કેવી રીત પ્રકારજી; શ્રમ વિના સેહેજે આચરતાં, તરીએ ભવ સંસારજી. ૮૭ વાંમદેવ કહે સાંભળ રાજા, વિભુતી તણો મહીમાયજી; એક સમે હું ફરતો ફરતો, ગયો મંદ્રાચળ માંહેજી. ૮૮ એકાદશ સહસ્ત્ર જોજન, ઉંચો ગીરીવર એવજી; સર્વે દેવની સાથે બીરાજ્યા ત્યાં, સભા કરિ શ્રી માહાદેવજી. ૮૯ ઈંદ્ર ચંદ્ર વાયુને વહનિ, યમ વરૂણ કુબેરજી; દ્વાદશ સુર્યને દ્વાદશ મેઘ છે, રૂદ્ર એકાદસ બહુ પેરજી. ૯૦ ગણ ગાંધર્વ યક્ષ કીન્નર, સીદ્ધ ચારણ નાગજી; દાનવ માનવ મુનીવર સઘળા, અમર મળ્યા માહા ભાગજી. ૯૧ છ રાગને છત્રીસ રાગણી, સપ્ત સુર તીન ગ્રામજી; સંગીત સાજ સુર છંદ વાજે, તાલ માન તમામજી. ૯૨ ગુણિ જન બેઠા ગાન કરે છે, આલાપે સુર વીધ વીધજી; એંશી ક્રોડ અપચ્છરા નાચે, સદાશીવ સાનીધજી. ૯૩ ભુત ભૈરવ ડાકેણ સાકેણ, વીર અને વૈતાળજી; ચોસટ દેવી ચુડેલ ને ગણ, શીવ સૈન્ય વિક્રાળજી. ૯૪ મંદ્રાચળના શીખર ઉપર, શોભે શીવ સભાયજી; તેવે સમે અજ સુત પધાર્યા, સનતકુમાર રૂષિ રાયજી. ૯૫ સાષ્ટાંગ નમન કરીને બેઠા, શીવ સાનીધ તેણી વારજી; સનકાદીકે તવ પ્રશ્ન પુછયું, શીવજીને નીરધારજી. ૯૬ પ્રભુ માઇક જીવ માહા મુઢ મતી કાહાવે, કામ ક્રોધ વશ દેહજી; કળીજુગના કંગાલ વિણ સાધને, પ્રભુ કહો કયમ તરશે તેહજી. ૯૭ થોડા શ્રમથી બહુ પુન્ય પામે, અજાણે જો થાયજી, તે રંક જીવોને તરવા મારગ; સેજ બતાવો શીવ રાયજી. ૯૮ વળતા વિશ્વંભર એમ વદીયા, શ્રવણો સનંતકુમારજી; અદભુત પ્રશ્ન મહા ગુઢ પુછયું, કરવા જગત ઓધારજી. ૯૯ તે માટે હું પ્રગટ કરીને, કહું છું તમને આજજી; તે આચરતાં પાપ પ્રજળશે, વદીયા શિવ માહારાજજી. ૧૦૦ વિભુતી માહારૂં ભુષણ કાહાવે, કો અન્ય ન જાણે ભેદજી; ભસ્મ ધર

તા ભવજળ તરસે, સત્ય વચન કહે વેદજી. ૧૦૧ કોટી જન્મનાં પ્રાશ્ચીત પ્રજળે, દારૂણ કુડાં કર્મજી; ગુપ્ત ભેદ એ તમને બતાવ્યો, એ સમ નહી અન્ય ધર્મજી. ૧૦૨ વર્ણાશ્રમે વિભુતી ધરતાં, ભવ તરે નિરવાણજી; વણ ધામે જીવ રંક તરશે, એમ વદ્યા પ્રભુ વાણજી. ૧૦૩ અજસુત કહે સામી કયમ ધરવી, કોહો પાવન કયમ કરવીજી; કોણ મંત્રને કોણ પ્રકારે, વિભુતી અંગે ધરવિજી. ૧૦૪ વિશ્વંભર વદીયા મુનિ શ્રવણો, પાવન ગોમય આણીજી; પ્રતીકા વિના સુધ્ય સુકવું, નત્ર લેવું મહી પાણિજી. ૧૦૫ પાવન ભસ્મ કરવી તેની, ઘ્રત મેળવી માંહ્યજી; પુનરપી પરીપકવ કરવી, વીભુતી પાવન હોયજી. ૧૦૬ યજ્ઞ શાળા કે હોમ વેદી, અગ્નિહોત્રી કુંડ જેહ જી; તે મધ્યેથી વિભુતી લેવી, માહા પાવન છે તેહજી. ૧૦૭ સ્નાન કરીને શીવ ગાયત્રી, વિભુતિ મંત્ર ઉચારજી; દક્ષીણ કરના અંગુસ્ટેથી, ઉર્ધ રેખા સીર ધારજી. ૧૦૮ કનિસ્ટીક ને તર્જનીને, પ્રથમ કરવી દુરજી; મધ્ય માને અનામીકાથી, વેષ્ટીત મુસ્તક પુરજી. ૧૦૯ તે બંનેથી ત્રીપુંડ્ર તાણવું, અર્ધ ચંદ્રાકારજી; મધ્યે રેખા ઉર્ધ ભાલે, વદીયા વીશ્વાધારજી. ૧૧૦ સર્વાંગે વિભુતીને ધરતા, તરજની નવ લાવીજેજી; એ પ્રકારે વેદ વદીને, વિભુતી અંગ ધરીજેજી. ૧૧૧ સદાશિવે શનકાદીકને, કહ્યો સકળ મહીમાયજી; વામદેવજી કહે રાક્ષસને, સુત કહે સૌનીક રૂષીરાયજી. ૧૧૨ સાક્ષાત શંકરનાં વાકયો, શ્રોતા સનતકુમારજી; વિભુતી મહીમા વેદ ( વચન ) શું, મુઢ કરે વિસ્તારજી. ૧૧૩ અલ્પ મતીનો રંક જીવ હું, નહીં સાર અસાર વીચારજી; જેવા તેવા પણ શિવ ગુણ વર્ણન, કર્યો પ્રેમ ભગ્તી વિસ્તારજી. ૧૧૪ શ્રોતા વિવેકી જ્ઞાની પંડીત, શિવજન સંત કવિ જાણજી; પ્રભુ પ્રસાદ જાણી અંગિકાર કરશો, પ્રાકત છે મમ વાણજી. ૧૧૫ વામદેવે તવ ભસ્મ મંત્રીને, ચરચી રાક્ષસ તંનજી; તતક્ષણ બ્રહ્મ રાક્ષસ મટીયો, પ્રકટયો દિવ્ય રાજંનજી. ૧૧૬ મહામનોહર શોભા સાથે, આવ્યું દિવ્ય વૈમાનજી; કોટી સુર્યતણી છે શોભા, છત્ર ચામર નૃત્ય ગાનજી. ૧૧૭ વામદેવને ચરણે નમીને, સ્તુતી કરી બહુ વારજી; આજ્ઞા લઇ વૈમાને બેઠો, પામ્યો શિવ પદ સારજી. ૧૧૮ માહા પુરૂષનું દર્શણ દુર્લભ, ક્ષણ સંત સમાગમ થાયજી; કોટી જન્મનું બંધન કાપે, કહે સુત સૌનીક રૂષીરાયજી. ૧૧૯ માહામુની વાંમદેવનું દર્શન, જ્ઞાનગોષ્ટી અપારજી; શિવ વિભુતીથકી રાક્ષસ ઉધર્યો, પામ્યો ભવજળ પારજી. ૧૨૦ વિભુતી રૂદ્રાક્ષ ગોપીચંદન, તુળાશ ચાર રતંનજી; તનમાં ધરી શિવ રામને ભજતાં, પામે સ્વર્ગ સદંનજી. ૧૨૧ સુત પુરાણી સૌનીકને કહે, અદભુત કથા પ્રકાશજી; વેદ શાસ્ત્રની વાણી છે વકતા,

સત્યવતી સુત વ્યાસજી. ૧૨૨ તે તણો વિશ્વાસ નવ રાખે, માહા પાપી નર તેહજી; ઘોર નરકતણો અધીકારી, અમંગળ એનો દેહજી. ૧૨૩ નીમી સ્યારણમાં રૂષી સભામાં, વદિયા સુત પુરાણીજી; પર્મ પાવન કથા શંકરની, અમ્રત સરખી વાણીજી. ૧૨૪ હરીહર કેરા ચરીત્ર પાવન, શ્રવણ કર્યાં જે ઠારજી; તેહ ઘડી માહા અમુલ્ય જાણો, સફળ થયો અવતારજી. ૧૨૫ સ્નેહ ધરીને શ્રવણો મુનીવર, શિવ ભગ્તી મહીમાયજી; પંચાળ દેશતણો એક કહાવે, સીંહ કેતુ નામે રાયજી. ૧૨૬ એક સમે તે પ્રથીયા આવ્યો, માહા દારૂણ છે તે વંનજી; તે વંનમાં એક સબર નામે, આવ્યો પારધી જંનજી. ૧૨૭ વાવ્ય કુપ સરોવર છલકે, વનસ્પતી ભાર અઢારજી; પંચ રંગનાં પંકજ મેહેકે, ભમર કરે ગુંજારજી. ૧૨૮ સીંહ સાવજ સાબર વનમાં, કસ્તુરીયા મ્રવ જેહજી; ભાત ભાતનાં પક્ષી બોલે, શોભા શી કહું તેહજી. ૧૨૯ તે વનમાં એક જીર્ણ દેવળ, પડી ગએલું ભાસેજી; દુરથકી તે ભીલે દીઠું, જોવા ગયો તવ પાસેજી. ૧૩૦ ઘણા કાળનું પુરાંનું છે, જળાધારી ખંડીતજી; પંચ સુત્રી ત્યાં બાણ પડીયું, દીવ્ય લીંગ અખંડીતજી. ૧૩૧ તેજ બીંબ ત્યાં શીવલીંગ સુંદર, ભીલે દીઠું ત્યાંહ્યજી; હર્ખે થકી ઉપાડી લીધું, નાંખ્યું ઝોળી માંહ્યજી. ૧૩૨ પારધી વનમાં સીકાર સોધે, સામો મળીયો તવ રાયજી; મોટો જન જાણી ભીલ જઇને, નમ્યો રાયને પાયજી. ૧૩૩ દીન વાણી થકી સબર બોલ્યો, શ્રવણો સ્વામીરાયજી; ઝોળીમાંનું બાણ બતાવ્યું, પુછયો શીવ મહિમાયજી. ૧૩૪ માહા ગરવી ભુપતી મદ ભરીયો, નહીં ભગ્તી ભાવ લગારજી; શ્રધા નહી જેને સીવ ઉપર, વીષઇરહીત વીચારજી. ૧૩૫ ભુપે ભીલ અજ્ઞાની જાણી, હાંસી કરી તે વારજી; શીવ સેવા કરવાને વીધી, સાંભળ કહું નીરધારજી. ૧૩૬ નીજ ઘર પાસે શીવનું મંદીર, દેવળ રચવું સારજી; શંકરને તેમાં પધરાવી, પુજવા વીશ્વાધારજી. ૧૩૭ નીત્ય નવા કુપનું જળ આણી, સ્નાન કરાવ્ય શીવ નાથજી; ચીતાકેરી ભસ્મ લાવજે, નીત્ય નવી નિજ હાથજી. ૧૩૮ શીવને અંગે લેપન કરવી, ચંદન ચર્ચી ભાલજી; ધુપ દીપ નૈવેદ આરતી, નાના કુસુમ વીશાળજી. ૧૩૯ ધ્યાન મુકુટ શિશ ગંગ બીરાજે, અર્ધાંગે ઉમીયાયજી. મ્રવ ચંમર વાઘાંબર શોભે, ગજ ચર્મ ઓઢયું કાયજી. ૧૪૨ કર ત્રીસુળને શંખ ધર્યા, પશુપતાસ્ત્ર પીનાંગ પાણજી; સર્વાંગે છે સર્પાભુષણ, કર ભીસ્માકંકણ જાણજી. ૧૪૩ કરપુર ધરવું ગાંન કરવું, નૃત્ય વજાડિ ગાલજી; શિવા વિણ અન્ન નવ લેવું તો, શિવ કરશે ન્યાલજી. ૧૪૦ અન્ય સામગ્રી નવ મળે તો, માનશિ પુજા થાયજી; પણ ચિતા ભસ્મ શિવને ચર્ચ્યાં વિણ, અન્ન જળ નવ લેવાયજી. ૧૪૧

ભુપતીને પ્રણામ કરીને, સબર ગયો નીજ ઘેરજી; દીવ્ય બાણુ દેખાડી સરવે, કહી વીનતાને પેરજી. ૧૪૨ પર્મ હર્ષ પામીને નારી, શીવ મંદીર રચાવ્યુંજી; પ્રેમ ધરી તે દેવળ મધ્યે, દીવ્ય બાણ પધરાવ્યુંજી. ૧૪૩ નીત્ય નિયમસર સ્નાન કરીને, સાહીત્ય સરવે લાવેજી; ગુરૂના વાકય પ્રમાણે વર્તે, ચીંતા ભસ્મ ચડાવેજી. ૧૪૪ પુજા કરીને ધ્યાન ધરતો, પ્રેમે લાગે પાયજી; તે સમે નારી રસોઇ કરીને, થાળ ધરવા જાયજી. ૧૪૫ નીસદીન શિવ ભગ્તીમાં સત્વર, રેહેતાં નરને નારજી. ૧૪૬ ચીતા ભસ્મ ચર્ચી અંન લેવું, એમ કરયો નીરધારજી. ૧૪૭ ભોળોનાથ છે દીન દયાળુ, ભગ્તી ભાવ વીચારીજી; સત્ય જોવાને સ્વામી પધાર્યા, શંકર શીવ ત્રીપુરારજી. ૧૪૮ ચીતા ભસ્મ સૌ ગુપ્ત કરી તે, ખોળી ન જડે કયાંહ્યજી; સ્મશાન સરીતા ગીરી ઘાટ ખોળતો, સબર માહા વંન માંહ્યજી. ૧૪૯ નીસા પડવા આવી ત્યારે, નીરાશ થયો છે મંનજી; ભસ્મ વિના શીવ અપુજ રહેશે, કયમ લેવાશે અંનજી. ૧૫૦ પાછો ફરી નીજ આશ્રમે આવ્યો, ભસ્મ ન મળી કયાંહજી, નરનારી બે નીરાશ થઇને, વીમાંસે મન માંહ્યજી. ૧૫૧ નારી કહે છે નાથ સાભળો, મારી વિનતી એહજી; માહારૂ તંન પ્રજાળી પ્રેમે, ભસ્મ ચર્ચો તેહજી. ૧૫૨ ગદગદ કંઠે થઇને સ્વામી, વદે ભામીની સાથેજી; સ્વરૂપ ગુણ સંપુર્ણ સુંદરી, કયમ બાળુ નીજ હાથેજી. ૧૫૩ હવે ફરીને તારા જેવી, ન મળે મુજન નારજી; પતીવૃતાને પુર્ણ ભગ્ત, પ્રીયા પ્રાણ આધારજી. ૧૫૪ એવું સાંભળી સતી કહે છે, શ્રવણો સ્વામી આપજી; મમ દેહની ભસ્મ જો શીવને ચડે તો, સફળ જન્મ માબાપજી. ૧૫૫ જેની પુત્રીને ભસ્મ ચડે શીવને શીર, ભાગ્ય તણો નહી પારજી; પીહેર સાસરી મોસાળ પક્ષમાં, જસ વાધે સંસારજી. ૧૫૬ પર્મ ધર્મ વાકય નારીનું શ્રવણી, વ્યાધ હરખ્યો મંનજી; સતિ કહે દેહનો લાભ ન કરશો, સ્વામી પ્રાણ જીવંનજી. ૧૫૭ જયારે ત્યારે એકવાર, આ દેહ થવાનો નાશજી; કીટ ભસ્મ કે વીષ્ટા થાશે, હાડ ચર્મને માંસજી. ૧૫૮ દેહ ધર્યાનું સાર્થક એછે, કરવો પર ઉપકારજી; પર કાજે પ્રભુ સેવામા વાપરે, તે જન પર્મ ઉદારજી. ૧૫૯ દેવને અર્થે દધીચી મુનીએ, દેહ કર્યો છે ત્યાગજી; તો મહારૂ તન શંકર શીર ચડશે, ધન્ય આપણું ભાગ્યજી. ૧૬૦ એમ કહીને સ્નાન કરયું, ધર્યા સર્વાંગે શણગારજી; નયણે કાજળ સેંથે સીંદુર, આભુષણ પટ સારજી. ૧૬૧ પવિત્ર વસ્ત્ર પરીધાન કરીને, ધરયું સીવનું ધ્યાનજી; સ્વામી તન અરપુંછું તમને, માની લેજયો ભગવાનજી. ૧૬૨ સત્ય સ્નાન તન ઓરસ મન સુખડ, ચીતે ચંદન ચડાવુંજી; સર્વે ઇંદ્રોયો પુષ્પને સ્થા-

નીક, પ્રેમ ધરી પધરાવુંજી. ૧૪૩ આત્મા દીપને ધુપ ધીરજનો, ઇચ્છા આરતી ઉતારૂજી; મ ચ્છા રૂપી નૈવેદ નૌત્યમ, જીવ રૂપી જળ ધારૂજી. ૧૬૪ સોડષ ઉપચારને સર્વે સામગરી, માની લ્યો મમ તંનજી; એમ કહીને અગ્નિ સળગાવ્યો, પ્રજાળ્યું નીજ ભોવનજી. ૧૬૫ પ્રબળ જવાળ અગ્ની ની ચાલી, ભસ્મ થયું પલ માંહ્યજી; નગ્ર નીવાસી લોકે જાણ્યું, હાહાકાર થયો ત્યાંહ્યજી. ૧૬૬ સીતળ ભસ્મ થઇ તે લઇને, માંડયું શીવ પુજનજી; કુપ જળ લઇ સ્નાન કરાવ્યું, ભસ્મ ચરચી શીવ તંનજી. ૧૬૭ ચંદન પુષ્પ ધુપ દીપને, આરતી તવ ઉતારેજી; સબર ઉદાશ થયો તે વેળા, મનમાં વાત વીચારેજી. ૧૬૮ સ્વામી શેવા નીત્ય હું કરતો, નૈવેદ લાવતી નારજી; સેવા કરી રેહેતોને આવે, નવ લગાડે વારજી. ૧૬૯ આજ ભામીની ભસ્મ થઇ પ્રભુ, ચડી તમારે શીશજી; હવે નૈવેદ કરતાં વાર થશે તે, ક્ષમા કરશો જુગદીશજી. ૧૭૦ એમ કહિને થયો ગળગળો, આંખે આંસુ ધારજી; પરીપુર્ણ સૌ શેવા કીધી, ધ્યાન ધરયું તે વારજી. ૧૭૧ નિત્ય પ્રમાણે નૈવેદ લઇને, આવી ઉભી નારજી; ધ્યાન થકી જાગીને જોયું, આશ્ચર્ય પામ્યો ત્યારેજી. ૧૭૨ હતુ તેથી અધીક તેજ છે, નારી રૂપ નીધાનજી; અલંકાર આભુષણ એછે, જે કીધાં પરીધાનજી. ૧૭૩ છાજ છાપરૂ બળી ગયુંને, પ્રગટયા સુંદીર મેહેલજી; હતુ તેથી વિશેષ થયું છે, શીવ કૃપાથી સેહેલજી. ૧૭૪ પારધી તવ પુછવા લાગ્યો, કયાંથી આવી નારજી; સ્વામી દાહ થયો નથી દેહે, કૃપા કરી ત્રીપુરારજી. ૧૭૫ સ્વપ્ના સરખુ ભાસ્યું મુજને, મુર્છાગતની પેરજી, તતક્ષણ તવ જાગી જોયું, તવ દીઠું નીજ ગેરજી. ૧૭૬ સમો જાણી સાંમગ્રી લઇને, આવી આપની પાસજી; નાના વીધનાં નૈવેદ લાવી, આરોગાવા અવીનાશજી. ૧૭૭ હર્ષ અતિ અંતરમાં ઉપન્યો, સ્તવન કરે તે વારજી; શંકર સાનીધ કર જોડીને, ઉભાં નરને નારજી. ૧૭૮ જય જય ભવ સંકટ હર ભોળા, દીનબંધુ દીન દયાળજી; ભક્તવચ્છળ બીરદ તમારૂં, રંક તણા પ્રતીપાળજી. ૧૭૯ તેવે સમે વૈમાનજ આવ્યું, ઓચીંતુ તે વારજી; ધજા પતાકા નેજા ફરકે, ઘુઘર ઘોર અપારજી. ૧૮૦ તાલ ઝાંઝ મ્રદંગ વાગે, ગાંધ્રવ ગુણીજંન ગાયજી; શીવ સ્વરૂપે શીવ ગણ બેઠા, અદભુત અતી શોભાયજી. ૧૮૧ દીવ્ય સ્વરૂપ ધરયું નર નારી, બેસાર્યાં વૈમાનજી; કૈલાશે શીવ પદને પામ્યાં, સદાશીવ સાનીધાનજી. ૧૮૨ સુત પુરાણી કહે સૌનીકજી, સબરે ધરયું શીવ ધ્યાનજી; ભાવ ભગતીએ શીવ પદ પામ્યો, એતે ભાગ્ય શું નાહાનુંજી. ૧૮૩ કનીષ્ટ જાતી પારધી કાહાવે, માહા મલીન અવતારજી; વીધી જુગતી કે મંત્ર ન

જાણે, નીયમ ધર્મ આચારજી. ૧૮૪રાય તણું વાક્ય સાચુ જાણી, વળગી રહ્યો વીશ્વાસેજી; આકીન રાખી ભગ્તી કરી તો, આશ પુરી અવીનાશેજી. ૧૮૫ સીંહકેતુ જે રાજા કાહાવે, તેણે જાણી સૌ વાતજી; પ્રગટ મહીમા જાણ્યો તેણે, સબર તર્યો સાક્ષાતજી. ૧૮૬ ભુપતિ મનમાં અતી વિમાસે, મેં તો કર્યું હતું હાસ્યજી; ચીતા ભસ્મ ચડાવી સબરે, પામ્યો પદ અવી નાશજી. ૧૮૭ ધન્ય ધન્ય તે સબરી નારી, દેહ તજ્યો ક્ષણ માંહ્યજી; સીંહ કેતુ રાજા શીવ ભગ્તી, આચરતો તવ ત્યાંહજી. ૧૮૮ શીવાલય બંધાવ્યાં તેણે, શીવ પ્રતીષ્ટા પુજંનજી; શીવ પુરાણ શ્રવણતો ભાવે, કરાવે દ્વીજ ભોજંનજી. ૧૮૯ અત્યંત ભગ્તી રાજા કરતો, પામ્યો શીવપદ તેહજી; તે માટે વીષયા સુખ છોડી, કરશો શીવ શું સ્નેહજી. ૧૯૦ બ્રહસ્પતી સમ ગુરૂ હોય પણ, શિષ્ય મુરખ જેહજી; ગુરૂ વાક્ય વિશ્વાસ વીના, ફળી બુધ ન થાએ તેહજી. ૧૯૧ દ્રઢ વિશ્વાસે આકીન શ્રધા, રાખી ભજશે શીવજી; ગુરૂ શાસ્ત્રપર શ્રધા ધરેતો, ભવજળ તરશે જીવજી. ૧૯૨ આકીને પાશાણ પુજતાં, પ્રસંન પ્રભુજી થાયજીઃ પ્રેમ ભગ્તી વીશ્વાસ વીનાનો, શ્રમ સૌ મીથ્યા જાયજી. ૧૯૩ ચારે વેદની નીરણય જેને, ભણીયા શાસ્ત્ર પુરાણજી; પણ પ્રેમ ભગ્તી પ્રભુની નવ જાણી, તો વ્રથા સાધન સૌ જાણજી. ૧૯૪ સુત પુરાણી કહે સૌનીકજી, શ્રદ્ધા મોટી વાતજી; મંત્રને અઉષધી બાધા ને આખડી, હોય આસ્તા તો ફળ દે સાક્ષાતજી. ૧૯૫ ફરી ફરીને આ પળ નાવે, લક્ષ ચોરાસીમાં પડશોજી; મોહ માયા મુમતાના માર્યા, ચારે ખાણ રડવડશોજી. ૧૯૬ જે જ્યાં તે ત્યાં સરવે રહેશે, જન્મ અમુલ્યખ જાશેજી; બ્રહ્માદીકથી કીટ લગી ભઇ, કાળ સરવને ખાશેજી. ૧૯૭ ચેતીને ચાલો તો સારૂં, કરો પરમારથ કામજી; હરીહર કેરી ભગ્તી કરતાં, નવ બેસે કંઇ દામજી. ૧૯૮ સદાસીવ શ્રી રામ ચંદ્રમાં, જરા ન ગણવો ભેદજી; હરીહર અજ સૌ એક સ્વરૂપે, એમ વદે છે વેદજી. ૧૯૯ વરણ દ્રવ્ય બળ યૌવન કુળનો, ગર્વ ન કરવો લેશજી; તે સૌ વસ્તુ નાશ થશે, એક સત્ય ભગ્તી માહેશજી. ૨૦૦ પુર્વ પુન્યે દ્રવ્ય પામ્યા પણ, પરમારથ ન કર્યું લેશજી; જગતમાં તે મોટા કેહેવાયા, નગ્ર શેઠ નરેશજી. ૨૦૧ શાસ્ત્ર કહે દાન વીણ જન મોટા, જેવા તાડ ખજુરજી; પંથીને છાંયા કામ ન લાગે, ફળ ઉંચાં બહુ દુરજી. ૨૦૨ વૃક્ષ પશુનાં તંન મ્રત્ય સજીવન, કામ લાગે કાળ સર્વજી; મનુશ મ્રત્ય તંન કામ ન લાગે, જીવતાં ઘણો મન ગર્વજી. ૨૦૩ પશુ તણો શોક મનુશ કરે, વણ જ્ઞાને ભજે કયમ એહજી; તવ મનુષ્ય તણો શોક પશુવાં કરે કયમ, ભુલ્યા હરી મનુષ્યા દેહજી. ૨૦૪ તે

માટે હરિ હર ભજ્યા તે, કદી મીથ્યા નવ જાયજી, કહે ગણપત હું કંઇ નવ જાણું, જય જય જય શિવરાયજી, વલણ. હરીહર અજ ભાવે ભજો, નવ જાણો કંઇ ભેદરે; કહે ગણપત કર જોડીને, એમ વદે છે વેદરેરેરે. ઇતી શ્રી ગણપતરામ કૃત શિવસાગર અમ્રતે વામદેવ વીભુતિ મહિમા શબર શિવપદ પ્રાપ્તી શિવભગતી મહીમા વર્ણનનામ વિસમો અધ્યાય સમાપ્ત. ૨૦ શ્રી રામકૃષ્ણુદેવકી જે, હરહર માહાદેવ. શિવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર અમ્રત.

# અધ્યાય ૨૧ મો.

શ્રી ગણેશાએ નમઃ ।। રાગ ભોપાળી. વદ્યા સુતપુરાણી વચંન, સુણો સૌનકાદી રૂષિ જંન; કથા પાવન પંચ વદંન, નટેશ્વર નાથ કામ દહંન. ૧ અર્દનારી અકળ સ્વરૂપ, ચંદ્ર શેખર ભવહર ભુપ; જેણે નવ ભજ્યા એ આધરૂપ, નર તે પડયા ભવજળ કુપ. ૨ શિવ ભગતો તણો મહીમાય, બ્રહ્માદીકથી નવ કળાય; નામ સ્મર્ણે ભવ ભય જાય, જેને નીગમ નેતી નેતી ગાય. ૩ આનર્તન નામે દેશ વીશાળ, દેવ રથ દ્વીજ રેહેતો કૃપાળ; કરે ખટ કર્મ નીર્ગમે કાળ, જેની સારદા નામે બાળ. ૪ રૂપ સુંદીર ગુણ ભંડાર, વર્ષ દ્વાદસની થઇ ત્યાર; પદમનાભ નામે દ્વીજ સાર, તે શું લગ્ન કરયું તેણીવાર. ૫ એક સમે શ્વસુરને ઘેર, રહ્યો જામાત્ર આનંદ ભેર; સંધ્યા વંદન સ્નાનને કાજ, ગયો સરીતા ઉપર દ્વીજ રાજ. ૬ કરી સ્નાનને આવે છે ઘેર, તેવે પ્રગટી છે વીપરિત પેર; ઝેરી જંતુ ડશ્યો દ્વીજ ચર્ણ, પદમનાભ તે પામ્યો મર્ણ. ૭ જાણી નગ્ર નીવાશીએ વાત, ત્યાંત્યો વરત્યો માહા ઉત્પાત; સાસુ સ્વસુર અને સારદા નાર, આવ્યાં રૂદન કરતાં અપાર. ૮ જોયું મર્ણ સ્વામીતણું મુખ, સતી સારદા પામી દુઃખ; નાના વીધ કરે છે વિલાપ, પછાડે પૃથ્વી નિજ આપ. ૯ શોક સાગર અપરંપાર, વરત્યો નગ્રમાં હાહાકાર; કરી દાહ ક્રીયા તેણીવાર, નીજ ધામે ગયાં નરનાર. ૧૦ કરયું ઉત્તર ક્રીયાનું કર્મ, બ્રહ્મ ભોજન દાનને ધર્મ; એમ કરતાં ગયો ઘણો કાળ, પામી જોબન સારદા બાળ. ૧૧ માત પીતા ગયાછે બાહાર, સુતા એકલી ભુવન મોજાર; કહે સુતજી સુણો રૂપીરાય, તેવે કૌતીક પ્રગટયું ત્યાંય. ૧૨ એક નૈધરૂવ નામે રૂષીરાય, નેત્ર અંધને જીરણ કાય; જુગ્મ શિષ્ય છે તેમની સાથ, ગ્રહ્યો અંધ ગુરૂ તણો હાથ. ૧૩ આવ્યા સારદા કેરે ભોવંન, શીષ્ય સંગે નૈધરૂવ રૂષીજંન. ૧૪ ઉઠી સારદા લાગી પાય, આપ્યું આસન બેઠા રૂષીરાય, અર્ઘ પાદને પુજંન કીધું, ચતુ-

રાએ ચર્ણામ્રત લીધું. ૧૫ જોઈ બાળાનો ભાવ અતિશ નૈધરૂવે દીધી તવ આશીશ; તારૂ સૈભાગ્ય વધજો સારિ, પતીવ્રતા પ્રસવજે કુમાર. ૧૬ સારી કીરતી સંસારમાં થાશે, સદા શંકર પુરશે આશે; સ્વામી સહીત જાશે તું કૈલાશ, એ ધે અવિચળ દીધિ આશ. ૧૭ તવ હાસ્ય કરી સાર દાય, લાગી અંતરમાં શોચવાય; જાણી માત પીતાએ તે પેર, સુણી વાત આવ્યા નીજ ઘેર. ૧૮ મુનીવરને લાગ્યાં તવ પાય, કરે શોચના મંન પીતાય; માત તાત નૈધરૂવજીને કેહે છે, સ્વામી સારદાતો વિધવા છે. ૧૯ તમોએ દીધી અવીચળ આશ, થાશે સંસારમાં ઉપહાસ; તવ વદિયા નૈધરૂવ રૂષીય, મમ વાકય ન મીથ્યા જાય. ૨૦ માહારા મુખથી જે નીકળી વાણ્ય, તે તો નિશ્ચે થવાનું જાણ્ય; ચળે રવી સષી ધરણીને શેષ, ચળે મેરૂ મંદર પર્વતેષ. ૨૧ એક નવ ચળે ધર્મ જે સાર, સીધ વાકય ચળે નહી લગાર; બ્રહ્મ વાકય ફળે તતકાળ, શ્રાપે ભય પામ્યા મોટા ભુપાળ. ૨૨ ઈંદ્રપદવિ પામ્યો નૈષધરાય, બ્રહ્મ શ્રાપે થયો સર્પ કાય; દુર્વાસાને શ્રાપે નિરધાર, થયું જાદવ કુળ સંઘાર. ૨૩ ક્રોધે શ્રાપ દીધો રૂષીરાય, સર્પ ડંસ્યો પરી ક્ષત કાય; કર્યો જમદગ્ની ક્રોધ અપાર, નીજ સુત કર્યા ભસ્માકાર. ૨૪ કપીલ શ્રાપે સગરના કુમાર, થયા ભસ્મ તે સાઠ હજાર; નારદ શ્રાપે કુબેરના સુત, વૃક્ષ યોની પામ્યા અદભુત. ૨૫ ભ્રગુ શ્રાપે થયો નીરધાર, રાય ડંડક ભસ્માકાર; મુની ગૌત્યમનો શ્રાપ અભંગ, સહસ્ત્ર ભગ થયાં શેક્રને અંગ. ૨૬ ગુરૂ બ્રહસ્પતિ શ્રાપ સંજોગ, પામ્યો અત્રી નંદન થઇ રોગ; રૂષી અગસ્તના વચન પ્રતાપ, વીંધ્યાચળ પડયો અવનીએ આપ. ૨૭ ઘટ નંદન માહા બળવાન, કર્યો સાગર ક્ષાર સમાન; મુની મુખથી નીકળીયું વચંન, પ્રગટયું મુસળ સાંબને તંન. ૨૮ શ્રવણ વીપ્રનાં માત પીતાય, અંધે શ્રાપ્યાતા દસરથ રાય; પુત્ર વીજોગે પામ્યા પતંન, થયું સત્ય વાડવનું વચંન. ૨૯ સનકાદીકને શ્રાપે એહ, જય વિજય થયા રાક્ષસ સંદેહ; વાકય વિપ્રનું મીથ્યા ન જાય, કાહાવે બ્રાહ્મણ ભગવંતની કાય. ૩૦ જેના ઉપર વિપ્ર પ્રસંન, તેને પ્રસંન જુગજીવંન; જેને દ્વીજ તણી કરૂણાય; તેને ત્રુઠયા શ્રી વૈકુંઠ રાય. ૩૧ એવાં નૈધરૂવ વદીયા વચંન, થાશે સારદા તુજન તંન; નહી લાગે કલંક લગાર, શુભ કીરતી થાશે સંસાર. ૩૨ તાહારે નવ કરવી શોચનાય, કહું તે કર એક ઉપાય; વ્રત ઉમા મહેશ્વરનું કરવું, ચીત શંકર ચરણે ધરવું. ૩૩ શિવ ષડાક્ષર મંત્ર ઉચાર, જાપ સહસ્ત્ર તું કર નીરધાર. ૩૪ પ્રાત સ્નાન કરવું સરીતાય, વિધિ યુક્ત પુજો શિવરાય. ૩૫ સુધ્ય વસ્ત્રને દર્ભાસંન, અવનીએ નીશિ કરવું શયંન; કરવું જાગ્રણ કીર્તન

ગાન, દ્રઢ ધરવું શંકરનું ધ્યાન. ૩૫ માસ ચૈત્રમાં આરંભ સાર, તથા માર્ગશીરમાં નીરધાર; શુભ નક્ષત્ર સોમવારે, ચતુરદશી અષ્ટમી દીન જ્યારે. ૩૬ વર્તે આરંભ કરવું વીવેક, ધરી અંતરમાં અતી ટેક; નવ તોડવો નીયમ કે નેક, એહે ચીતે સંવત્સર એક. ૩૭ ઇક્ષુ મંડપ રચવો સાર, કદળી સ્થંભ તોરણ દ્વાર; ઉમા શિવ સુવર્ણનાં કરવાં, મંડપ મધ્યે સીંધાસને ધરવાં. ૩૮ કુંભ પ્રતિકા પલ્લવ અષ્ટધારી, વીંટી રક્ત સુત્ર ભરી વારી; શાળી તાંબુળ પુગીફળ ધાર, કરવું સ્થાપન મંડપ મોઝાર. ૩૯ એક ભુગ્ત રેહેવું સર્વ કાળ, એક ભાવે ભજો દીન દયાળ; નાના વીધનાં બ્રહ્મ ભોજંન, દાન દક્ષણા નીમરળ મંન. ૪૦ તાહારૂં વર્ત પુરણ જવ થાય, ત્યાં સુધી માહારે રેહેવું આંહ્ય; સદાશીવ કરશે તુજ સાય, ત્યાર પુંઠે હું થઇશ વીદાય. ૪૧ મઠ બાંધી રહ્યા રૂષીરાય, વ્રત આચરતી સારદાય; ગુરૂ વાક્ય થકીરે વિશેષ, પ્રેમ ભગ્તીએ ભજતી માહેશ. ૪૨ તન મન ધન શીવમાં રહે છે, સતિ સારદા ધ્યાન ધરે છે; રચી મંડપ રચના અપાર, તેની શોભા તણો નહીં પાર. ૪૩ વ્રત કીધું સંવત્સર એક, રાખી શિવ ગોરીપર ટેક; એક સમે ઉદીયાપન દીન, કરે જાગ્રણ નૈધરૂવ રૂષીજંન. ૪૪ અધ બેઠા કરે અનુષ્ટાન, પાસે સારદા ધરતી ધ્યાન; મધ્ય નીશા સમે નીરધાર, થયા પ્રસન સક્તિ ત્રીપુરાર. ૪૫ માહા મનોહર તેજ વિશાળ, સહસ્ત્ર સુર્યની શોભા રસાળ; થયા પ્રસન પરમેશ્વરી ત્યાંહ, પ્રગટયાં ઇશ્વરિ મંડપ માંહ. ૪૬ જોત જળ હળ જુગત અંબાય, જોઇ સારદા લાગી પાય; દીવ્ય દેવી તણું દરસન, આવ્યા નૈધરૂવને લોચંન. ૪૭ મુનીએ નીરખ્યાં છે મહં માય, ઉઠી પ્રેમે શું પડીયા પાય; કંઠે ગદ ગદ જોડી બે પાણ, વેદ સાસ્ત્ર સ્તવે નીરવાણ. ૪૮ હતો અંધ હું દીન દયાળી, મુને શેવતી સારદા બાળી; તેથી પ્રસન્ન થયું મારૂં મંન, વર આપ્યો પ્રસવશે તું તન. ૪૯ તારૂં સૌભાગ્ય વાધે સદાય, સ્વામી સહીત કૈલાશે તું જાય; એવી અવીચળ દીધી મેં આશ, જાણી વિધવા થયો છું ઉદાસ. ૫૦ બ્રહ્મ વાક્ય મીથ્યા નવ થાય, શોચે પુત્રી પીત્તાયને માય; માટે આચરયું વ્રત પુજંન, અંબે આપ થયાં પરસંન. ૫૧ આદ્ય શક્તી પુરો હવે આશ, દયા કરજ્યો જાણી દીન દાસ; મારૂં વાક્ય કરો સત્ય આજ, રાખો સારદા કેરી લાજ. ૫૨ એવું સાંભળી વદીયા અંબાય, નવ સોચે સતી સારદાય; તાહારા વૃતનો પાર ન થાય, તુંને પ્રસન્ન થયા શીવરાય. ૫૩ તાહારી ભગ્તી ભાવ તણે પુન્ય, આવ્યાં નૈધરૂવ મુનીને લોચંન; તુને પ્રસન્ન થઇ છું આજ, તારા પુરૂં મનોરથ કાજ. ૫૪ સુણો નઇધરૂવ કહું એક વાત, સારદા કેરી પુર્વની ક્ષાત;

પુર્વે દ્રાવીડ દેશ મોજાર, હતી દ્વીજ કંન્યા તે સાર. ૫૫ તેનું ભામીનિએ અવિધાન, હતો સ્વામી તેનો કુળવાન; તેના નાથને બે હતી નાર, રાખે ભામીનિ ઉપર પ્યાર. ૫૬ ભામીનિ વશ નીજ ભરથાર, માટે શોકય શું રાખતી ખાર; નીજ નાથને વશ કરી લીધો, સ્વામી વીયોગ શોકયને કીધો. ૫૭ રેહેતો જાર પુરૂષ એક ત્યાંહ્ય, તેનું ચીત હતું ભામીનિ માંહ્ય; કુડી દ્રષ્ટે નીહાળતો નીત્ય, ચાહાતો પ્રેમદા સાથે પ્રીત. ૫૮ એક દીવસ એકાંત મોજારે, ભામની કર સાહ્યો તે જારે; જારને હાકટયો તવ નારે, કર તરછોડી ચાલી તે વારે. ૫૯ તેથી શ્રાપ દીધો તવ જારે, મરણ પામજ્યો તુજ ભરથારે; ત્યાર કેડે મરણ પામ્યો તે જારે, રહ્યું ચીત તે નારીમાં ત્યારે. ૬૦ તેની સોકય દેતિ તવ શ્રાપ, થાજે વઇધવ્ય ભામીની આપ; ખુટયો કાળ પડયો શોકય દેહ, મરણ પામી ભામીની તેહ. ૬૧ એક જીવતો રહ્યો ભરથાર; નારી વીણ દુઃખ પામે અપાર; રહી એટલેથી એહ કથાય, પુનરપી શું થયું રૂષીરાય. ૬૨ થઇ તે ભામીની સારદાય, ધરી જારે પદમા નાભ કાય; હતુ પુર્વે તે નારીમાં મન, માટે થયું તે બેનું લગંન. ૬૩ ભોગવી સારદા એક દીન, પદ્મનાભ તે પામ્યો પતંન; પુર્વે ભામીની શ્રાપી તે પાપે, મર્ણ પામ્યો પદ્મનાભ આપે. ૬૪ તેની આશ કરી નીજની ભંગ, તેથી વૈધવ્ય પામી અંગ; તાહારો પુર્વેનો સ્વામિ છે જેહ, હજુ આરોગ્ય તેનો દેહ. ૬૫ તેનું ચીત રહ્યું છે તુજ માંહ્ય, પામે વિયોગે સંકટ ત્યાંહ્ય; માટે નવ લાગે તુજને કલંક, થાશે સ્વપ્ને તે સ્વામીનો સંગ. ૬૬ દેવી કહે સુણ્ય સારદા સાર, સ્વપ્ને ભોગવજે ભરથાર; તારા સ્વપ્નમાં આવે સ્વામીન, તેના સ્વપ્નમાં તું તે દીન. ૬૮ તાહારૂં ને તેનું સ્વપ્ન એક, તેથી વાધશે પ્રેમ વિશેક; સ્વપ્ન સંજોગે રહેશે ઓધાન, પુરે માસે પ્રશવશે સંતાન. ૬૮ બત્રીસ લક્ષણ ને ગુણવાન, પાઠી પંડીતને અતી જ્ઞાન; સુત ઉમર લાયક થાશે, તે હેને લેઇને તું જાત્રાએ જાશે. ૬૯ માહાબળેશ્વરના મારગ મોજાર, તુને મળશે તે તુજ ભરથાર; ચારે નેત્ર થશે તદાકાર, પ્રેમ વાધશે અપરંપાર. ૭૦ તાહારૂને તેનું મળશે એધાણ, સત્ય કહું સારદા નીરવાણ; તેની વૃતી જશે તુજ માંહ્ય, સુર્તા પુર્વની આવશે ત્યાંહ્ય. ૭૧ સ્વપ્ન મુરતીનાં એધાંણ જેહ, બંને ઓળખશો ત્યાં તેહ; તવ સારદા પડજે તું પાય, સોંપી સુતને કરજે શેવાય. ૭૨ તેની સંગે તું જાજે નાર, સુખ ભોગવજે સંસાર; સ્વામી સહીત ભજી ત્રીપુરાર, જાશો કૈલાસમાં નિરધાર. ૭૩ પુત્રની થશે વિશ્વમા ક્ષાત, સારદા સુત જગ વિખ્યાત; કહે સુતજી સુણો રૂશિરાય, એવી વાણી વધાં ઉમીઆય. ૭૪ મધ્ય રાત્રી સમે તે દિન, પાસે નવ મ્યો

ત્રીજુ જંન; એક નઇધરૂવ બીજી સારદાય, સત્ય સત્ય વધાં ઉમીઆય. ૭૫ અતી આનંદ અંગ ન માય, બંને પડીયાં મંમાયાને પાય; જય જય શક્તી શિવા દક્ષ બાળી, પરમેશ્વરી પરમ કૃપાળી. ૭૬ આદ્ય અંત ને મધ્ય વિસ્તાર, તુજ સત્તા સકળ સંસાર; સ્તવિ નઇધરૂવે ધરિયું ધ્યાન, અંબે પામ્યાં છે અંતર્ધ્યાન. ૭૭ ત્યાર કેડે વિત્યા બહુ દીન, સારદાનેતો આવ્યું સ્વપંન; નિત્ય નિશા સમે નિરધાર, હાસ્ય વિનોદે કામ વિકાર. ૭૮ સ્વપ્નમાં ભોગવતિ સ્વામિ, સતિ માહા સુખ સાગર પામી; રહ્યો ગર્ભ ઉદર મોઝારે, ઘણા દીન ગયા વહી ત્યારે. ૭૯ જાણિ સ્વજન કુટુંબે વાત, રહ્યો ગર્ભ એ માહા ઉતપાત; થઇ વિધવા કરયું કુડું કામ, નિંદા આચરે નગ્ર તમામ. ૮૦ પીહેર સાસરીનાં જન જેહ, છેદો નાશા રંડાની કહે તેહ; થઇ ભગતાણી કરતી ભજંન, ઘર ઘાલ્યું રંડાએ કહે જંન. ૮૧ જાણિ જગતમાં વિપરિત વાત, વાણિ આકાશ થઇ સાક્ષાત; નવ સંદેહ ધરશો કોય, ગર્ભ સારદાનો સત્ય હોય. ૮૨ છે ઇશ્વરી ઇચ્છાએ આપ, જન જુઠું વદે લાગે પાપ; સુણિ આકાશ વાણિ તે વાર, જન શાન્તી ન પામે લગાર. ૮૩ કુડા લોકો વદેછે વચંન, જુઠી આકાશવાણી તદંન; જુઠી સ્વપ્નતણિં વાત એહ, લોક વિદ્યા કરે નિત્ય તેહ. ૮૪ કોઇ કહે કાને ન સાંભળ્યું ભાઇ, સ્વપ્ને ગર્ભ ધર્યો એવો બાઇ. ૮૪ કરે હાંસિ વદે સર્વ કોય, સ્વપ્નની વાત સાચી ન હોય; નૈધરૂવ કહે કોઇ ને આળ ન દિજે, જુઠાં જંન પ્રભુ થકી બિજે. ૮૫ એને જુઠુ ચડાવે જે આળ, જીભ્યાએ પડશે જીવ તતકાળ; સતિનો ગરભ સાચો જાણો, નવ સંદેહ અંતરે આણો; ૮૬ કોઇ વ્રધ જ્ઞાની હશે જેહ, સર્વે લોકોને વારે છે તેહ; સઉને શિક્ષા દઇ સમજાવે, દુષ્ટ લોકોના માન્યામાં નાવે. ૮૭ ભાઇયો અકળ ગતિ અવિનાશ, વિના સ્થંભે રહ્યું છે આકાશ; જુવો જળપર અવની ધારી, વરશે આકાશમાં થકી વારિ. ૮૮ જ્ઞાન દ્રષ્ટે જુવોને વિચારી, કૃત ઇશ્વરનું માહા ભારી; માતુ ગર્ભે ઉદર મોઝાર, કરિ રક્ષા આપે જન્મ બાહાર ૮૮ હાડ ચર્મ રૂધર મૌંસ માંહ્ય, પ્રભુએ પય કીધું ત્યાંહ્ય; સ્થળનું જળ કરે જળનું સ્થળ, અવિ-નાશિની કળા અકળ. ૮૯ જુવો પુર્વે મોટા રૂષિરાય, પ્રગટયા તેનો પુરાણે મહિમાય, જગંન્નાથ જે નગરિ કેહેવાય, ત્યાંનો યુપકેત નામે રાય. ૯૦ તેનું રેત પડયું સરિતાય, ગયું જળ ઘટે વારાંગનાય; જળપાન કરયું તે નાર, ધર્યો ગર્ભ પ્રગટિયો કુમાર. ૯૧ જોઇ ઉર્વશિ અંગ કળાય, કામ વાપ્યો વિભાંડિક કાય; પડયું પૃથ્વીમાં વિર્ય તેવાર, ગયું મ્રગલિ ઉદર મોઝાર. ૯૨ તેથિ ગર્ભ રહ્યો ઋષિ તંન, તેથી જનમ્યા

શ્રંગી રૂષીજંન; જેણે કરાવ્યો દસરથ દ્વારે જાગ, રામચંદ્રજી પ્રગટયા માહા ભાગ. ૯૩ એક સૌરાષ્ટ્ર દેશે રાજંન, કર સ્પર્ષો પ્રધલીને વંન; તેથી ગર્ભ રહ્યા તેને તંન, જનમ્યો પુત્ર માહારૂપ રતંન. ૯૪ સત્ય વતી મચ્છ ગરભ સંભુત, પ્રગટયો રાજ પુત્ર અદભુત; મછ ઉદરે મચ્છગંધાય, જો જન ગંધા જગતમાં કહેવાય. ૯૫ મહીશી કેરા ઉદર મોઝાર, પ્રગટયો મહીષાસુર નિરધાર; દેવકી ઉદરનો ગરભ જેહ, રોહીણીજીએ પ્રસવ્યો તેહ. ૯૬ જેનું નામ સંકરષણ કહેવાય, જેના ગુણ અદ્યાપી ગવાય; બળિભદ્રજી જગ વિખ્યાત, જેના શ્રીકૃષ્ણજી સમ ભ્રાત. ૯૭ કૃષ્ણને સુત શાંબ કહેવાય, પ્રસવ્યું મુશળું ઉદરે રાય; સુર મંત્ર સમાગમે સાર; પ્રસવ્યા કુંતાએ પંચ કુમાર. ૯૮ લોપા મુદ્રા અગસ્થની નાર, ટળી નર થયો નારી આકાર; સિમંતની સત્ય વાકય પ્રમાણ, સાંમવાન થયો નારી જાણ. ૯૯ રૂક્ષરાજ વાન્નરનો અવતાર, નારી થઇ જનમ્યા જુગમ કુમાર; વાળી સુગ્રીવ જેમનાં નામ; તેશું મીત્રી કરી શ્રીરામ. ૧૦૦ અંજની સુત સ્વેદનું બીંદુ, પ્રાસ્યું મકરીએ જે પડયું સીંધું; તેનો પુત્ર મકરધ્વજ નામ, રાજ આપ્યું મહીકાવતી રામ. ૧૦૧ મંત્રી મુકયું તું મુનીવરે વાર, પીધું જુમના સ્વરામે તે ઠાર; થયું અજાણે એવું કામ, પ્રસવ્યો પુત્ર માંન્ધાતા નામ. ૧૦૨ શક્ર અંગુળીનું પય પાન, કરયું માહા બળીયો રાજંન; મુની મીત્રા વરૂણે જેહ, વીર્ય ઘટમાં ભરયું હતું એહ. ૧૦૩ તેમાં પ્રગટયા રૂષીજી અગસ્ત, જગ પાવન જ્ઞાન સમસ્ત;સરપીણીને ઉદરેઆધાન,પ્રગટયા રાક્ષસ માહાબળવાન.૧૦૪જેનું અહીમહી રાવણ નામ,જેણે હરીયા સુમીત્રી શ્રીરામ; દરભ થુંબડે પડયું મુની વીર્ય, તેથી પ્રગટી કૃપી કૃપાચાર્ય. ૧૦૫ એવાં અકળ ઇશ્વરનાં કામ, વ્યાપ્યા સકળ વિશ્વમાં શ્રીરામ; કામ અઘટીતને જે ઘટાવે, હરી માયા કળવામાં નાવે. ૧૦૬ છતાં દેહમાં નવ દેખાય, આત્મારામ વસે ઘટમાંય; માટે મુંઢજનો સમજોને, કુડુ આળ ન દઇએ કોને. ૧૦૭ વીના દીઠે ન દોશજ દઇએ, જેથી ચોર ઇશ્વરના થઇએ;જ્ઞાની વ્રધો દે એવિ શિક્ષાય, તોહે નીચ કરે નિંદાય. ૧૦૮ તવ કોપ્યા સદાશિવ રાય, સુણો શ્રોતા પછે શું થાય; તેની નિંધા કરે જંન જેહ, તેને કષ્ટ પડયું ત્યાં એહ. ૧૦૯ પડે જીભ્યામાં જંતુ અપાર, જે કોઇ નિંધા કરે નરનાર; એવું પ્રગટ પારખું જોઇ, સતિ સારદા કહે સર્વ કોઇ. ૧૧૦ એમ કરતાં થયા નવ માસ, પુત્ર પ્રસવ્યો પીતાને અવાસ; થયો બાળક મોટો જે વારે, ભણ્યો શાસ્ત્ર પુરાણો અઢારે. ૧૧૧ તેનું સારદા નંદન નામ; સત્ય સત્ય કહે બધું ગામ; માગી સારદાની આજ્ઞાય, થયા નૈષ્ઠવરૂષી વિદાય.

૧૧૨ સુત સારદાનિ કરે શેવ, ભાવે ભજતાં સદા માહાદેવ; કરતાં ભગ્તી શંકરની અપાર, આચરે શીવ વ્રત સોમવાર. ૧૧૩ એક સમે શિવરાત્રી આવી, સતિ સારદાને મન ભાવી; ગોકર્ણ નામે ક્ષેત્ર કહેવાય, માહાબળેશ્વર નામે શિવરાય. ૧૧૪ ત્યાંતો જાય છે લોકો અપાર, સતિએ કર્યો જાવા વિચાર; સારદા ચાલ્ની સુત લઇ સાથ, દેવી વાકયે મળશે જાણે નાથ. ૧૧૫ એમ વિચારી મનશુ તેહ, આવી ગોકર્ણ ક્ષેત્રે એહ; મળી મેદની લોકો અપાર, ત્યાંની શોભા તણો નહી પાર. ૧૧૬ દેશે દેશના લોકો ત્યાં આવે, મહાબળેશ્વરને ભજે ભાવે; જોતી સારદા સ્વામીનો પંથ, ખોળે ખપ કરી સંઘમાં કંથ. ૧૧૭ હરી ઇચ્છાએ ત્યાં તેણીવાર, મળ્યો મારગે નીજ ભરથાર; ચારે નેત્ર થયાં તદાકાર, ઓળખી સ્વપ્ન એધાંની આકાર. ૧૧૮ એક બીજાનું સ્વરૂપ જેહ, સામાસામી મળ્યું મન એહ; ઉપની ત્યાં પરસ્પર પ્રીત, સ્વપ્ન સંજોગ કેરી રીત. ૧૧૯ દેવી વાકય વહી ગયાં જેહ, મળ્યાં એધાણ સરવે તેહ; નારીએ તવ નામ્યું શિસ, જાણી પતી પરમેશ્વર ઇશ. ૧૨૦ સોંપ્યો બાળ સ્વામીજીને તેહ, નામે સારદા નંદન એહ; કહ્યું નાથને આ તમ સુત, કૃત ઇશ્વરનું અદભુત. ૧૨૧ પુર્વેની સર્વે માંડીને વાત, કહી ઇશ આરાધન ક્ષાત. ૧૨૧ કહ્યું દેવી નૈધરૂવનું વચંન, કહ્યું નીસા સમેનું સ્વપંન; કહી પુત્ર પ્રસવતણી પેર, વેદના વિતી જે તાત ઘેર. ૧૨૨ કહી માંડી હકીકત સર્વ, આજ મંડાયું આનંદ પર્વ; તવ સ્વામી કહે સાભળ નાર, મુને વાહાલી તું અપરંપાર. ૧૨૩ તાહારો પ્રેમ ઘડી ન વીસરતો, તુજ વીણ હું ભુલો ફરતો; માહારા સ્વપ્નમાં આવતી તુય, જોઇ આનંદ પામતો હુંય. ૧૨૪ હતો સ્વપ્નામાં જેવો સંજોગ, તેવો આજ મળ્યો તારો જોગ; આજે ઓળખ્યું તારૂં મેં તંન, જેવું નીરખતો નિત્યે સ્વપંન. ૧૨૫ માટે મળવા થયો મુને પ્રેમ, તુને પણ થયું નારી તેમ; કરી સુખ દુઃખ કેરી વાત, નરનારિને સુત સંઘાત. ૧૨૬ આવ્યા મહાબળેશ્વર માહાદેવ, નીત્ય કરતા શંકરની શેવ; સ્નાન દાન કરી તે ઠામ, પુરણ યાત્રા કરિ આવ્યા ધામ. ૧૨૭ ઘર સુત્ર માંડયું રૂડીપેર, વર્તે નીસદીન આનંદ ભેર; સુખ શાંન્તી થકી દીન જાય, અહોરાત્રી ભજે શીવરાય. ૧૨૮ સોમવાર પ્રદોસ શિવરાત્ર, પ્રેમે આચરતાં વ્રત માત્ર; વધું સુતને ઘર સોંપી ફરતાં, નરનારી બે ભગ્તી કરતાં. ૧૨૯ સુખ ભોગવીયું માસ ચાર, પછે મ્રત્યુ પામ્યાં નીરધાર; પામ્યાં શિવપદ કૈલાસ વાસ, તેને પ્રસન્ન થયા અવિનાશ. ૧૩૦ શિવ ભગ્તો સમું નહીં અન્ય, પારાસર સુત કહે છે વચંન; સત્યવતી સુત વ્યાસ પ્રકાશ, નીગમ શાસ્ત્રતણો અભ્યાસ. ૧૩૧

વધા સુત પુરાણી વચંન, સુણો સૌનીકાદી રૂષીજંન; હરીહર કેરાં અકળ ચરીત્ર, શ્રવણતાં થાય પાપી પવીત્ર. ૧૩૨ કોટી જન્મનાં કીલમીસ નાશે, જેના નામ થકી કાળ ત્રાશે; જન મુંગો તે થાય વાચાળ, પાંગળો ચડે ગીરી વિશાળ. ૧૩૩ રાયનો રંક રંકનો રાય, હરી ઇચ્છાએ પળમાં થાય; થાય તરણુ તે મેરૂ સમાન, મેરૂનું તરણું થાય નીદાન. ૧૩૪ જળનું સ્થળ સ્થળ જળ સોય, ગતી અકળ ગોવીંદની હોય; સુણો સજ્જન શ્રધાવાન, ભવ સંકટ હર ભગવાન. ૧૩૫ શિવ ભગ્તી સમુ કાંઇ નાવે, નરનારી ભજો હરી ભાવે, કર જોડી કહે ગણપત, વ્યાસ હરી ગુરૂ સંત દ્વીજનો દાસ. વલણ. કહે ગણપત હરજીવન સદા કરે, ભજતાં આપ સમાનરે; હરીહર હરદમ સમરવા, ભવ ભય હર ભગવાનરેરેરે. ઇતીશ્રી ગણુપતરામ કૃત શીવસાગર અમ્રતે, સારદાખ્યાન વરણન નામ એકત્રીસમો અધ્યાય સમાપ્ત. ૨૧ શ્રી રામકૃષ્ણ દેવકી જે. હર હર માહાદેવ શીવાર્પણમસ્તુ શ્રીરસ્તુ શુભંભવતુઃ

ગણપતરામ કૃત શીવસાગર.

# અધ્યાય ૨૨ મો.

શ્રી ગણેશાએં નમઃ રાગ સોરઠ. સુત પુરાણી વાણી વદીયા શ્રવણો સૌનીકાદિ રૂષી રાયરે; અપાર મહિમા હરીહર કેરો, કોણે કહ્યો નવ જાયરે. ૧ સત્વ રજ ને તમ ત્રીગુણે, જગ્ત નાંગળીયું જેહરે; બ્રહ્માવિષ્ણુ ને મહેશ્વર, ત્રીગુણ મુર્તી તેહરે. ૨ સરજે પાળેને સંધરે, પોતા તણી સતાયરે; સારદ નારદ શેષ સ્તવેને, નિગમ નેતી ગુણ ગાયરે. ૩ ત્રીતાપને ત્રીપાપ નીવારે, ત્રીકર્મ ત્રી દેહ બંધરે; ત્રી મુર્તી ત્રીગુણાતીત કહાવે, હરીહર અજ એ અબંધરે. ૪ સચરાચર ખચખચી ભરાયું, ચર અચરના જીવરે; વ્યાપીત સર્વાત્મા નિરંજન, સગુણ નિરગુણ શીવરે. ૫ ભરપુર થકી નવ નજરે આવ, ગતી જેની ગુઢરે; શેષ સનકાદીક પાર ન પામે, તો શું જાણે જંન મુંઢરે. ૬ જેની નામનું સ્મર્ણ કરતાં, તરીએ ભવ સંસારરે; હરીહર જીભે નવ ઓચરીયો, ધીક તેનો અવતારરે. ૭ વ્રથા જન્મ ગયો તે નરનો, ફ્રુધો ભોમી ભારરે; માત તાત તણું જોબન હરીયું; જનમી તે મુરખ ગુમારરે. ૮ ઘડી ઘડી પળ જાય ભરાતિ, શીર કાળ ચક્ર ફરેછેરે; ગયો વખત ફરીને નહિ આવે, જ્ઞાની વિચાર કરેછેરે. ૯ નીમીસ્યારણ માહા પાવન ક્ષેત્રે, વદીયા સુત પુરાણીરે; એકે ચિતે શ્રવણો મુનિવર, કથા અમ્રત રસ વાણીરે. ૧૦ રૂદ્રાક્ષ વિભુતી અંગે ધારે, પુન્ય તણો નહી પારરે; સહસ્ત્ર

રૂદ્રાક્ષ અંગે ધરતાં, વંદે સક્રાદી સુર પરીવારરે. ૧૧ એક રૂદ્રાક્ષ સીખાએ બાંધી, સ્નાન કરે નર જેહરે; ગંગા યુમના સરસ્વતી સંગમ, ત્રીવર્ણી સમ ફળ તેહરે. ૧૨ ચતુર્વીસ મસ્તકે ધરીએ, કંઠે ધરે દ્વય ત્રીશરે; શોડ શોડતા બાંહે બાજુ, દવાદસ પોચે ધરીશરે. ૧૩ ષટ ષટ કર્ણે ત્રી ત્રી મુદ્રા, અષ્ટોતર સત માળરે; દક્ષિણ કરે ધરિ શીવ ષડાક્ષર, મંત્ર જપો દીન દયાળરે. ૧૪ ભસ્મ ચર્ચીત ગાત્ર જેનું, રૂદ્રાક્ષ ધારણ એવરે; તેનું દરશન કરતાં નિશ્ચે, માનવા શ્રી માહાદેવરે. ૧૫ એક મુખી રૂદ્રાક્ષ પુજે, ભાગ્ય તણો નહિ પારરે; પંચ મુખ ષટ મુખ અષ્ટ ચતુર્દસ, લક્ષ્મીકારક સારરે. ૧૬ નીત્યે રૂદ્રાક્ષ પુજન કરતાં, શિવ સેવા સમ જાણેરે; અદભુત મહીમા રૂદ્રાક્ષ કેરો, વેદ પુરાણે વખાણેરે. ૧૭ આ વાકયોપર શ્રધા જેને, તે નર દૈવી જાણરે; સુત પુરાણિ કહે સૌનીકજી, શ્રવણ કરો વેદ વાણરે. ૧૮ ગુરૂ કૃપાળુને સર્વજ્ઞ હોયે, શિષ્ય આજ્ઞાવંત ઉદારરે; વકતા ક્ષમાવંત શાન્ત સંતોષી, શ્રોતા પ્રેમીને શ્રધા અપારરે. ૧૯ કાયા આરોગ્ય નીરોગ જેની, મળે કુળવાન નારી સુપાત્રરે; પુત્ર વિચીક્ષણ આજ્ઞા વર્તી, ભ્રાતુ સ્નેહ સર્વ કુટુંબ માત્રરે. ૨૦ પુર્વ તણુ જો પુન્ય હોય તો, આવી મળે સૌ તેહરે; અન્ન ઉદકને રૂણ સંબંધે, થાય એકઠાં એહરે. ૨૧ જેના કુળમાં ભગત રાજ, કોઇ પ્રગટ થશે નરનારરે; તેના અસ્ટોતર સત પરીયા તરસે, ધન્ય તે મનુષ્ય અવતારરે. ૨૨ ભગતને જગતની બીક નહી, તે નીરક્ષા કરે રઘુવીરરે; સુત પુરાણી કહે સૌનીકજી, શ્રવણો કથા ગંભીરરે. ૨૩ કાશ્મીર દેશ તણો એક રાજા, ભદ્રસેન અવીધાનરે; પ્રજા પાલન દાનિ દયાળુ, શીલગુણ વંત પ્રધાનરે. ૨૪ રાય પ્રધાનને સંતાન ન મળે, ભજતા સદા ત્રીપુરારરે; અનુષ્ટાન કરતાં બેઉ જણને, પ્રગટયો એકેકો કુમારરે. ૨૫ રાજ કુંવરનું નામ સુધર્મા, પ્રધાનાત્મજ તારક નામરે; બાળપણે બેઉ સુત શીવ ભજતા, અન્ય ન કરતા કામરે. ૨૬ માત તાત તન સ્વાંગ ધરાવે, આભુષણ શણગારરે; તે સઉ રંકને અર્પણ કરી, ચોળી ભસ્મને રમતા કુમારરે. ૨૭ મોતીની માળાયો ત્રોડી નાંખે, રૂદ્રાક્ષ કંઠે ધારેરે; તાળી વજાડીને નૃત્ય કરતા, શીવ શીવ વાણી ઉચારેરે. ૨૮ સમાન વયે બેઉ સંગે રમતા, અબધુત વેશે ફરતારે; માત તાત નીત્ય સ્વાંગ ધરાવે, તે સઉ અર્પણ કરતારે. ૨૯ રાય પ્રધાને વાત વિમાશી, શી કરવી હવે પેરરે; તેવે સમે પારાસર માહા મુનીવર, પધારયા રાયને ઘેરરે. ૩૦ આસન આપી પુજન કીધું, પ્રેમે લાગ્યો ભુપ પાયરે; માહા મુનીવરને ચરણે લાવી, મુકયા કુંવરને રાયરે. ૩૧ કૃપાનાથ હું ઘણે દોહ્યલે, પામ્યો છઉ આ સુતરે; વિચીત્ર સરખી શોભા

જેને, કામ કરે અદભુતરે. ૩૨ વસ્ત્રાભુષણ કાડી નાંખે, ભસ્મ ચર્ચે શરીરરે; મોતી મણીની માળાઓ તોડી, રૂદ્રાક્ષ ધારે વીરરે. ૩૩ અહો રાત્રી શીવ શીવ જપતા, અવર નહી મુખે વાણરે; તાળી વજાડી નૃત્ય કરે છે, નગ્ન ફરે નીરવાણરે. ૩૪ સમજાવ્યા સમજે નહી બાળક, કરવો કવણ ઉપાયરે; પારાસુર પ્રતે કર જોડી, વ્રતાંત કહે સઉ રાયરે. ૩૫ ત્રીકાળ જ્ઞાની સર્વજ્ઞ મુનીવર, પારાશુર કહે ભુપાળરે; તે પુર્વ તણા અભ્યાસે આચરે, શીવ ભગ્તી બેઉ બાળરે. ૩૬ પારાસુર કહે વિસ્તારીને, સાંભળ સાચુ રાયરે; ભક્ત બીજ પલટાય નહી, કદી કોટી જનમ વહિ જાયરે. ૩૭ તે ઉપર એક કથા કહું તે, સાંભળ સુધુ ભુપરે; પુર્વ તણું વિસ્તારી કહું છું, બંને કુંવરનું સ્વરૂપરે. ૩૮ કાશ્મીર દેશ એક શહેર સુંદીર, માહા પટણ નંદી ગ્રામરે; તે મધ્યે એક ગુણીકા રહેતી, માહાનંદા જેનું નામરે. ૩૯ કામદેવને કામ ઉપજાવે, માહા મનોહર રૂપરે; તે નારીને નિરખી મોહોતા, સુરીનર મુનીવર ભુપરે. ૪૦ રૂપે રતીસમ કાન્તી જેની, વારાંગના અવતારરે; વિજળીસમ ધરે વસ્ત્ર આભુષણ, અલખત અપરમપારરે. ૪૧ મેહેલ મંડપ છજા ઝરૂખાં, રચના મેનાંકારીરે; ધ્વજા પતાકા તોરણ લટકે, કનક કઠેરા અટારીરે. ૪૨ સ્ફટીકસમ સ્થંભ આરસ કેરા, હેમ હીંદોળાખાટરે; રત્ન જડીત પાદુકા જેની, અમુલ્ય આભ્રણ ઘાટરે. ૪૩ મુખ કમળ ચંદ્ર બીંબ ચળકે, કંઠ કોકીલા સારરે; અંગ સુવાસ કસ્તુરી સરખો, ભમર કરે ગુંજારરે. ૪૪ રાજ સુખ વૈભવથી અધિકા, ભોગ ભોગવતી તેહરે; ચામર કરતી સખીયો તેને, વિદ્યુતવર્ણાં જેહરે. ૪૫ ગજરથ હસ્વ ગઉ અંબાડી, દાસ દાસી અપારરે; મેનાં પાલખી નિશાન ડંકો, દ્વારપાળ છડીદારરે. ૪૬ પર્મ ભગ્ત સદાશીવ કેરી, દાતા દયાળુ એહરે; પતીવૃતાનો ધર્મ પાળતી, ગુણીકા થઇને તેહરે. ૪૭ ભસ્મ કરતી રૂદ્રાક્ષ ધરતી, શ્રવણે શીવ પુરાણરે; સોમવાર પ્રદોસ શિવરાત્રી, વ્રત આચરે શુભ જાણરે. ૪૮ સ્નાન દાન જપ તીરથ કરતી, ધરતી શંકરનું ધ્યાનરે; શીવ મંદિર જઇ સેવા કરતી, સપ્ત સુરનું ગાનરે. ૪૯ એક પુરૂષની સંગે પ્રીતી, કરતી કરાર પ્રમાણરે; તેના અંતરમાં ઇંદ્રાદીકસુ, સ્નેહ કરે નહી જાણરે. ૫૦ કરાર કરયો તે સ્વામી સાથે, કરતી પુરણ પ્રીતરે; ત્યાં સુધી કોઇ દેવ આવે પણ, નવ કરે નારી અનીતરે. ૫૧ ગુણકા પતીવૃતા કહેવાતી, આચરે ધરમ અપારરે; દુરબળ રંકનાં કષ્ટ કાપતી, કરતી તે પર ઉપગારરે. ૫૨ શ્રાવણ માસ શંકર કેરાં, કોટી કરતી બાણરે; દ્વીજ હસ્તે અભીશેક કરાવે, શિવ રૂદ્રી નીરવાણરે. ૫૩ નિજ મેહેલના એક ખંડમાં, શિવ મંદીર સારરે; શિવ મંડપની

શોભા સુંદીર, કહેતાં નાવે પારરે. ૫૪ મુરકુટ કુરકુટ નામે પક્ષી, પાળ્યા છે બેઉ ત્યાંહ્યરે; ભસ્મ ચરચી રૂદ્રાક્ષ બાંધે, પક્ષી તણા કંઠમાંહ્યરે. ૫૫ સાયંકાળે નૃત્ય કરાવે, શિવ સનમુખ નિરધારરે; તાળી વજાડી જય શીવ જય શીવ, ઉભી કરે ઉચારરે. ૫૬ તેહ પ્રમાણે પક્ષી બોલે, નૃત્ય કરે ગુણ ગાયરે; તે નારીના સંગના રંગે, પક્ષી ભજે શીવરાયરે. ૫૭ અદભુત ભગ્તી અબળા કેરી, કેહેતાં નાવે પારરે, તે સત્ય જોવાને શીવજી પધાર્યા; માહાનંદને દ્વારરે. ૫૮ સોદાગરનું સ્વરૂપ ધરીયું, અમુલ્ય કંકણ હાથરે; અદભુત વેશ ધરી અવીનાશી, આવીયા છે ભોળોનાથરે. ૫૯ વીનતાએ તવ આસન આપ્યું, જાણી મોટા જંન દીધું માનરે; તેનિ સંગે કરાર કીધો, ત્રણ દીવસ નિધાનરે. ૬૦ દીવ્ય બાણ એક શંકરનું છે, સોદાગરની પાસરે; અબળાને તે બાણ આપ્યું, કહે પુર્યે માહારી આશરે. ૬૧ સોદાગર કહે સુણ સુંદરી, તાહારે માહારે એ સર્તરે; ત્રણ દીવસમાં જો વીઘન પડે તો, પ્રાણ તજુ હું તર્તરે. ૬૨ સોદાગરનાં વચન સાંભળી, વારાંગના વદી વાણરે; સત્ય ન ચુકુ ને શેવા ન મુકુ, ત્રણ દીવસ નીરવાણરે. ૬૩ ત્રણ દીવસ હું તરીયા તમારી, પ્રેમદા પુરણ પ્રીતરે; ઈંદ્રાદીક અન્ય દેવ આવે પણ, તે સમે નવ દઉં ચીતરે. ૬૪ પતીવૃતાનું પણ છે માહારે, સત્ય કહું નીરવાણરે; ત્રણ દિવસમાં વિઘન પડે તો, ત્યાગ કરૂ નીજ પ્રાણરે. ૬૫ સોદાગરની શેવા કરતાં, બે દીન વીત્યા ત્યાંહ્યરે; પર્મ ભગ્તને પતીવ્રતા જોઇ, શીવ રીઝે મનમાંહ્યરે. ૬૬ અકળ ગતી અવીનાશી કેરી, કોણે કળી નવ જાયરે; કૃપાનાથે કઉતીક કીધું, જોવા સતી પરીક્ષાયરે. ૬૭ અકસ્માત અગ્ની પ્રગટાવી, ભોવંનમાં ત્રતકાળરે; મનોહર મેહેલને મંડપ પ્રજળે, આકાશે અગ્ની જવાળરે. ૬૮ હાહાકાર હવો છે નગરમાં, કરે માહાનંદા મન શોકરે; અગ્નિ બુઝાવા કારણ દોડયા, આવે નગરના લોકરે. ૬૯ જાજ્વુલમાન જવાળા ત્યાં ચાલે, ધુમ્ર તણા ઉડે ગોટરે; શીવ મંડપમાં પક્ષી બાંધ્યાં છે, માહાનંદીએ મુકી દોટરે. ૭૦ હાંફળી ફાંફળી અબળા આવી, કુરકુટ મુરકુટ જેહરે; તેના ગળાની દોરીયો કાપી, ઉડાડી મુકયાં તેહરે. ૭૧ જે મંડપમાં સોદાગરનું, દીવ્ય ધરયું છે બાણરે; તે મંડપ થયો ભસ્મ, અગ્ની બુઝાયો પછે જાણરે. ૭૨ સોદાગર તવ શોક કરે છે, મનમાં માહા ઉદાશરે; દિવ્ય બાણ પ્રજળ્યું તે માટે, કર્યો દેહ અગ્નીમાં નાશરે. ૭૩ માહાનંદા તવ મનમાં વીમાશે, આતો વિપરીત વાતરે; સત્ય વચન હું ચુકી માટે, દેહ તજું સાક્ષાતરે. ૭૪ પરદેશીનો પ્રાણ ગયો છે, શરત બાકી દીન એકરે; પતીવૃતા પણ જો ચુકુ તો, જાય માહારો ટેકરે. ૭૫ દુનીયાં કેશે દ્રવ્ય હરવાને, કીધુ

કુડુ કાજરે; પૈસા કારણ હણ્યો પરદેશી, ગુણકાને શી લાજરે. ૭૭ લોકા અપવાદ લાગ્યો મુજને, પ્રૌઢુ બેહુ પાપરે; છું એક દીવસની વેચાણ એની, એમ વીચારે આપરે. ૭૭ તવ ગુણકાએ કાષ્ટનિ ચીતા રચાવી, અગ્નિ મુકયો તે માંહ્યરે; સ્નાન કરી દાન દીધું ધરયું ધ્યાંન, દેહ તજવા ત્યાંહ્યરે. ૭૮ સદાશિવનું સ્મર્ણ કીધું, જોડીને બેઉ હાથરે; જ્યાં જનમુ ત્યાં સોદાગર થાય, એક દીવસનો નાથરે. ૭૯ એમ કહીને અગ્ની મધ્યે, પ્રવેશ કરવા જાયરે; ઓચીંતા ત્યાં પ્રગટયા પોતે, સ્વામી સદાશિવ રાયરે. ૮૦ પ્રચચંબર વાઘાંબર શોભે, ગળે રૂંઢનિ માળરે; ત્રવણ નેત્રને ભાલચંદ્ર, જટા ભસ્મ તંન વ્યાળરે. ૮૧ સદાશિવનું દર્શન દેખી, ચર્ણે નમીને તવ નારરે; માગ્ય માગ્ય કયમ દેહ તજે તું, એમ વધ્યા ત્રીપુરારરે. ૮૨ ગુણીકા ગદગદ કંઠે થઇ, કહે દર્શણ દીધું આપરે; સ્વામી શું કહુ હું તમને, સર્વે જાણો જુગ બાપરે. ૮૩ સનમુખ રહીને સ્તુતિ કરેછે, શંકરની તેણી વારરે; તેવે સમે વૈમાનજ આવ્યું, શોભા તણો નહી પારરે. ૮૪ દીવ્ય સ્વરૂપ ધરિને નારિ, બેઠી જૈ વૈમાનરે, નમી નાથને જઇ કૈલાશે, ત્રુઠયા શિવ ભગવાનરે. ૮૫ અવિચળ ભગ્તી ગુણકા કેરી, નાશ થયો છે જારરે; એક દીવસની અવધ બાકી છે, માટે પ્રાણ તજયો તે નારરે. ૮૬ પ્રભુનુ પદ પામે તે નારી, તેમાં નહિ સંદેહરે; ગુણકા પતિવૃતા કહેવાણિ, માહાનંદા સતી એહરે. ૮૭ નીજ નાથને તજી નારીયો, કરે અન્ય પુરૂષ શું જારરે; તેહ અભાગ્યણિ કુળ લજાવે, ધિક તેનો અવતારરે. ૮૮ પારાસુર કહે સાંભળ રાજા, ભદ્રસેન નિરધારરે; તે મુરકુટ કુરકુટ અવતરિયા, થઇ પ્રધાન રાજ કુમારરે. ૮૯ શિવ ભગ્તીનો મહીમા મોટો, પુર્વતણો અભ્યાસરે; ભસ્મ રૂદ્રાક્ષ અંગે ધારે, સમરે શિવ અવિનાશરે. ૯૦ રૂષીનાં વાકય શ્રવણીને; રાજા હર્ષ પામ્યો મંન રે; તમ સરખા માહા પુરૂષને પુન્યે, પામ્યો છો હું તંનરે. ૯૧ છેલ્લે આશ્રમ સુત પામ્યો છું, વિનતી કરી કહુ આજરે; કેટલું આયુષ્ય કેવો પરાક્રમી, થશે મુની મહારાજરે. ૯૨ ત્રીકાળ જ્ઞાની આપ દયાળા, કહો થશે કેવો વિરરે, સત્ય વાયક વિસ્તારો સ્વામિ, આવે મુજને ધિરરે. મુનિવર કહે છે સાંભળ રાજા, સત્ય કહે દુઃખ લાગેરે; ધિરજ રાખી સાંભળ ભુપત, સત્ય વદુ તુજ આગેરે. ૯૪ પરાક્રમી બળવાન પુરો, થાશે સુરો રણધિરરે; પણ આયુષ મધ્યે વીઘન આવિ, પડશે કુંવરને શરિરરે. ૯૫ દ્વાદસ વર્ષનો સુત એ થાશે, સત્ય માનજે રાયરે; આજ થકિ સપ્તમે દીવસે; મ્રત્યુ કુંવરનું થાયરે. ૯૬ વચન બાણ વાગ્યું રાજાને, અગની દાજ્યો તત-કાળરે; રાણીયો શ્રવણી રૂદન કરતી, પડી પેટમાં ફાળરે. ૯૭ આકુળ વ્યાકુળ

રૂદન કરતા, નગ્ર નિવાસી લોકરે; રાજકુંવરનું મરણ સાંભળી, થયો સરવને શોકરે. ૯૮ પર્મ પાવન પારાસુરજી, જ્ઞાન કરે તવ જાણરે; જ્યારે ત્યારે જનમ્યું તેને, મરવું છે નીરવાણરે. ૯૯ સ્વપ્ન જેવું સુખ જગતનું, સરવે આળ પંપાળરે; મીથ્યા શોક કરે શા માટે, જ્ઞાનવાન ભુપાળરે. ૧૦૦ એમ કહી સરવે સમજાવ્યાં, જ્ઞાન વચન ઉપદેશરે; ઉપાય એક કહું તે કરવો, ધીરજ ધરવી નરેશરે. ૧૦૧ ચાર વેદનું તત્વ છે એ, રૂદ્રાભીશેક જેહરે; સહસ્ત્ર આવર્તન રૂદ્રી કેરાં, લઘુ રૂદ્ર કાહાવે તેહરે. ૧૦૨ શિવ મસ્તકે જળ ધારા કરે, સહસ્ત્ર આવર્તન સારરે, રૂદ્રી કેરો પાઠ કરતાં, આયુષ્ય વૃધી અપારરે. ૧૦૩ સહસ્ત્ર ઘટ જળના ભરીને, દીવ્ય પાલ્લવ ધરવાં લાવોરે; રૂદ્ર મંતરે જળ મંત્રીને, અભીસેક સુતને કરાવોરે. ૧૦૪ દીન પ્રતી દશ સહસ્ત્ર આવર્તન, સપ્ત દીવસ કરો તેહરે; સત્ય સત્ય પારાસુર કહે છે, થાશે આયુષ્ય વૃધી એહરે. ૧૦૫ વાત સાંભળી ગદગદ કંઠે, ભુપ નમ્યો મુની પાયરે; મ્રત્યુ પાસ થક્રી આપ મુકાવો, સમર્થ છો ગુરૂરાયરે. ૧૦૬ તવ યજ્ઞનો પ્રારંભ રાએ કીધો, દ્વીજ તેડાવ્યા સારરે; સમ દમ શાન્ત ને શિળવંતા, જ્ઞાની વિવેકી વિચારરે. ૧૦૭ પર નિંધા પરધન પર દારા, રહીત જેનો દેહરે; ષટ કર્મ સ્વધર્મ શાસ્ત્રમાં પુરા, શિવભગ્તીપર સ્નેહરે. ૧૦૮ સહસ્ત્ર દ્વીજ બેસાર્યા પ્રેમે, કરવા શીવ અનુષ્ટાનરે; સહસ્ત્ર ઘટ ગંગાજળે ભરીયા, ધરિ આમ્ર વૃક્ષનાં પાનરે. ૧૦૯ સુતર તંતુ પુષ્પની માળા, ઘટ ગળામાં વીંટીરે; પુજન કરીને પ્રેમે સ્થાપ્યા, કુમ કુમ અક્ષત છાંટીરે. ૧૧૦ વેદ મંત્રે ઉચાર કરતા, રૂદ્રી ભણે દ્વીજ જેહરે; સુર સાથે આલાપે સરવે, સહસ્ત્ર મુનિવર તેહરે. ૧૧૧ સ્વર થક્રી બ્રહ્માંડ છવાયું, અમર જુવે આકાશરે; તેહ સમાનું દર્શન કરતાં, કોટી જન્મ અઘ નાસેરે. ૧૧૨ ષટ દ્વીવસ સંપુરણ થયાછે, સપ્તમો દીન મધ્યાનરે; રાજ પુત્રનું આવીયું તેવે, ઓચીંતું અવશાનરે. ૧૧૩ મુર્છાગત થઇ પુત્ર પડીયો, નહીં સુધ સાંન શરિરરે; મ્રત્યુ સમો શબવત તવ દેખી, રાએ તજી મન ધીરરે. ૧૧૪ હાહાકાર થયો તે વેળા, કરે રૂદન ભદ્રસેન રાયરે; મુનીવર સરવે ધીરજ આપે, શંકર કરશે સાહ્યરે. ૧૧૫ મુહુર્ત માત્ર અચેત રહ્યોને, મુરછા વળીછે શરિરરે; આળસ મરડી બેઠો થયો મુની, છાંટતા મંત્રીને નીરરે. ૧૧૬ બ્રહ્માનંદ પામ્યો છે ભુપતી, નમતો વારંવારરે; ગદગદ કંઠે કરજોડીને, કરતો સ્તુતી નમસ્કારરે. ૧૧૭ સર્વે મળીને પુછે કુંવરને, મુર્છાંગતનું વૃતાંતરે; પુત્રે ભુપ મુનિવરની આગળ, વરણવ્યું ભાગી ભ્રાંતરે. ૧૧૮ કાળ પુરૂષ કોઇ આવ્યો ભયાનક, દેખંતા વિક્રાળરે; પીત કેસને નેત્ર નાસીકા, જેવી અગ્ની

જ્વાળરે. ૧૧૯ દારૂણ દંતને ડાઢ ભયંકર, કાજળ વર્ણો દેહરે; લોહ પાસ કર ડંડ ગ્રહ્યા છે, પર્વત સરખો જેહરે. ૧૨૦ રક્ત કૃતાંતસમ જીભ્યા લળકે, દેખી પડયો મને ત્રાસરે; અચાનક આવીને બાંધ્યો, મુજને અવળે પાસરે. ૧૨૧ યમ લોકે લઇ ચાલ્યા મુજને, આકાશ મારગ એહરે; તેવે સમે ત્યાં સાંમા મળીયા, માહા પુરૂષ રૂપ જેહરે. ૧૨૨ શીર જટા તન ભસ્મ ધારી, દીવ્ય પુરૂષ પાવનરે; દશ ભુજા કર સંખ શીંગી, સોભે પંચ વદનરે. ૧૨૩ ચાપ ડંડ કર ત્રીશુળ શોભે, કંઠે રૂદ્રાક્ષ માળરે; ત્રીપુંડ્ર તાણ્યાં વ્યાઘ્ર ચંબરને, વાઘાંબર વિશાળરે. ૧૨૪ ચાર મુર્તી સ્વરૂપ તેમાં, મુખ્ય વિરભદ્રજી નામરે; તેણે આવીને મુજને મુકાવ્યો, ફેડયો જમનો ઠામરે. ૧૨૫ પાસ તોડી મને મુકયો છોડી, તળે હારી નાઠો તેહરે; માહા પુરૂષ નીજ ધામે પધાર્યા, મેં તવ દીઠું જેહરે. ૧૨૬ કુંવર કેરાં વચંન સાંભળી, રાયને હર્ખ ન માયરે; પારાસુરને પ્રેમ ધરીને, ભુપતી લાગે પાયરે. ૧૨૭ કૃપાનાથ એ કૃપા તમારી, તમો ઇષ્ટ ભગવાનરે; મ્રત્યુ થકી મુકાવ્યો સુતને, આપ્યું જીવત દાનરે. ૧૨૮ નાના વિધ વાજીંત્રો વાજે, હર્ષ તણો નહીં પારરે; ગરજી ગરજી વિપ્રો ભણે છે, રૂદ્રી સુર ઉચ્ચારરે. ૧૨૯ સપ્ત દીવસ સંપુર્ણ કીધો, આશીર્વાદ અભીશેકરે; વિપ્રોને પય સર્કરા ઘ્રત, ભોજન કરાવ્યાં વીશેકરે. ૧૩૦ હસ્તી હશ્વ ગજ રથ ભોમી, ગ્રામને ગૌદાનરે; દ્રવ્ય વસ્ત્ર અલંકાર અર્પે, દ્વીજોને દઇ માનરે. ૧૩૧ મુનીયો મધ્યે રાજા ઉભો, લાગે સરવેને પાયરે; અક્ષત મંત્રી આશીષ વચને, છાંટે સરવ રૂષીરાયરે. ૧૩૨ ધન્ય ધાન્ય પશુ પુત્ર લાભ, દીર્ઘાયુષ્ય બળવાનરે; સુખ સંપતી સંતતીને રાજ્ય, ભોગવજે રાજનરે. ૧૩૩ તે સમે માહા આનંદ વર્તે, ગાંધર્વ ગુણી જન ગાયરે; જાચક જન જસ છંદ બોલે, અત્યંત દાન અપાયરે. ૧૩૪ તેવે સમે ત્યાં સ્વર્ગ ભુવનથી, આવ્યા નારદ મુની દેવરે; રાય રૂષીને સકળ સભા જંન, ઉઠી નમ્યા તતખેવરે. ૧૩૫ આસન આપી પુજન કીધું, પ્રેમે લાગ્યા પાયરે; તેવે સમે નારદજી વદીયા, સુણ ભદ્રસેન રાયરે. ૧૩૬ સ્વર્ગ ભુવન થકી હું આવ્યોછું, અવનિતળ મોઝારરે; મારગમાં મેં કૌતીક જોયું, કહુ તેનો વિસ્તારરે. ૧૩૭ યમદુતને શીવના ગણ બંને, કરતા વાદ વિવાદરે; શંકરનો ગણ વીરભદ્ર તે, ગરજીને કરતો નાદરે. ૧૮૩ યમદુત કહે રાય ભદ્રસેનના, સુત તણું અવસાનરે; દ્વાદસ વરસ ને સપ્ત દીને, મ્રત્યુ ચીન્હ નિદાનરે. ૧૩૯ ધર્મરાયની આજ્ઞા પાળી, અમો લેવા આવ્યા આજરે; શા કારણ સ્વામી તમો આવી, મુકાવ્યો મહારાજરે. ૧૪૦ શીવગણમાં વીરભદ્ર તે વદીયા, સાંભળજયો યમદુતરે; દ્વાદસ વર્ષે મ્રત્યુ

ચીન્હમાં, ભેદ હતો અદભુતરે. ૧૪૧ રાજકુંવરનો આયુષ્ય અત્યંત, દસ સહસ્ત્ર વરશે નીરધારરે; મ્રત્યુ ભય નીરવાણ કીધો, રૂદ્રાનુષ્ટાને સારરે. ૧૪૨ તે પુણ્યે તે ક્ષીણ આયુષ્ય, વૃધી પામ્યું આજરે; અમો આવ્યા મુકાવા આપી, આજ્ઞા શીવ માહાજરે. ૧૪૩ રૂદ્રાનુષ્ટાન તણો એ મહીમા, આયુષ્ય વ્રધી થાયરે; ગંડાતરને વ્યાધી પીડયા, માહા રોગથી મુકાયરે. ૧૪૪ ધર્મ આગળ ચીત્ર ગુપ્તે જોયું, સુતનું આયુષ્યરે; દ્વાદશ વરસે ગંડાતરથી, મ્રત્યુ એનું દીસેરે. ૧૪૫ તેવે સમે ત્યાં મહત્પુણ્યે, વ્યાધી પામે નાશેરે; દસ સહસ્ત્ર વરસનું આયુષ્ય તેને, પ્રાપ્ત થાય પ્રકાશરે. ૧૪૬ રાજ સુખ વૈભવ ભોગવશે, એમાં નહી સંદેહરે; એ સર્વે બીના મેં નજરે દીઠી, તને કહી આવ્યો છું તેહરે. ૧૪૭ દેવ રૂષીનાં વચન સાંભળી, રાય થયો રળીયાતરે; નારદજીને પાએ પડયો, જોડી બંન્યો હાથરે. ૧૪૮ નારાયણનું સ્વરૂપ તમો છો, બ્રહ્મપુત્ર નિરધારરે; અનેક જનનો ઉધાર કરવા, વીચરો ભુવન મોજારરે. ૧૪૯ અત્યંત સ્તુતી કરી ભદ્રસેને, ગદગદ કંઠે સ્તવંનરે; આશીષ્ય વચન વદીને નારદજી, ચાલ્યા સ્વર્ગ ભુવંનરે. ૧૫૦ આ મોટા ને તે નાનાં, એમ કહે જન જેહરે; તે ચંડાળનું મુખ નવ જોવું, માહા અમંગળ દેહરે. ૧૫૧ જયોતી સ્વરૂપે એક જાણવી, એમાં નહી ભીન ભેદરે; છ શાસ્ત્ર ને અઢાર પુરાણો, વદે પોકારી ચારે વેદરે. ૧૫૨ આખા દીવસમાં એકવાર, વદે રામ કૃષ્ણ શીવ વાણીરે; સફળ દીવસ તે જનનો જાણો, પુન્યવાન તે પ્રાણીરે. ૧૫૩ વલણ. પુન્યવાન તે પ્રાણી જાણો, ભજે રામ કૃષ્ણ શીવ રાયરે; કહે ગણપત કર જોડીને, જન્મ મરણ દુઃખ જાયરેરેરે. ઇતી શ્રી ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે લઘુ રૂદ્ર મહિમા વર્ણનર્નામ, બાવીસમો અધ્યાય સમાપ્ત. ૨૨ શ્રી રામ કૃષ્ણ દેવકી જે, હરહર માહાદેવ હર. શીવાર્પણમસ્તુ શ્રીરસ્તુ શુભંભવતું.

ગણપતરામ કૃત શીવસાગર.

## અધ્યાય ૨૩ મો.

શ્રી ગણેશાએનમઃ રાગ ગોડી. શીવ રામ વદ્યા લોમ હર્ષણના તંન; શ્રવણો સૌનીકાદી મુનિજંન; કળીમાં એક સાર સાધન, ભાવે ભજવા તે પંચ વદંન. ૧ બ્રાહ્મણ ક્ષત્રી વૈષ્ય શુદ્ર ચો વર્ણ, ગ્રહસ્થ બ્રહ્મચારિ વાનપ્રસ્થ; પુર્ણ સ્ત્રી બાળક વૃધ્ધ વિધવા તરૂણ, સર્વે શીવ કીરતન કરવું સંપુર્ણ. ૨ જન શીવ સ્મરણ નવ કરે અણુ માત્ર, તેને જાણો અત્યંત અપવિત્ર; તેણે પેહેર્યાં વસ્ત્ર અલંકાર, જેણે પ્રેતને તન શણગાર. ૩ તેણે

ભક્ષણ અંન્ન જેમ, પશુએ તરૂણ ભક્ષુ તેમ; નેત્રે નવ નિરખ્યા પંચ વદન, નવ કીધું હરીહર દર્શન. ૪ તેના નેત્રને જાણો તેવાં, મોર પીંછના ચાંદલા જેવાં; કથા શીવની ન કિધી શ્રવણ, વ્રક્ષ પોલસમાં તેનાં કરણ. ૫ જેણે પુજ્યા ગારીજાવર, નવ દિધુ ત દાન જે કર; તેને સર્પ ફણા સમ જાણો, વ્રક્ષ ડાળી સમાં તે પ્રમાણો. ૬ દેવ મંદીર કથા તીર્થે સ્નાન, દરશન કરવા સાધુ ભગવાન; પરમારથ જે નવ ધાય, જાણો મુસળ સમ તેના પાય. ૭ નાશીકા રોકી ધરિયું ન ધ્યાન, નાસા તે નોળ બીલ સમાન; હરી દ્વીજ સંતને ચર્ણ, જેણે શિષ્ય નમાવ્યું ન ધ્રર્ણ. ૫૩ તો તે મુસ્તકને એવું જાણો, કટુ તુંબી ફળ વત પ્રમાણો; હરીહર વિના ઓચરે જેહ, વ્રથા ભાષણ સરવે તેહ. ૫૪ સદ કર્મ પરમારથ કામ, કર્યા વિણ જાણો મિથ્યા તમામ; એક લાડકવાયો સુત સુર, જાય દેશાંતર માહા દુર. ૫૫ વણે કાળે આવે ઘેર જેમ, માત પિતા હરખે મન તેમ; ધાઇ સુતની સામા જાય, તેમ ધાવુ મંદીર શીવરાય. ૫૬ કુળવંતી સુપાત્ર જે નાર, પરણી ગુણવંત નિજ ભરથાર; પતી ગયા તજીને વિદેશ, સતી જોબન બાળે વેશ. ૫૭ ઘણું દ્રવ્ય કમઈ લઈ સાથ, આવે પરદેશથી તેનો નાથ; જાણિ આવતા પોતાના પતી, ધાઇ ઉઠી સામી જાય સતી. ૫૮ તેવી રીતે ધાવું નિરવાણ, થાય જ્યાં શીવ કથા પુરાણ; શીવ ભગ્તને જોઇ હર્ષ પામે, તેનાં સંકટ સઘળાં વામે. ૫૯ ઉંચ નિચ ને વ્રધ કે બાળ, મુઢ મુરખ કે વીધા વીશાળ; સ્વરૂપ કુરૂપ કે જ્ઞાની, હોય વીવેકી કે અભીમાની. ૬૦ વ્યાસ આસને બેસે તેહ, વાંચે ચરીત્ર હરિનાં જેહ; તેને નમવું જઇને શિષ, તે સમે તેને જાણવા ઈષ્ટ. ૬૧ શ્રોતાએ ધરવું નહિ અભીમાન, તેને જાણવો શિવ સમાન; વ્યાસને નવ કરે નમસ્કાર, મુંઢ મુરખ જન તે ગુમાર. ૬૨ બેસે વ્યાસ સમોવડ જંન, ધરી અંતરમાં અભીમાન; માતુર ગમની જાણો તે ચંડાળ, નીશ્ચે અવતરે થઇને વ્યાળ. ૬૩ બેસે વ્યાસથી ઉંચે આસંન, ધરે ઉંટ તણું તે તંન; કરે કંટક ભક્ષણ આહાર, તેનિ પિઠે ભરે અતી ભાર. ૬૪ લાંબા ચર્ણ ઘાલી બેસે જેહ, નર તે પામે સરપનો દેહ; કરે નીદ્રા કથામાં જંન, પામે અગજર સર્પનું તંન. ૬૫ પાસે બેશિ નવ ઉઠાડે તેને, વાદી થઇ ફરે ઉપાડી એને; કથામાં કરે વાદ વીવાદી, થાય વાયસ તેહ પ્રમાદી. ૬૬ પર નીંધા કરે કુદ્રષ્ટ, થાય સુકર તે પાપીષ્ટ; હરી કથા વીશે કરે ભંગ, થાય જુઠું તેનું પામે અંગ. ૬૭ હાંસી વચન વદે નર જેહ, થાય જાંબુક તેનો દેહ; કરે વ્યાસ તણું માન ભંગ, તેવા નરનો ન કરવો સંગ. ૬૮ કથા વીશે જઈ નર જેહ, કરે વ્યસન

નાના દેહ; કરે તાંબુળાદી અન્ય ભોગ, તેને થાય અરજીણ રોગ. ૬૯ કથા વીશે કરે તકરાર, શ્વાનયોની પામે નર નાર; વ્યંગ વચન વદે જે અનીતી, હરીહરની ધરે નહિ ભિતિ. ૭૦ પાડે વીક્ષેપ કથાને ઠામ, તેને કોપે સદા શિવરામ; કથા તજી અધવચ ઉઠી જાય, તેને માહા દારૂણ અઘ થાય. ૭૧ તજી કલ્પના સરવે દુર, મન હરી હરમાં ભરપુર; એક આસનને એક ધ્યાન, રેહેવું મુન્ય ન ધરવું ગુમાન. ૭૨ પર નીંદ્યા નહી પર દ્વેષ, નવ કરવો તે કજીયો કલેશ; એવી રીતે કરી મંન સ્થીર, જાવું હરીહરને મંદીર. ૭૩ પ્રભુની કથા જે જંન ગાય, તેને પ્રથમ નમવું પાય; સર્વે વ્યસન તણો કરી ત્યાગ, કથા શ્રવણતાં ધરવો વૈરાગ. ૭૪ વસ્ત્ર બંધન શીર નવ કરવું, ઉતારી અવનીપર ધરવું; સ્વચ્છ વસ્ત્ર અંગે પરીધાન, કરવી કથા શ્રવણ ભગવાન. ૭૫ હરીહરની કથા જ્યાં થાય, સકળ તીર્થો ત્યાં આવી ભરાય; હરી કથાનો મહીમા અપાર, શ્રવણે સૌનીકાદી રૂષી રાય. ૭૬ હરી કથા કરાવે જેહ, તેણે આચરવી વીધી તેહ; સ્વચ્છ મંદીર લીંપી સાર, કદળી સ્થંભ તોરણ અશોક દ્વાર. ૭૭ નાનાવીધની કરવી શોભાય, વીહીવા કર્મ સમી રચનાય; મધ્ય મંડપે આસન એક, પુર્વાભીમુખ શોભા વીશેક. ૭૮ તેના ઉપર પધરાવવા વ્યાસ, થાવું અંતરમાં ઉલ્લાસ; પ્રથમ પુસ્તકની પુજા કરવી, પછે વ્યાસની વીધીએ આચરવી. ૭૯ ચરચી ચંદન કુમ કુમ ભાળ, કંઠે આરોપિ પુષ્પની માળ; ચોડી લેલાટે અક્ષત સાર, નીચે નમી કરવો નમસ્કાર. ૮૦ ધુપ દિપ ને નૈવેદ ધરવું, કર જોડી સ્તુતી સ્તવન કરવું; દક્ષીણ કે પુર્વાભીમુખ, બેસવું પુરાણી સનમુખ. ૮૧ મન નીશ્ચળ ને નિશ્ચિત, વ્યાસ જાણવા શ્રી ભગવંત; સર્વે દ્વીજોને આસન દેવું, કામ ક્રોધથી વરજીત રેહેવું. ૮૨ લખી કંકોતરિ શુભ સાર, તેડવાં સગાં મીત્ર પરીવાર; બ્રહ્મભોજન યથા દક્ષણાય, પુર્ણાહુતી સમે કરવી શોભાય. ૮૩ રથ સુખપાલ કે વાજીંત્ર જેહ, વ્યાસને બેસારી તે પર તેહ, નાના વીધના વાજીંત્રો વાય, રૂડાં માનુની મંગળ ગાય. ૮૪ વરઘોડો ફેરવી પુર માંહ્ય, વળાવ્યો વ્યાસ આશ્રમ જ્યાંહ્ય; યથા શક્તીએ દેવાં દાન, સંત દ્વીજ હરીજનને માન. ૮૫ એવી રીતે કરે જન જેહ, પરીયા બોહોતેર તારે તેહ; હરીહરની કથા જે પરહરશે, નરનારી તે નર્કે સંચરશે. ૮૬ કરે અવગણના જન જેહ, કષ્ટ ભોગવે પામર તેહ; ચંદ્ર સુર્યને અગ્ની તેજ, આપ્યું પ્રભુએ કળા દ્વાદશ તેજ. ૮૭ સહસ્ત્ર ચંદ્ર અગ્ની સુર્ય સમાન, સાક્ષાત છે શિવ ભગવાન; ક્ષણ માત્ર ધરે જન ધ્યાન, જેના નામે તરે અઘવાન. ૮૮ સત્યવતી સુત વ્યાસ વચંન, કહે સુતજી સૌનીક રૂષી જંન;

હરી કથા શ્રવણનો ભેદ નવ જાણે પુરાણે વેદ. ૮૯ સુણે શ્રધા સહીત રૂષીરાય, કહુ કથા શ્રવણનો મહીમાય; દક્ષીણ દેશ અમંગળ ગામ, તેનું મુળી ચંબા કેવળ નામ. ૯૦ પુરવાસી અમંગળ સર્વે, કામ ક્રોધ લોભ મોહને ગર્વ; અતી લાલચુંને લંપટી, વીશ્વાસઘાતી કુડાં કપટી. ૯૧ જારી કર્મ કરે નર નાર, નહીં સાર અસાર વીચાર; ઉંચ નીચ રાયકે રંક, કરે જારી ચોરી આડે અંક. ૯૨ પ્રજા પામે અતી ત્યાં કષ્ટ, માહા નિર્દય નષ્ટને ભ્રષ્ટ; એવું ગામ અધરમી અપાર, એક દ્વીજ રહેતો તે મોઝાર. ૯૩ તેનું નામ વીદુર નીરધાર, બહુલા નામે હતી તેની નાર; બંને દંપત પાપી પર્મ, કરે જાર ચોરીનાં કર્મ. ૯૪ વીદુર વેસ્યા શું રમતો રંગ, જાતો પરનારીને સંગ; તેની નારીએ રાખ્યો જાર, બહુલા કરતી તેશું વ્યભીચાર. ૯૫ એક સમે વીદુર ગયો બહાર, તેના ઘરમાં આવ્યો છે જાર; બહુલા સંગે કરે ક્રીડા કામ, તેવે વીદુર આવ્યો નીજ ધામ. ૯૬ જાર નાઠો ઉઠી તેણી વાર, કરી નાથે તાડણ નીજ નાર; બહુલા રૂદન કરંતી કહે છે, સ્વામી કહો વાંક મહારો શો છે. ૯૭ તમો સેવોછો પારકી નાર, ત્યારે મેં પણ રાખ્યો જાર; એમાં સ્વામી શો અંન્યા માહારો, નાથ મનમાં તે વાત વીચારો. ૯૮ સુણી નારીનું નીતિ વચંન, પછે વદીયો વીદુર દ્વીજ જંન; સુણ કામની હું કરૂં જાર, આપી દ્રવ્ય સેવું પર નાર. ૯૯ જો તું લાવી આપે મને દામ, ત્યારે સુખેથી કરૂં તે કામ; સુણી નાથનાં એવાં વચંન, દ્રવ્ય મેળવતી સ્ત્રી જંન. ૧૦૦ માંડયો વેસ્યા સમો વહેપાર, કરે અધર્મ નિત્યે નાર; કરે વિદુર અતિ અન્યાય, દ્રવ્ય લઇ ગુણીકા ઘેર જાય. ૧૦૧ નિજ દ્રવ્ય વસ્ત્ર ને અલંકાર, નારીનાં વસ્ત્ર ને શણગાર; સરવે આપ્યું છે વેસ્યાને દ્વાર, કુડાં કર્મ કરે અનાચાર. ૧૦૨ અક્ષભા ભક્ષ અગમા ગમન, મધુ પાન કરે દ્વીજ જંન; તેના પાપ તણો નહીં પાર, એળે ખોયો દ્વીજે અવતાર. ૧૦૩ તેમ કરતાં થયો વ્રધ દેહ, કાળ ખુટે પામ્યો મર્ણ તેહ; ભયંકર આવ્યા યમદુત, લઇ ગયા મારફતે અદ્દભુત. ૧૦૪ ધર્મ આગળ ઉભો કીધો, કર્યા કર્મનો દંડજ દીધો; ચીત્રગુપ્ત વાંચે પાનુ ત્યાંહ્ય, સુણી લાજે મુરખ મન માંહ્ય. ૧૦૫ રૂષી સૌનિકને સુત કહે છે, સુર્યનંદન વાણી વદે છે; ચૌદ ભુવનમાં નિરધાર, લક્ષ ચોરાસી જીવ અપાર. ૧૦૬ સરવે લોકથી ભુતળ સાર, તેમાં ઉત્યમ મનુષ્ય અવતાર; વર્ણ અષ્ટાદસ છે જેહ, તેમાં ઉત્યમ બ્રાહ્મણનો દેહ. ૧૦૭ સ્વર્ગ નીવાસી અમર જેહ, ઇચ્છે અવની મનુષ્યા દેહ; કાહાવે દેવને દુર્લભ એહ, પર્મ પાવન દ્વીજનો દેહ. ૧૦૮ પુર્વનાં માહા પુંન્ય પ્રતાપ, દ્વીજ દેહ પ્રગટ થાય આપ; જગ પાવન પારસ

સમ કહાવે, ફરી ફરીને એ નહિ આવે. ૧૦૯ દેહ ધર્યા તણો પર્મ લાભ, ભજવા પ્રભુ બેશી આસન ડાભ, દેહ સાધન નવ કરે જેહ, તેનો જાણવો પ્રેત સમ દેહ. ૧૧૦ નીમ સ્વધર્મ નીતિ વેહેવાર, જેણે નવ ભજ્યા જુગદાધાર; તેલીના બેલ સરખો તેહ, માયા ઘાંણીમાં વહી છુટયો એહ. ૧૧૧ નીદ્રા ભય મૈથુન ને આહાર, પ્રાણી માત્રને જ્ઞાન એ ચાર; જ્યાં જ્યાં જન્મ ધરે વારંવાર, ત્યાંત્યાં મળશે એ વસ્તુ ચાર. ૧૧૨ લક્ષ ચોરાસી અવતાર માંહ્ય, નથી હરી ભજવાનું કયાંહ્ય; કેવળ લાભ મનુષ્યા તંન, કરવું હરી હર કેરૂં ભજન. ૧૧૩ દયા દાન ને દીનતા એહ, સીતા રામશું કરવો સ્નેહ; સદાશીવનું ધરવું ધ્યાન, નથી લાભ તે એહ સમાન. ૧૧૪ જેણે નવ ભજ્યા જુગદાધાર, તેનો છુટી પડયો અવતાર; તેડે આવેલું બુડયું ઝાઝ, નર નફટને નહીં લાજ. ૧૧૫ કહે સુતજી સુણો રૂષીજંન, ધર્મરાય વધા એ વચંન; પછે દુતને આજ્ઞા આપી, માહા અમંગળ છે એ પાપી. ૧૧૬ કીધાં કર્મ ભોગવશે એહ, નાંખો નર્કમાં નીર સંદેહ; દેતા યમદુત તેણીવાર, નાના વિધનાં કષ્ટ ને માર. ૧૧૭ કરી લોહ તણી ત્યાં નાર, ઉષ્ણ ધીકાવી અગ્ની મોજાર; તે શું ભરાવે તેને બાથ, દેહ પ્રજળે અગની સાથ. ૧૧૮ તપ્ત તામ્ર ભોમીપર તાણે, ઉષ્ણ વેળુમાં તે જ પ્રમાણે; તપ્ત તેલ કઢા છે તેલ, તેમાં ઉકાળે પાપીનો દેહ. ૧૧૯ ઉષ્ણ લોહન શીસુ ઉકાળી, રસ રેડ ગળામાં પ્રજાળી; મળ મુત્ર રૂધીર પરૂ વીસ્ટ, રેડે મુખમાં જાણીને પાપીષ્ટ. ૧૨૦ કુડી નજરે જોતો પર નાર, કરે મશ્કરી ઠઠા અપાર; તેનાં નેત્ર ફોડે નીરધાર, ગીધ વાયસ ચંચુ પ્રહાર. ૧૨૧ સ્પરષી પરનારી આલીંધંન, મુખ હાસ્ય કર્યુ ચુંબન; તોડે સાંણસે તેની કાય, વિછું પનંગસુ ડંસ દેવાય. ૧૨૨ માહા કષ્ટ કહેતાં નાવે પાર, ભોગવ્યું બીજે નર્ક મોજાર; પછી અવતાર પામ્યો એહ, પ્રેત યોની ભયંકર દેહ. ૧૨૩ વળી કંટક વનમાં વાસ, નહિ ભક્ષ મળે પામે ત્રાસ; ન મળે ફળ જળ કે અંન્ન, માહા કષ્ટ પામે પ્રેત તંન. ૧૨૪ વિદુર વિપ્રની થઇ એ દશાય, મુની શ્રવણો બહુલાનું શું થાય; પામ્યો મર્ણ વિદુર દ્વીજ જ્યારે, નારી વૈધવ્ય પામી ત્યારે. ૧૨૫ માંડયો વસ્યા તણો વેપાર, અતિ આચરતી વ્યભીચાર; એમ કરતાં ગુમાવ્યો કાળ, આવ્યો એક દિવસ વીશાળ. ૧૨૬ શીવરાત્રી તણો મહિમાય, જન ગોકરણ ક્ષેત્ર એ જાય; માહાબળેશ્વરની જાત્રા કાજ, મળી જાય લોકનો સમાજ. ૧૨૭ નાના વિધનાં વાજીંત્રો વાય, ભગત જન શીવના ગુણ ગાય; તવ બહુલા ગઇ સંઘ માંહ્ય, માહા-બળેશ્વર જાત્રા જ્યાંહ્ય. ૧૨૮ શીવ સમીપે મારગ માંહ્ય, મોટા મુનીવર

બેઠા ત્યાંહ્ય; એક સ્થાનીકે થાય કથાય, વ્યાસ વાંચે હરી મહિમાય. ૧૨૯ બેઠી ભગ્ત જનોની સભાય; નરનારી શ્રવણવા કથાય; વ્યાસ શિક્ષા વદે છે જ્યાંહ, તેવે બહુલા આવી છે ત્યાંહ. ૧૩૦ ચાલે જ્ઞાન પ્રસંગ તે વાર, બેઠી સાંભળવાને નાર; વદે વ્યાસ સુણો સરવે જંન, સત્ય વેદ પુરાણે વચંન. ૧૩૧ નર નારી કરે વ્યભીચાર, તેને પાપ તણો નહિ પાર; જેમ દીપક અગ્નીની જ્વાળે, પડી પ્રજળે પતંગ તતકાળે. ૧૩૨ કરે જે કુડાં કર્મ અધર્મ, ભ્રસ્ટાચારને જારનું કર્મ; તેને જેમ લોહ જંજીર જડશે, મરણ સમે તે માલમ પડશે. ૧૩૩ હશે પાપીણી નારી જેહ, તને શીક્ષા કરે જમ એહ; લોહ ભોંગળ મુસળ તપાવી, ગ્રહે સાંણસે પાસે લાવી. ૧૩૪ કરાવે યોની મધ્યે પ્રવેશ, પુછે પુનર્પી કર્મ કરેશ; તપ્ત સહસ્ત્રો કરી તંન છેદે, યોની પાર થઇ અંગ ભેદે. ૧૩૫ લોહના નર તપ્ત કરાવી, પાપણી નારીને પાસે લાવી; આલી ધાવશે બાથ ભરાવી, તપ્ત તેલ ઉપર છંટાવી. ૧૩૬ ત્વચા ચરચડશે તેણી વાર, માહા કષ્ટ તણો નહિ પાર; એવી સાંભળી વ્યાસની વાણી, તેથી બહુલા ઘણું ગભરાણી. ૧૩૭ પોતામાં એવા અવગુણ જાણી, ચાલ્યાં નારીના નેત્રમાં પાણી; કરતી પસ્તાવો મનમાં અપાર, આંખે ચાલ્યાં આંસુડાં નીરધાર. ૧૩૮ જુવાનીમાં કર્યાં કર્મ જેહ, અતિ યાદ આવે છે તેહ; ડસકાં ભરતી નયણે જળ ભરતી, પુરો પસ્તાવો પ્રેમદા કરતી. ૧૩૯ પડયો મનમાં તે ત્રાસ અપાર, શ્રવણી જમ કીંકર માર; અતિ બહુલા થઇ ત્યાં ઉદાસ, પડયો તરીયાના તંનમાં ત્રાસ. ૧૪૦ મુખે શીવ શીવ વદતી જાય, દુઃખ દારૂણ નહી સેહેવાય; મેં તો કીધા અધરમ અપાર, કુડાં કર્મ વેસ્યાનો વેપાર. ૧૪૧ હવે શી ગતિ માહારી થાશે, રોતી નારી મુકી નીશ્વાસે; મેં તો રજની દિવસ કે વાહાણું, મદ જોબને જાતાં ન જાણું. ૧૪૨ નવ લીધું મેં શીવનું નામ, જીભે નવ ભજ્યા સીતારામ; આખા જગતમાં પાપણી કોય, મારા જેવી બીજી નહિ હોય. ૧૪૩ ઉંચા કુળમાં દ્વીજની નારી, જન્મ અમુલ્ય અવસર હારી; કર્યાં નીચ થકી નિચાં કાજ, ખોઇ લાખ ટકાની લાજ. ૧૪૪ ધિક ધિક મારો અવતાર, શેવ્યા જાર તજી ભરથાર; ધિક ધિક પડયો મમ દેહ, કર્યો પરનર સાથે સ્નેહ. ૧૪૫ નારી પસ્તાતિ અપરંપાર, કથા વિસરજન થઇ તેણીવાર; આવી અબળા એકાંત મોઝાર, લાગી વ્યાસ ચરણ નીરધાર. ૧૪૬ નયણે નીર ને ડસકાં ભરતી, કરજોડીને સ્તુતી ઉચરતી; તમો માત પિતા છો મહારાજ, પ્રભુ રાખો હું રંકની લાજ. ૧૪૭ પુર્વની જે પોતાની કરણી, નારીએ વ્યાસ આગળ વરણી; તમો પ્રભુસમા છો ભુદેવ, માહારાં પાપ નિવારો એવ. ૧૪૮ હું તો શરણે તમારે

સ્વામી, મુને ઓળખાવો અંતરજામી; દ્વીજને દયા આવી અપાર, નારી-ને કહ્યું જ્ઞાન તે વાર. ૧૪૯ ક્ષેત્ર ગોકરણ કૈલાસ ધામ; માહાબળેશ્વર છે શીવ નામ, તેમાં જઈને સાગર સ્નાન કરવું, સદાશીવતણું ધ્યાન ધરવું. ૧૫૦ શીવરાત્રી પ્રદોશ સોમવાર, વૃત આચરવું નિરધાર; કરવાં શીવ દરશણ નીરવાણ, શ્રવણ કરવી કથા ને પુરાણ. ૧૫૧ શીવ સ્મરણ કીર્તન ભજન, થાશે પ્રસંન પંચ વદન; દિનોનાથ દયા તેથી કરશે, પાપ પ્રજળી-તું ઉધરશે. ૧૫૨ ભોળોનાથ દયાનો ભંડાર, તારા દોશ ન જોશે લગાર; અજામેળ અધરમી અપાર; વાસ્યો વૈકુંઠે વીશ્વાધાર. ૧૫૩ કર્યાં જાર ચોરીનાં કાજ, વેસ્યા સાથે રહ્યો તજી લાજ; નીજ સુતનું નારાયણ નામ, લેતાં પામ્યો પરમ પદ ધામ. ૧૫૪ અંતકાળે વધ્યા એકવાર, હે નારાયણ મુજને ઉગાર; પ્રભુ નામનો પ્રબળ પ્રતાપ, જન ટળે ત્રીવીધીના તાપ. ૧૫૫ રામ નામનો મહીમા ભારી; રાખ્યા જળપર પાશાણ તારી; રામ ચરણ રજને પ્રતાપ, સતી અહલ્યા થાય નીષ્પાપ. ૧૫૬ રાય ખટવાંગ કાહાવે સાર, ત્રી ઘટીકામાં પામ્યો ઉધાર; શીવભગ્તીનો મહીમા અપાર, શીવરાત્રિનું વ્રત છે સાર. ૧૫૭ અજાણે વ્રત આચરયું જેહ, પામ્યો પારધી શીવ પદ તેહ; હતી ચંડાળણી જે નાર, કરયું વ્રત પામિ ભવ પાર. ૧૫૮ પાહાડસમ ઓઘ તરૂણના જેહ, વ્યહની કણિકાથિ પ્રજળે તેહ; માહા તીમિર ભુવન અંધકાર, રત્ન દીપક થકિ ઝણકાર. ૧૫૯ પાહાડ સમ તુજ પાપ છે જેહ; પ્રભુનામે પ્રજળશે તેહ; વધ્યા વ્યાસજી એવિ વાણિ, બહુલા શિવ ભજવા સુલપાણિ. ૧૬૦ તન મન ધન અર્પણ કરજે, સદાશિવ તણું ધ્યાન ધરજે; નિશ્ચે નાથજી કરૂણા કરશે; નારિની થઇ નીષ્પાપ ભવ તરશે. ૧૬૧ તવ વ્યાસને નામિ શિષ, નારિ ગઇ ગોકરણે તે દિસ; સ્નાન દાન તર્પણ તપ ધ્યાન, સેવા દર્શણ શિવ ભગવાન. ૧૬૨ નારિ આ ચરિત કર્યું તેમ, રાખે અનન્ય શિવમાં પ્રેમ; સદાશિવની ભક્તિ સબંધ, નારિ છુટિ ત્રિદેહના બંધ. ૧૬૩ તદાકાર થઇ શિવ માંહ્ય, કર્યો અન્ય ન રૂચે ત્યાંહ્ય; શિવ ભકિતમાં લાગિ છે લગનિ, કરિ ત્યાગ જુઠિ માય જગનિ. ૧૬૪ તેવે આવ્યું છે તેનું અવશાન, શીવે મોકલ્યું દીવ્ય વૈમાન, દીવ્ય થઇ ગઇ નારી કૈલાશ, લાગી ચર્ણે ઉભા અવીનાશ. ૧૬૫ પર્માનંદ ભોગવે ત્યાંહ્ય, સદાસીવની શેવા માંહ્ય; બહુલા કરતી ત્યાં શેવા અપાર, ઉમીયાજી તણી નીરધાર. ૧૬૬ થયાં પ્રસન્ન તવ હીમકુમારિ, વર માગ્ય આપું તુને નારી; જ્ઞાન પ્રગટયું છે ભગ્તી પ્રતાપ, માટે બહુલા વદેછે ત્યાં આપ. ૧૬૭ સુર કહે શીવ વાક્ય અખંડ, અસુર ભસ્મ કરશે બ્રહ્માંડ, દેવ તેત્રીસ કોટી જેહ,

મરે અસુર તણો ભય તેહ. ૧૬૮ પામ્યાં ત્રીદસ ટોળાં ત્રાસ, અજ ઇંદ્ર સૌ આવ્યા કૈલાશ; બીરાજ્યા શીવ ઉમાજી સંગ, કહ્યો દહીતનો દેવે પ્રસંગ. ૧૬૯ વાળે શ્રષ્ટી સકળનો ઘાણ, સ્વામી શ્રવણ કરો અમ વાણ; પડયો અમને અસુરનો ત્રાસ, તમ શર્ણે આવ્યા અવીનાશ; કહે સૌનીકને સુત પુરાણી, આવ્યો અસુર સુણો મુનિ વાણિ. ૧૭૦ કરે વીનતી શંકરને સુર, એવે આવ્યો ત્યાં ભસ્માસુર; નાઠા દેવતા લઇને વૈમાન, જાણ્યું મારશે માહા બળવાન. ૧૭૧ જોઇ અસુરનો માહા ત્રાસ, ઉમા વીનવતાં અવીનાશ; કહે શંકરને ઉમીયાય, તમો ભોળા છો ભવ હર રાય. ૧૭૨ માહા અધરમી અસુર છે જેહ, વર નવ ઘટે આપવો એહ; પય પઇને પનંગને પાળે, ખીજયો કોય દીવસ વેહેર વાળે. ૧૭૩ કૃતઘ્નીને કરીએ ઉપકાર, તેને નહિ કંઈ વીવેક વીચાર; શીવને સતી કહે વાત જ્યાંહ્ય, એવે આવ્યો ભસ્માસુર ત્યાંહ્ય. ૧૭૪ સારૂ નરસુ થનારૂં છે જેહ, ઉપજે બુધી જીવની એહ; તેવે ટાણે ટળે સર્વ વ્યાધી, વિનાશકાળે થાય વીપરીત બુધી. ૧૭૫ અસુરે દેવી દીઠાં તે વાર, પાપીએ કર્યો મનમાં વીચાર; શીવનો દેહ નાંખુ પ્રજાળી, કરૂ હર્ણ હીમાચળ બાળી. ૧૭૬ એવું ધારીને શીવ સામો ધાયો, કર શિવ શિર મુકવા આવ્યો; વાત સમજ્યા સદાશીવરાય, સતીને લઇ નાથ પળાય. ૧૭૭ ભમ્યા ભુતળમાં અવીનાશ, લીલા કીધી ગાવા નીજ દાસ; સુદર્શનને ભયે કરિ જેમ, રૂષિ દુર્વાસા નાઠા તેમ. ૧૭૮ વીષ્ણુએ તવ વીચારી વાત, પ્રભુ પધાર્યા ત્યાં સાક્ષાત; સુવર્ણ મક્ષીકા થઈ ઉમીઆય, બેઠાં ધંતુર પુષ્પની માંય. ૧૭૯ કપી સ્વરૂપ ધરયું ત્રીપુરાર, બીલ્વી વૃક્ષે બીરાજ્યા તે વાર; મોહની સ્વરૂપ ધર્યું મહારાજ, વાસી વૈકુંઠ શ્રી વૃજરાજ. ૧૮૦ કમળાપતી કામની રૂપ, ધરયું નીરખી ભુલે સુર ભુપ; આવ્યો અસુર ત્યાં નીરવાણ, નારી નીરખી વાગ્યાં મોહ બાણ. ૧૮૧ કળા ઇશ્વર કેરી અપાર, ભુલે અસુર તેના શા ભાર. ૧૮૨ ભસ્માસુર કહે સુણ નારી, સુને વર્ય પુરૂ કામના તારી; વદે મોહની વાચા સત્ય, વરૂ જો તું ને આવડે નૃત્ય. ૧૮૩ નાચ્યો અસુર તેણી વાર, કહે મોહની નહીં તે પ્રકાર; બતાવે નાચી મોહની નારી, કર કમર મુસ્તકે ધારી. ૧૮૪ વાગ્યાં અસુરને કામ બાણ, શીર કાળ ભમે લેવા પ્રાણ; માયાએ ઠગ્યા છે ચૌદ લોક, આતો સાક્ષાત શ્રી પુણ્ય શ્લોક. ૧૮૫ નાચ્યો અસુર જયમ નાચીનારી, કર કમર મુસ્તકે ધારી; ભસ્માસુર થયો બળી છાર, વર્ત્યો વીશ્વમાં જય જય કાર. ૧૮૬ અતી આનંદ્યા સુર તેણીવાર, પુષ્પ વ્રષ્ટી

કરે છે અપાર; વાગ્યાં દેવનાં દુંદુંભિ ત્યાંહ્ય, જેજેકાર થયો નભ માંહ્ય. ૧૮૭ મોહનીરૂપ ધરીયું સામ, નીરખી પ્રગટયો શંકરને કામ; વીર્ય અમોઘ સ્ખલીત થયું જેહ, અષ્ટભાગ થયા છે તેહ. ૧૮૮ અષ્ટ ભૈરવ પ્રગટયા તેની સાર, સદાશિવના અંશાઅવતાર; બાકી વીર્ય નારદે કર ધરીયું, રૂડી રીતે તેનું જત્ન કરીયું. ૧૮૯ અંજની તપ આચરે જેહ, નારદે કર્ણ પુંકયા તેહ; કર્ણ વાટે ઉદર મોઝાર, શીવ વીર્ય ઉતરીયું તે વાર. ૧૯૦ તેથી પ્રગટયા છે પવન કુમાર, સાક્ષાત જે રૂદ્રા અવતાર; શ્રોતા નવ ધરશો સંદેહ, અકળ ચરીત્ર ઈશ્વરનાં એહ. ૧૯૧ તેનો કોય ન જાણે ભેદ, લીલા વર્ણવે પુરાણો વેદ; પછે પ્રભુ થયા નીજ રૂપ, સાક્ષાત શ્રીવૈકુંઠ ભુપ. ૧૯૨ નીજ રૂપે થયા ત્રીપુરાર, ભેટયા હરીહર તેણીવાર; ઉમા ઈશ્વર ને લક્ષ્મી નાથ, ત્રણે આવ્યાં કૈલાસમાં સાથ. ૧૯૩ ઉમિયાજીએ કીધું સ્તવંન, હરીહર કેરૂં પ્રેમે પુજંન; માગી શંકરની આજ્ઞાય, પ્રભુ પધાર્યા વૈકુંઠ માંહ્ય. ૧૯૪ હરીહર અજ એક સ્વરૂપ, ત્રીગુણે ધર્યાં જુજવાં રૂપ; સત્વ રજ તમ એ ત્રિપ્રકાર, કરે ઉત્પત્તિ પાલણ સંધાર. ૧૯૫ નવ જાણવો કિંચિત ભેદ, વદે શાસ્ત્ર પુરાણો ને વેદ; શ્રવણતાં હરિહરની કથાય; માહા અઘોર કર્મ મુકાય. ૧૯૬ દ્વીજ વીદુર ઉધારી લીધો, ભસ્માસુરનો ઉધાર કીધો; એ કથા શ્રવણો જન જેહ, માહા પાપથી મુકાય તેહ. ૧૯૭ શ્રોતા વક્તાને પ્રીછે સાર, તેતો પામે પદારથ ચાર; કહે ગણપત બેઉ કર જોડ, બોલો જય સદાશીવ રણછોડ. ૧૯૮ વલણ. ધર્મ અર્થને મોક્ષ કામ, પામે પદારથ ચારરે; કહે ગણપત કર જોડીને, જન ભજવા વીશ્વાધારરેરેરે. ઇતીશ્રી ગણપતરામ કૃત શીવસાગર અમ્રતે કથા શ્રવણ માહાત્મ, ભસ્માસુર વર્ણન નામ તેવીસમો અધ્યાય સમાપ્ત. ૨૩ શ્રીરામકૃષ્ણદેવકી જે, હરહર માહાદેવ હર શિવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત શીવસાગર.

## અધ્યાય ૨૪ મો.

શ્રીગણેશાએ નમઃ ॥ રાગ ॥ માલવ ॥ સુતજી બોચરેરે, શ્રવણો સૌનીકાદી નિરધાર; યુગ ત્રેતા વિશેરે, દક્ષે યજ્ઞ કર્યો એકવાર. ૧ સદાશિવ ઉપરેરે, પુર્વનો દક્ષને દ્વેષ અત્યંત; વીસ્તારી વરણવુંરે, મુનીવર ભ્રગુ તમારી ભ્રાંત. ૨ એક સમે ભ્રગુ તણારે, યજ્ઞમાં મળ્યા રાય રૂષિજંન; સર્વે શિરોમણિરે, મુખ્ય ત્યાં બિરાજ્યા પંચ વંદન. ૩ તવ તેણે સમેરે, આવ્યા દક્ષ પ્રજાપતિ ત્યાંહ્ય; સભા ઉઠી સઉરે, નવ ઉઠયા શંકર તે સ્થળ માંહ્ય.

૪ ક્રોધ ચડયો અતિરે, દક્ષને તે વેળા નીરધાર; જમાત્ર જાણિયારે, નવ જાણ્યા શિવ જુગદાધાર. ૫ પ્રજાપતી બોલિયારે, કોણે તેડાવ્યો છે એહ; ફરે સ્મશાનમાંરે, એનો ભસ્મે ભરિયો દેહ. ૬ ભુત ભૈરવ અનેરે, એના સંગી વીર વૈતાળ; જટા જુટ જોગટારે, ગળામાં વીંટયા વીષધર વ્યાળ. ૭ આક ધતુર અનેરે, ભાંગ્ય તણો ભોગી છે જેહ; સભામાં દેવની રે, મુખ્ય કરી કોણે સ્થાપ્યો એહ. ૮ વચન વાંકાં કહ્યાંરે, સદાસીવ રીસઈ ગયા કૈલાશ; તવ દક્ષ પ્રજાપતીરે, ક્રોધે ઉઠી ગયા છે અવાસ. ૯ નીજ દ્વારે જઈરે, દક્ષ યજ્ઞ રચ્યો તેવાર; શિવ તેડયા નહિરે, કળસ પણ નવ સ્થાપ્યો નિરધાર. દ્વેષ તે દિનનોરે, રાખે દક્ષ સદાશિવ સાથ; માટે નિજ યાગમાંરે, નવ તેડયા ત્રીનો નાથ. ૧૦ રાય છત્રીસ કુળીરે, તેત્રીસકોટી મળીયા દેવ; ગણ ગાંધ્રવ સઉરે, કીન્નર નાગર સીધ શુએવ. ૧૧ દેવદેવાંગનારે, મુનીવર મુની પત્નીયો જેહ; બેશી વૈમાનમારે, આકાશે જતાં યજ્ઞમાં તેહ. ૧૨ અતી આનંદમાંરે, ધર્યા તન શોભીતા શણગાર; વૈમાનો ચળકતાંરે; વાજે ઘુઘરીના ઘમકાર. ૧૩ ધજાઓ ફરફરેરે. સુરાંગના કરતી સુંદીર ગાંન; કળસ સો વર્ણનારે, શોભે શીખર પર વિતાન. ૧૪ ચીત્ર વિચીત્ર અતીરે, ગગને વૈમાનોની હાર; પગથીયાં હીરા તણાંરે, ઝાલર મોતીની નિરધાર. ૧૫ સતી કૈલાસમાંરે, બીરાજ્યાં પુષ્પ બાગ મોજાર; તવ તેવે સમેરે, દીઠી વૈમાનોની હાર. ૧૬ સતીએ તે સમેરે, પુછી શીવજીને સૌ પેર; શીવ કહે જાય છે રે, યજ્ઞમાં તમ પીતાને ઘેર. ૧૭ મુજપર દ્વેશ છેરે, માટે નવ તેડયો આ વાર; સતી શીવને વદેરે, મુજને જાવા દ્યો ભરથાર. ૧૮ સદાશિવ ઓચર્યારે, શ્રવણો સતિ થઈ સાવધાન; વણ તેડે જતાંરે, નિશ્ચે થાય અતિ અપમાન. ૧૯ તે સમે આવીયારે, આહા મુની નારદજી તે ઠામ; પીતાને ઘેર જતાંરે, કહે નહિ તેડા કેરૂં કામ. ૨૦ એમ નારદ વદીરે, ચાલ્યા સ્વર્ગ ભુવન મોજાર; પિતા દ્વારે જવારે, થયાં છે ઉમિયા તવ તૈયાર. ૨૧ સતી રોશે ભર્યાંરે, ત્યાંથી ચાલ્યાં તેણીવાર; શીવે તવ મોકલ્યાં રે, નંદી થયાં તે પર અસ્વાર. ૨૨ શંભુએ મોકલ્યોરે, પુઠે જોવા ગણ તે વાર; શીવ આજ્ઞા વિનારે, આવ્યાં યજ્ઞ મંડપને દ્વાર. ૨૩ શોભા શી કહુંરે, વર્ણન કરતાં નાવે પાર; નાના વિધનાંરે, વાજે વાજીંત્રો તે વાર. ૨૪ સગાં કુટુંબ સઉરે, મળી બેઠી સૌ ભગની માંય; હજ્ઞબલમાં ફરેરે, બેઠા દીક્ષા લઈ દક્ષ રાય. ૨૫ સતિ જઈ ઉભાં રહ્યાંરે, કોઈ નવ બોલાવે તે વાર; ઉમા અવલોકીનેરે, આડુ જોતા સૌ પરિવાર. ૨૬ પિતા નવ બોલીયોરે, માત ભગનીયો નવ દે માન; આવ્યાં અતિ હર્ષમાંરે, સતી બહુ પામ્યાં ત્યાં અપમાન.

૨૭ શાસ્ત્ર એવું કહેરે, માત તાત ગુરૂ સ્વામી જેહ; વડિલ બંધુ અનેરે, વૃધ જ્ઞાની શીક્ષા દે તેહ. ૨૮ જન માને નહિરે, તે નર પાછળથી પસ્તાય; સતિ શોચે ઘણુંરે, હું આવી દુખી શિવરાય. ૨૯ જનુની જગતનીરે; કોપી રક્ત થયાં છે નેણ; અંબ ક્રોધથીરે, વદિયાં મુખથી એવાં વેણ. ૩૦ જન જે જન્મ ધરીરે, નીંદે શીવ જગના કીરતાર; મિથ્યા મુઢ મતીરે, પ્રગટયો અવની કરવા ભાર. ૩૧ સકળ શ્રષ્ટી તણુંરે, કાહાવે આદ્ય સદાશીવ મુળ; પિતા પાપી થયોરે, ઉપજાવ્યું પેટ ચોળીને શુળ. ૩૨ પીહેરના હેતથીરે, કરે જે સાસરિયાં શું દ્વેશ; પિતાની પક્ષથીરે, કરે નિજ સ્વામી સંગે કલેશ. ૩૩ કહ્યું માને નહીરે, નાથનું શીક્ષા વાયક જેહ; ઉમા કહે સાંભળોરે, અતિ દુઃખ પામે નારી તેહ. ૩૪ જગ પાવન પ્રભુરે, શ્રષ્ટી કરતા સ્વામી શીવ; જેણે નવ ઓળખ્યારે, અભાગી પામર છે એ જીવ ૩૫ દુષ્ટ એ તાતનેરે, વિર્યથી બંધાયો મમ દેહ; ત્યાગ તેનો કરૂંરે, હવે નવ રાખું નીર સંદેહ. ૩૬ સભા સઉ દેવનીરે, વીચારે આતો વીપરીત વાત; દક્ષે કુડુ કરયુંરે, કોપ્યાં આદ્ય જગતનિ માત. ૩૭ થર થર ધરૂજતારે, સભાના જન સઉ તેણી વાર; શ્રાપ દેશે સતીરે, ધરતા ભય તે મન મોઝાર. ૩૮ કુંડ સમીપમાંરે, દેવી આવા બેઠાં ત્યાંહ્ય; ધ્યાન શીવનું ધરીરે, સમાયાં યજ્ઞ કુંડની માંહ્ય. ૩૯ અકળ ગતી ઇશ્વરીરે, તેનો પાર ન પમે કોય; દેવીએ દેહ તજયોરે, શ્રવણો મુની કહું કારણ સોય. ૪૦ વનમાં નીસર્યારે, જયારે લક્ષમણ સીતા રામ; હરણ સીતા તણુંરે, કીધું રાવણે તે ઠામ. ૪૧ સોધ સીતા તણીરે, કરતા ફરતા લક્ષમણ રામ; ગીરી યુમના ચડયારે, બીરાજ્યાં શીવ સતી તે ઠામ. ૪૨ પુરણ બ્રહ્મનેરે, નીરખીશીવે કર્યો પ્રણામ; સચ્ચીદાનંદ કહીરે, નમીયા શંકર પુરણ કામ, ૪૩ રાજકુંવર થઇરે, વીલપે વનમાં નારી કાજ; સતી આશ્ચર્ય થયાંરે; એમનેકેમ નમીયા શીવ રાજ. ૪૪ ભજે શીવ રામને રે, ભજતા રામચંદ્ર માહાદેવ; અન્યોઅન્ય એક છેરે, એ વિણ અન્ય ન ભજતા એવ. ૪૫ આતો મનુષ્યછેરે, એમને કયમ નમીયા શીવ રાય; પરીક્ષા કારણેરે, સતી તવ સોતા થઇને જાય. ૪૬ શીવજીએ ના કહીરે, તો પણ નવ માન્યું તે વાર; સ્વરૂપ સીતા તણુંરે, ધરી બેઠાં મારગ મોઝાર. ૪૭ પ્રભુએ જાણીયુંરે, સતીને ઉપન્યો છે પ્રમાદ; તેને ઉતારવારે, કર્યો લક્ષમણને રામે સાદ. ૪૮ સૌમીત્રી સાંભળોરે, બેઠાં જગત જનુની જેહ; સતી શીવન તજીરે, આજ કયમ આવ્યાં વનમાં એહ. ૪૯ સતી શરમાઇ ગયાંરે, ચાલ્યાં શીવ પાસે તે વાર; તવ તેણે સમેરે, કૌતીક કીધું વિશ્વાધાર.;

૫૦ સ્વરૂપ અનંત ધર્યાંરે, વન પશુ પક્ષી વ્રક્ષ છે જેહ; સીતા રામ અનેરે, લક્ષમણ સ્વરૂપ થયાં સૌ તેહ. ૫૧ સતિએ નીરખીરે, જાણિ રામ તણી પ્રભુતાય; અકળ અવિનાશછેરે, ઓળખી પ્રેમે લાગ્યાં પાય. ૫૨ સતિ અકળાઇ ગયાંરે, નીરખી રામ સ્વરૂપ અનંત; નેત્ર મિંચી રહ્યાં રે, તવ ત્યાં ગુપ્ત થયા ભગવંત. ૫૩ સ્વરૂપ સમઇ ગયાંરે, ટળ્યો સતી નામનો સંદેહ. ૫૪ સદાશીવ શોચતારે, સતિએ લીધો સીતા વેશ; અર્ધાંગે નવ ધર્યાંરે, આસન ભીન આપ્યું માહેશ. ૫૫ મુનીવર સાંભળોરે, ઉપન્યો તે દીવસથી કલેશ; કહ્યું માન્યું નહિરે, સતીએ લીધો સીતા વેશ. ૫૬ કારણ એ હતુંરે, બીજે પિતા તણો પરિતાપ; સતીએ સમાવીયુંરે, અગ્નીમાં તંન તેથી આપ. ૫૭ સતીએ પ્રાણ તજ્યારે, જાણી ગણ નાઠા સઉ તેહ; આવ્યા કૈલાશમાંરે, કહ્યું શંકરને વીપરીત એહ. ૫૮ વારતા સાંભળીરે, શંકરને ચડીયો માહા ક્રોધ; જટા તવ ઝાપટીરે, પ્રગટયો વીરભદ્ર માહા જોધ. ૫૯ તનું અદભુત છેરે, ભયંકર દિસે માહા વીક્રાળ; પ્રલય પળમાં કરેરે, નેત્ર છે અગ્ની કેરી જ્વાળ; સ્વામી શી આગન્યારે, વધો વીર સદા શિવની સંગ; શીવજી કહે સુણોરે, કરો જઇ દક્ષ યજ્ઞનો ભંગ. શીવ આજ્ઞા લઇરે, સાથે સહસ્ત્ર ગણછે જેહ; દક્ષ મખમાં જઇરે, વીધ્વંસ કીધો સરવે તેહ. ૬૦ સ્વરૂપ પક્ષી તણાંરે, ધરીને નાઠા સરવે દેવ; મનમાંજાણીયુંરે, પ્રલય સઉ કરશે શ્રી માહાદેવ. ૬૧ ત્રીનેત્ર નાશીકારે, છેદ્યાં દંત ડાઢીને મુછ; દારૂણ યુધ કરયુંરે, નંદી મારે સીંધને પુંછ. ૬૨ વીરભદ્રે જઇરે, છેદયું દક્ષ તણું ત્યાં શિશ; હાહાકાર ઉપન્યોરે, હોમ્યું અગ્નીમાં તે દીસ. ૬૩ અમર ટોળે મળીરે, આવ્યા શીવજી કેરી પાસ; ત્રાહ્ય ત્રાહ્ય કરેરે, સ્વામી ઉગારો અવીનાશ. ૬૪ અજને અમર સઉરે, સ્તવન કરે જોડીને પાણ; વાણી વેદ નીરે, વદતા ચો મુખે નીરવાણ. ૬૫ પાહી પાહી કરીરે, ઈંદ્ર અજ પડીયા શીવને પાય; ક્રોધ શાન્તી થયોરે, સરવને પ્રસન થયા શિવરાય. ૬૬ શોભા કૈલાશનીરે, વરણન કરતાં નાવે પાર; કવી શું વરણવેરે, સદા જ્યાં વાસ કરે ત્રીપુરાર. ૬૭ પછે શિવને લઇરે, યજ્ઞને દ્વાર ગયા સઉ દેવ; દક્ષની નારીએરે, પુજ્યા જામાત્ર શ્રી માહાદેવ. ૬૮ શિવ સંતોષિયારે, સજીવન કર્યા શ્વસુર તે વાર; મુખ અજા તણુંરે, ચોડયું દક્ષ ધડે નીરધાર. ૬૯ નેત્રને નાશિકારે, છેદી પાડયા જેના દંત; મુછ ડાઢો સઉરે, અજાની આપી શિવ ભગવંત. ૭૦ સજીવન સર્વે કર્યાંરે, યજ્ઞ કરાવ્યો પુરણ ત્યાંહ્ય; દક્ષે પુજીયારે, સદાશિવ સર્વે દેવની માંહ્ય. ૭૧ સ્તુતી સ્તવન કરીરે, કીધા જામાત્ર પ્રસંન; પછે વનમાં ગયારે, જાત્રા કરતા પંચવંદન. ૭૨ વંન

અરણુવ ફરેરે, અટણુ કરે તીરથે ભવહર રાય; મોહ શોક કામ નહીરે, સદાશીવ આનંદ ઘન કેહેવાય. ૭૩ ગંગા (જ્યાં) ગંડકીરે, વસે થઇ વિષ્ણુ શાળીગ્રામ; ભક્ત ત્યાં રામનારે, કાગભુશુંડી રેહે સુખ ધામ. ૭૪ કથા શ્રી રામનીરે, ભુસીંડી કરતા નીશ દીન ત્યાંહ્ય, પક્ષી સૌ એકઠાંરે, મળીને શ્રવણે તે સ્થળ માંહ્ય. ૭૫ તવ તેણે સમેરે, ગયા ત્યાં ફરતા શ્રી માહાદેવ; હંસ સ્વરૂપ ધરીરે, રામ રસ શ્રવણ્યો શિવે એવ. ૭૬ વરસ ત્યાં વિતીયાંરે, સહસ્ત્ર એક ફરતાં શ્રી માહાદેવ; સતી તવ જન્મીયાંરે, હીમાચળ પુત્રી થઇ એવ. ૭૭ હીમગીરી તણીરે, નારી મેંના જેનું નામ; સુતા થઇ પ્રગટયાંરે, ત્રીપુરાસુંદરી તેણે ઠામ. ૭૮ જનુની જગ્તનિરે, ભજતાં નીસદીન શિવ ત્રીપુરાર; અંતર ઇછતાં રે, કયારે મળશે શિવ ભરથાર. ૭૯ અંતરજામિએરે, જાણ્યું હીમ સુતા મન કામ; શિવ નંદી લઇરે, આવ્યા હીમાચળ તપ ઠામ. ૮૦ ગુણ શંકર તણારે, વર્ણન કરતાં નાવે પાર; તત્વનું તત્વ લઇરે, વર્ણવ્યો સકળ કથાનો સાર. ૮૧ ભગ્તી ભાવનીરે, સત્ય છે ઇશ્વર કેરૂં નામ; અસત્ય સંસાર છેરે, શ્રોતા સમરો સીતારામ. ૮૨ સહસ્ત્ર મુખ શેષ થકીરે, શિવગુણ સંપુરણ ન ગવાય; વ્યાસ ગણપત વદેરે, અલ્પ હું પ્રેમે લાગું પાય. ૮૩ દેસી ફેર. સુતપુરાણીરે કથા શંકરની ઓચરે; સૌનીકાદીકરે, શ્રધા ભગ્તીએ શ્રવણ કરે. ૮૪ હવે એ કથારે, એટલેથી અધુરી રહિ; એક દહી તજરે, માહા બળીયો પ્રગટયો મહી. ૮૫ તારકાસુરરે, નામ તે માહા વીખ્યાત છે; ત્રણ પુત્રજરે, વેદ પુરાણે વાત છે. ૮૬ તારાકાક્ષજરે, વિદ્યુતમાલી કમલ્લ લોચંન; પુત્રો આવીયારે, જ્યાં બીરાજ્યા પંચ વદંન. ૮૭ સહસ્ત્ર કમળજરે, શિવને ચડાવવા લાવિયા; તપ આચરયુંરે, શંકરને મન ભાવીયા. ૮૮ એક કમળજરે, નુન્ય થયું સહસ્ત્ર થકી; શીર છેદીનેરે, કમળ પુજા કરી ત્યાં નકી. ૮૯ થયા પ્રસન્નરે, શિવ વદે વર આપુ તુને; કહે અસુરરે, વૈમાન એક આપો મુંને. ૯૦ તેમાં બેસીનેરે, અંત્રીક્ષે જગમાં ફરૂં; સકળ શ્રષ્ટીનેરે, ભુજ બળથી વશ હું કરૂં. ૯૧ વર અમોઘરે, સદાશિવે આપ્યો સહી; મહા બળીયોરે, કષ્ટ દેતો સુરને તહી. ૯૨ ગૌબ્રાહ્મણોરે, સંત ભગ્તોને દુઃખી કરે; અમર માત્રનેરે, ત્રાસ પાડે ફરતા ફરે. ૯૩ આવ્યા સુર સૌરે, અજ પાસે સર્વે મળી; અજ સુર લઇરે, વૈકુંઠે આવ્યા વળી. ૯૪ કમળાપતીરે, સુર લઇ શિવ પાસે ગયા; નીજ કષ્ટનીરે, વીનતી કરી ઉભા રહ્યા. ૯૫ થયા પ્રસંનરે, શંકર તવ વાણી વદે; મનવાંછીતરે, માગો વર હોય જે રૂદે. ૯૬ તવ શ્રી હરિરે, સુર કહે શંકર આ

સમે; ત્રીપુર દહીતથીરે; ઉગારો અમને તમે. ૯૭ વધા શંકરરે, રથ વાહન લાવો સહી; ત્રીપુર દહીતનોરે, નાશ કરૂં મેહેલું નહી. ૯૮ મળી દેવતારે, રથ રૂપે સરવે થયા; સદાશિવનેરે, યુધને સ્થાનિક લઇ ગયા. ૯૯ ભાર શિવનોરે, રથ ચાલ્યો પાતાળમાં; આવી નંદીએરે, ધરી રાખ્યો તે કાળમાં. ૧૦૦ વિજળીસમરે, શિવ શસ્ત્રો મારે અતિ; યુધ વીસ્તારરે, શું વર્ણવે અલ્પ મતી. ૧૦૧ માહા અદભુતરે, યુધ થયું તેણે સમે; નભ મારગેરે, અસુર શીર ભમતા ભમે ૧૦૨ શિવે સાંધીયુંરે, વિષ્ણુ અસ્ત્ર કોપે કરી; પશુપાતાસ્ત્રરે, મંત્ર યુગ્તે તેમાં ધરી. ૧૦૩ સહસ્ત્ર સુર્યનેરે, પ્રલયની જેમ દામની; સર છુટીયુંરે, તન હરવા ટળે જામની. ૧૦૪ જઇ વાગિયુંરે, ત્રિપુર મર્ણ પામ્યો સહી, દેવ દુંદુભીરે, પુષ્પ વૃષ્ટિ કરતા તહિ. ૧૦૫ યુધ શ્રમથીરે, શીવ નેત્રે અશ્રુ બીંદુ ઝરે; રૂદ્ર અક્ષનારે, બીંદુ તે રૂદ્રાક્ષ ખરે. ૧૦૬ મર્ણ સુતનુરે, સાંભળીયું જેણે સમે; તારકાસુરરે, કોપે ચડયો દેવને દમે. ૧૦૭ અસુર અસંખ્યરે, મેળવીયા મહાજોધને; આવ્યા સ્વર્ગમાંરે, કરતા સુરની સોધને. ૧૦૮ નાઠા સુરીનરરે, ગુપ્ત થયા વનમાં જઇ; સુર અંગનારે, ગ્રહીને અસુરો ગયા લઇ. ૧૦૯ સર્વ લુંટીનેરે, અસુરે દ્રવ્ય લીધું ઘણું; વૈભવ શત્રુનારે, શું વર્ણન કરૂં તે તણું. ૧૧૦ પછે પાપીએરે ક્રોધ કીધો છે અતી ઘણો; સોધી સોધીનેરે, પ્રાણ લે સુર સંતો તણો. ૧૧૧ તેના ભય થકીરે, સુર વીચારો મળી કરે; નારી અસુરનીરે, પતીવ્રતા ધર્મને આચરે. ૧૧૨ તેના સત્યથીરે, બળ પામ્યા અસુરો અરી; વ્રત મુકાવોરે, ભ્રષ્ટ કરો કપટે કરી. ૧૧૩ વદે વિષ્ણુજીરે, પતિવૃતા નારિ જે તણી; તેના સ્વામીનોરે, આયુશ વૃધી પામે ઘણી. ૧૧૪ માટે ભામીનીરે, આસુરી ભોળવી દીજીએ; બીજો ઉપાયરે, અસુર મરણનો કીજીએ. ૧૧૫ તારકાસુરરે, દહીતનું મ્રત્યું તે સાધ છે; શીવનો સુતરે, સ્વામી કારતીકને હાથ છે. સ્વામી કારતીકરે, સપ્ત વરસની ઉમરે; તેના હાથસુરે, તારકાસુર નીશ્ચે મરે. ૧૧૬ એમ વીચારીરે, શીવ પાસે સુર આવીઆ; ભોળાનાથનીરે, સ્તુતી કરીને રીઝાવીયા. ૧૧૭ સુણો સ્વામીજીરે, સુરનું મ્રત્યુ આવ્યું આ સમે; દયા સીધુંજીરે, દયા કરી ઉગારો તમે. ૧૧૮ સુત આપનારે, સ્વામી કારતીક તે દીજીએ; તારકાસુરરે, અસુર તણો વધ કીજીયે. ૧૧૯ થઇ પ્રસંનરે, શંકરે સુતને મોકલ્યા; ક્રોડ તેત્રીસરે, સજ થઇ સૌ ટોળે મળ્યા. ૧૨૦ યુધ આરંભ્યુરે, રણસ્થંભ ત્યાં રોપીયો, સુણી વાતજરે, તારકાસુર ત્યાં કોપીઓ. ૧૨૧ મળ્યા અસુરરે; સુર સનમુખ આવી રહ્યા; મચ્યો દંદજરે, આયુધ ગ્રહી ઉભા થયા. ૧૨૨ ઘોર યુદ્ધજરે, વરતાયુ તેણે સમે; સુર અસુરનાંરે, શીર ઉડી નભમાં ભમે. ૧૨૩ એક અસુરનીરે,

અમ્રત કેરી વાવ્ય છે; સબ નાંખતાંરે, અસુર સજીવંન થાય છે. ૧૨૪ શુક્રાચારેજરે, મંત્રીનેવારી ભરયું મહો; સદા શંકરેરે, બાણ મારી સોસ્યું તહિ. ૧૨૫ કામદેવનેરે, મોકલ્યો આસુરીઆ કન; જઇપ્રવેશ્યોરે, આસુરી નારિ તણે તને. ૧૨૬ થઇ વ્યાકુળિરે, કામનીયો એકળાય છે; સ્વામી સંગ્રામેરે, મળવા તણું મન થાય છે. ૧૨૭ રામા રડવડેરે, રેહેવાયું નહિ તે સમે; તજી મરજાદરે, વ્યભિચાર કરતી ભમે. ૧૨૮ એ અધર્મથીરે, અસુરનું બળ ઓછું થયું; સુર મારથીરે, રણમાં નવ જાએ કહ્યું. ૧૨૯ તારકાસુરનેરે, સડાનંન સંગે લડે, તજી વાહનરે, અવનિ ઉપર બે આથડે. ૧૩૦ સાંમાસાંમીરે, ગડદા પાટુ કોણિ આરતા; મલ્લયુધેજરે, એકે નથી ત્યાંહારતા. ૧૩૧ પડે આખડેરે, ગરબડી ગોથાં ખાય છે; મુખમાં રજરે, ભરાય બેઠા થાય છે. ૧૩૨ માહા દારૂણરે, ઘોર યુદ્ધ તેવે થયું; સપ્ત દીવસરે, વરણવી નવ જાએ કહ્યું. ૧૩૩ ષટ મુખેજરે, કારમો કોપ કર્યો તહાં; તારકા દહીતનેરે, પછાડયો અવની ગ્રહી. ૧૩૪ તવ અસુરોનેરે, ત્રાસ પડયો તેણે સમે; સુર સંધારેરે, અસુર શિર નભમાં ભમે. ૧૨૫ પછે અમરેરે, અસુર સેન્યા સઉ હણી; સર્વે દેવતારે, જોતા ષડાનંનના ભણી. ૧૨૬ તવ શિવ સુતેરે, તારકાસુર સંધારીયો; મહા બળ કરીરે, અમરે અરિ મારિયો. ૧૨૭ સુર સંન્યામાંરે, જેજેકાર વરતે રહ્યો; ચૌદ ભુવનેરે, આનંદ અતિ તેવે થયો. ૧૨૮ વૃષ્ટી પુષ્પનિરે, દુંદુભી વાજે દેવનાં; મળી સુર સઉરે, શીવ સુતની કરે શેવના. ૧૨૯ સર્વે અમરેરે, વીચાર એમ કર્યો તહી; ષટમુખનેરે, સેન્યાપતી કીધા સહી. ૧૩૦ નીજ સ્થાનિકેરે અમર આનંદી ગયા; એવું સાંભળીરે, સૌનીક મુનિવર બોલીયા. ૧૩૧ સ્વામી સંદેહરે, અંતરમાં અમને રહ્યો; સદાશિવનેરે, ષટ મુખ શી પેરે થયો. ૧૩૨ કથા અમ્રતરે, પીતાં ત્રપ્ત થતા નથી; સુતજી પ્રભુરે, ક્રપા કરી સઉ કહો કથી. ૧૩૩ એવું સાંભળીરે, સુત પુરાણિ ઓચરે; સઉનિકાદીકરે, મુનીવર સઉ શ્રવણે ધરે. ૧૩૪ દક્ષમખમાં રે, હિમાચળની સુતા થઇ; ૧૩૫ સદાશિવજીરે, તપ સાધે વનમાં જઇ; ત્યાર કેડે ત્યાંરે; શ્રવણો મુનિ બીના શી થઇ. ૧૩૫ તવ તે સમેરે, તારકાસુર સુરને દમે; સરવેશું મળીરે, વીચાર કીધો તે સમે. ૧૩૬ શિવનો સુતરે, ઉમીયા થકી ઉત્પંન હશે; તેના કર થકિરે, તારકાસુરનું મ્રત્યું થશે. ૧૩૭ એવું ધારિનેરે, કામદેવને ત્યાં મોકલ્યો; સાથે વસંતજરે, પંચ સર લઇ શિવને છળ્યો. ૧૩૮ તપ ત્યાગીનેરે, હિમ સુતા શું મેળવો; અમર આજ્ઞાએરે, કંદર્પ તવ તત્પર હવો. ૧૩૯ માસ ફાલ્ગુણરે, રૂતુ વસંતને પાઠવી; ખીલી વનસ્પતિરે, ભાર અષ્ટાદસ અભીનવી. ૧૪૦ પંચરંગિનાંરે, પુષ્પો તે વનમાં ખીલી રહ્યાં; તેના ભાર-

થીરે, વૃક્ષો વાંકાં વળી ગયાં. ૧૪૧ ઝુમી લતાઓરે, ફળતી લટોરો લાગી રહી; ગગને સ્પર્શથીરે, અવનિએ ડાળ્યો નમી ગઇ. ૧૪૨ વન સુંદીરરે, શોભા નવ જાએ કહી; પુષ્પ વાસનારે, ખટ પદ ગુંજે તે મહી. ૧૪૩ સીત સમીરરે, સુગંધી વાએ ઘણો, મોટા મણીધરરે, ડોલી રહ્યા માંડી ફણો. ૧૪૪ નાના વિધનાંરે, પક્ષી મધુર બોલે અતી; તેવા વનમાંરે, તપ સાધે ગીરજાપતી. ૧૪૫ કામદેવે જઇરે, કળા કરી ત્યાં કારમી; સર પંચ- જરે, પ્રથમ મોકલ્યા શિવ સમી. ૧૪૬ શીવ સનમુખરે, નંદી ઉભો રક્ષા કરે· કામદેવ ત્યાં રે, લાગ જોતો પુંઠે ફરે. ૧૪૭ ત્યાં તેવે સમેરે, પક્ષીયો સોર કરે ઘણે; ગયો દુરજરે, નંદી ઉઠાડવા કારણે. ૧૪૮ દાવ જોઇનેરે, કંદ્રપ શિવમાં પ્રવેશીયો: દસે ઇંદ્રી તણેરે, સ્થાનિકે જઇ બેસીયો ૧૪૯ વિરહ વ્યાપી રહ્યોરે, ભોળા ભવહરને દમે; તવ ધ્યાનથીરે, શંકર જાગ્યા તે સમે. ૧૫૦ યોગા અગ્નીનોરે, અનળ પ્રગટયો તે કાળમાં; ત્રીજું લોચ- નરે,ઉઘડયું સદાશીવ ભાળમાં. ૧૫૧ કામદેવનેરે ભસ્મ કરયો તેણે સમે;દોડી દુરથીરે, નંદી આવ્યો શિવને નમે. ૧૫૨ વ્યંગ વાયકરે, હાંસી કરી ગણ સૌ વદે; તપ છોડીયુંરે, કામ વસ્યો શિવને રૂદે. ૧૫૩ માસ ફાલ્ગુણરે, દીવસ પુર્ણીમા તણો; બાળ્યો કંદરપરે, ક્રોધ ચડયો શીવને ઘણો. ૧૫૪ વૃત હોળીકારે, તે દીનથી ચાલ્યું સહી; વ્રત આચરેરે, વ્યાધી તન વ્યાપે નહીં. ૧૫૫ પછે તપ તજીરે, શિવજી કૈલાસે આવીયા; સર્વે દેવતારે, અંતરમાં આનંદીયા. ૧૫૬ કામ પ્રજાળ્યોરે, જાણી રતી રોતી ઘણું; આવી કૈલાસેરે, સ્તવન કરયું શિવજી તણું. ૧૫૭ થઇ પ્રસન્નરે, વર રતીને શિવે આપીયો;કામ દેવનેરે, પ્રદ્યુમન કરી સ્થાપીયો. ૧૫૮ કૃષ્ણા અવતારેરે, રૂક્ષમાણીનો સુત તે થશે, શીવ કહે રતીરે, સત્ય એ સ્વામી તારો હશે. ૧૫૯ કામદેવનેરે, સરસ્વતીએ શ્રાપ્યો હતો; માટે મુનીવરરે, શ્રવણો તે મહીમા કરૂં છતો. ૧૬૦ કમળાસેનરે, કન્યા સું કુ દ્રષ્ટી કરી; તવ તે સમેરે, શ્રાપ દીધો છે સુંદરી. ૧૬૧ કહે સરસ્વતીરે, કામ તુને શિવ બાળશે; નિજ નેત્રનારે, અગ્નીથી તુજને પ્રજાળશે. ૧૬૨ સુણો સૌનીકરે, તે શ્રાપે કામ શિવે દહ્યો; વ્યાસ કૃપાથીરે, સુત કહે મેં પ્રસંગ સઉ કહ્યો. ૧૬૭ વર શિવનોરે, પામી રતી આશ્રમ ગઇ; શ્રોતા શ્રવણજ્યોરે, ત્યાર પછી બીના શી થઇ. ૧૬૪ માહા પાવનરે, શિવ વીહીવા કહાવે સહી;સુણો સઉનીકરે, તે કથા કહેવાશે અહીં. ૧૬૫ સતી પાર્વતીરે,શિવ વરવા તપ આચરે, એકે આસનેરે, ધ્યાન સદા શીવનું ધરે. ૧૬૬ હવે કૈલાસેરે, સપ્ત રૂષવર આવીયા; કાર્ય દેવનુંરે, કર- વાને શિવ સમજાવીયા. ૧૬૭ સપ્ત મુનિવરેરે, શંકરને વિનતી કરી;

શ્રવણો સ્વામીજીરે, હીમગીરી દીજે દીકરી. ૧૬૮ ત્રૈણ ભોવનરે, તે સમ અન્ય આવે નહીં; સ્વરૂપ અદ્દભુતરે, જગત જનુની તે સહી. ૧૬૯ મહા મનોહરરે, કાયા કનકસમ શોભતી; દેખી દરશનરે, મુનીવરની મતી લોભતી. ૧૭૦ આદ્ય ઇશ્વરીરે, જળહળ જોત્ય ઝળકી રહી; શિવ વરવાનેરે, તપ સાધે વનમાં જઇ. ૧૭૧ કરી વર્ણનરે, શંકરને પાએ લાગીયા; માગી આજ્ઞાનેરે, નીજ નીજ સ્થાનીકે ગયા. ૧૭૨ પછી શંભુજીરે, બટુકને વેશે થયા; તપ સાધેછેરે, પારવતી તે સ્થાનીકે ગયા. ૧૭૩ વિપ્ર બટુકરે, સતીની સાથે ઉચરે; કોણ કારણેરે, તપ સાધી દેહ દમે ખરે. ૧૭૪ સતી બોલીયાંરે, શિવ વરવા તપ આચરૂં; ભોળા નાથનુંરે, ધ્યાન રૂદે નીસદીન ધરૂં. ૧૭૫ એવું સાંભળીરે, બટુક કહે સુણો સુંદરી; શિવ જોગીછેરે, શું કરશો તેને વરી. ૧૭૬ વસે સમશાનેરે, ભસ્મ ચોળી વનમાં ફરે; ગ્રધ ચંબરરે, વાંઘાંબર અંગે ધરે. ૧૭૭ સર્પ ભુષણરે, મુસ્તકે માટી જટા; ભીક્ષા માગતારે, ભમે ઉડે ભસ્મ ઘટા. ૧૭૮ આક ધંતુરોરે, ભાંગ્ય તણું ભક્ષણ કરે; ભુત પ્રેતનેરે, વીર વૈતાળ સાથે ફરે. ૧૭૯ વૃધ સ્વરૂપરે, જીરણ જેનું તંન છે; દસ ભુજનેરે, મુસ્તક પંચ વદંન છે. ૧૮૦ તુંતો સુંદરીરે, તેજ તણો અંબાર છે; ભર જોબનરે, સતી સીરોમણી નાર છે. ૧૮૧ હીમાચળરે, રાજપુત્રી દીસો તમે; એવો ભીખારીરે, કહો વર તમને કયમ ગમે. ૧૮૨ એવું સાંભળીરે, ક્રોધ ચડયો સતીને તહિં, અલ્યા બટુકરે, શીવ નીંદા કરીએ નહીં. ૧૮૩ આદ્ય અનાદીરે, અખંડ એક સ્વરૂપ છે; જગ પાવનરે, ભવહર ભોળો ભુપ છે. ૧૮૪ માયા વરજીતરે, માયાપતી કહેવાય છે; જેના નામથીરે, જન્મ મરણ ટળી જાય છે. ૧૮૫ કરે દરશનરે, તે નર ભવસીંધુ તરે; શીવ સેવતાંરે, અધમ પુરૂષો ઓધરે. ૧૮૬ તેની નીંદારે, મુખ થકી જે કરે સહી; નર ચંડાળરે, મુખ તેનું જોવું નહીં. ૧૮૭ માટે તુજનેરે, બટુક શ્રાપુ હું આ સમે; તાહરાં વચનરે, બાણ વાગ્યાં મુજને દમે. ૧૮૯ ક્રોધ અંબાનોરે, જોઇ શીવ નીજ રૂપે થયા; ગૌર કરપુરેરે, ત્રીનેત્ર આવી ઉભા રહ્યા. ૧૮૯ કર ત્રીસુળરે, ત્રીપુંડ્ર તાણ્યું કપાળમાં; છબી અદભુતરે, ચંદ્ર ચળકી રહ્યા ભાળમાં. ૧૯૦ સદા શીવનેરે, જોઇ અંબા ઉભી થઇ; કર જોડીનેરે, ચરણે નમી પાસે જઈ. ૧૯૧ થઇ પ્રસંનરે, શીવ કહે વર માગો સતી; ઉમીયા કહેરે, રાખો અર્ધાંગે થાઓ પતી. ૧૯૨, વર આપીનેરે, ભવહર કઇલાશે ગયા; બાળા હીમનીરે, પિતાને મંદીર આવીયાં. ૧૯૩ શીવે તેડિનેરે, સપ્ત રૂષિને મોકલ્યા; તે તો આવીનેરે, હીમાચળગિરીને મળ્યા. ૧૯૪ સદા શિવનુંરે, વર્ણન વિસ્તારી કહ્યું; સુણો ગિરીવરરે,

ભાગ્ય તમારૂં ઉદે થયું. ૧૯૫ હિમાચળેરે, આદરે મુનીની પુજા કરી; સપ્ત રૂષીનીરે, વાણી સુણી હરખ ધરી. ૧૯૬ સપ્ત રૂષિનીરે, પત્ની અરૂંધતી આવીયાં; પુજ્યા પ્રેમસુરે, ગિરિજાને મન ભાવિયાં. ૧૯૭ મળી બેસીયારે, શ્રવણ્યું સતિએ હર્ષ ધરિ. ૧૯૮ શીવ ઉમાનુરે, વેવૈસાળ કરયું સહી, લગ્ન તણોરે, દીવસ નિરધાર્યો તહી; મન્મથ સંવત્સરેરે, ચૈતર માસ શુકલ સાર છે; તિથી અષ્ટમીરે, શિવ લગ્ન નીરધાર છે. ૧૯૯ માગી આજ્ઞાનેરે, સપ્ત રૂષિજી આવીયા; હિમાચળ થકીરે, શંકર પાસે પધારીયા. ૨૦૦ સતિના લગ્નનિરે, વાત સઘ્ઘા શિવને કહી; શિવે પાઠવ્યોરે, નંદી લગ્ન પત્રીકા લઇ. ૨૦૧ સરવે દેવનેરે, સ્થાનીકે નંદી ગયો; શિવ વિવારે, શ્રવણી સઉને આનંદ થયો. ૨૦૨ જાણે દેવતારે, કયારે સતી શીવને વરે; પ્રગટે પુત્ર તોરે, તારકાસુર તેથી મરે. ૨૦૩ માટે અમરરે, આનંદે સૌ આવીયા; કોટી તેત્રીસરે, સંગે દેવાંગના લાવીયા. ૨૦૪ સચી સાથેરે, શક્ર આવ્યા હરખે કરી; સાવીત્રિસુરે, બ્રહ્મા આવ્યા ઉલટ ધરી. ૨૦૫ સહસ્ત્ર અઠયાસીરે, મુનિવરો ત્યાં આવિયા; રૂષિ પત્નિયોરે, શિષ્યોને સંગે લાવીયા. ૨૦૬ ગણ ગાંધર્વરે, સિદ્ધ સાધકને નાયકા; ચઉદ ભુવનમાંરે, શિવ વિહીવાની ચાલી વાયકા. ૨૦૭ નાગ કિન્નરરે, છત્રીશ કુળીના રાજવિ; ભાટ ચારણરે, ભીડચ જાચકનિ ત્યાં હતિ. ૨૦૮ વાજે વાજીંત્રોરે, ત્રઇણ ભુવનમાં ગાજતાં; પંચ શબ્દનારે, ડંકા નિશાનો વાજતાં. ૨૦૯ ગજ વાજીનેરે, સોનાની સાંકળે નાંગળ્યા; ગજને ઘંટારે, હિમ તણારે તેમાં ભળ્યા. ૨૧૦ ઝુલ્યો જરકસિરે, મોતી તણી ત્યાં ઢળકતી, રત્ન જડીત્રરે, ગજે અંબાડીયો ચળકતિ. ૨૧૧ હિરે જડીત્રરે, મોરડાને વળી ફુમતાં; ગજ વાજીનિરે, કંઠે ને કેડે ઝુમતાં. ૨૭૨ નાના રંગનારે, નેજા ફરકે રથ તણા; સાવ સોનાનારે, રથ માણેકે મઢીયા ઘણા. ૨૭૩ સુખપાલનેરે, રથ ઘણા ત્યાં શોભતા; શિવ વૈભવરે, જોઈ સંન્યાસી લોભતા. ૨૭૪ ગાતા ગાંધર્વરે, નાયકા નૃત્ય કરે ઘણી; સંન્યા શીવનીરે, ચિત્ર વિચીત્ર રંગે બની. ૨૭૫ અંગે આભ્રણરે, સરવે સાજનને શોભતાં; ચંદ્ર સુર્યનેરે, અગ્નિ તણાં તેજ થોભતાં. ૨૭૬ હીરા રત્નનાંરે, આભુષણ અંગે ધરિ; બેઠી શીબિકારે, અમર મુનિનિ સુંદરી. ૨૭૭ અતિ વૈમાનોરે, આકાશે ચળકી રહ્યાં; મુગ્તાફળતણીરે, ઝાલરે લળકી રહ્યાં. ૨૭૮ સદાશીવનોરે, વૈભવ ત્યાં શાની કમી; ખજાનાપતિરે, કુબેર શેવામાં સમી. ૨૭૯ નંદી ઉપરરે, સ્વારી કરી ભોળાનાથજી; વીરભદ્રજીરે, સરખા ગણ શીવ સાથજી. ૨૮૦ ચર્મ રસનાએરે, પાંમર શું વર્ણન કરે; શીવ શણગારરે, કોટી ઈંદુની આભા ધરે.

૨૮૧ સરવે સાથશું રે, ચાલ્યા હીમાચળ દ્વારજી; મળી મેહનિરે, શેષ સહે નહિ ભારજી. ૨૮૨ જોવા કારણેરે, જગતના જીવ ત્યાં જાય છે; દેખી દરસણરે, અંતસ્કરણ ઉભરાય છે. ૨૮૩ અતિ હલબલરે, અમર કરે તે વારજી; શોભા સહિતજરે, આવ્યા હીમાચળ દ્વારજી. ૨૮૪ જોવા જાનનેરે, નગ્ર પ્રજા ત્યાં મળી ઘણિ; પેસે ગ્રામમાં રે, જુથની વ્યુહ રચના બણી. ૨૮૫ સર્વે પ્રથમરે, ડંકા નિશાનો વાજતાં; તેની પાછળરે, દુંદુંભી નોબત ગાજતાં. ૨૮૬ તવ તે પછેરે, નેજા ફરૂકતે આવિયા; તેની પાછળરે, પાયદળ સૈન્ય શોભાવિયા. ૨૮૭ હય હણહણેરે, અનંત આવે ઘુમતાં; ગજનાં જુથરે, ધુગરમાળે ઘુમતા. ૨૮૮ તેની પાછળરે, સુવરણ રથો આવે અતી; તેમાં બેઠીછેરે, નિર્મળ મુની પત્નીયો સતિ. ૨૮૯ વળી તે પછેરે, અનંત વૈમાનો આવિયાં; સુર નારીએરે, બેસીને સૈ શોભાવીયાં. ૨૯૦ પ્રજા નગ્રનીરે, કહે વર કયારે આવશે; જાન અદભુતરે, વરતણિ શોભા કેવી હશે. ૨૯૧ તવ તે પછેરે, શીવ સૈન્યા આવી ઘણી; નાના રંગનીરે, શી શોભા કહું તે તણી. ૨૯૨ પછે સાજનરે, સુર તણું આવ્યું શોભતું; નગ્ર નારિનુંરે, નિરખીને મન ઘણું લોભતું. ૨૯૩ તેની પાછળરે, મહાત્મા મુનીવરો આવીયા; કરે દરશણરે, પ્રજા અતી મન ભાવિયા. ૨૯૪ પ્રજા માનતીરે, ધન્ય ભાગ્ય પોતાતણાં; સંત દર્શણેરે, સફળ લોચંન થયાં આપણાં. ૨૯૫ તવ તે પછેરે; પધાર્યા વર રાયજી; તેની આગળરે, ગાંધર્વ ગુણી જન ગાયજી. ૨૯૬ વૃષભારૂઢરે, કરપુર ગૌર સોભી રહ્યાં; શીવના ગુણરે, વર્ણવી નવ જાએ કહ્યા. ૨૯૭ નારિ નગ્રનીરે, જોવા મળી તેણીવારજી; વર રાયનેરે, નિરખીને કહે સૌ નારજી. ૨૯૮ એક અબળા કહેરે, વર સખી વ્રધ દીસે ઘણો; બાળા બીજી કહેરે, મહિમા મોટો છે તે તણો. ૨૯૯ તરિયા ત્રીજી કહેરે, એ વર અનાદી રૂપ છે; ચોથી ચતુરા કહેરે, એ વર ભવ હર ભુપ છે. ૩૦૦ પ્રેમદા પંચમીરે, કહે શંકર જગના પતી; જોડી શોભશેરે, શંકરને ઉમિયા સતી. ૩૦૧ મળી પંચેનેરે, પ્રમાણ કીધું છે તહી; રાજ દ્વારમાં રે, જાન આવિ ઉભી રહી. ૩૦૨ શોભા સહીતજરે, સામા હીમાચળ આવીયા; કરા સામૈયુંરે, જાનીવાસે તેડી લાવીયા. ૩૦૩ આપી ઉતારોરે, ભોજન કરાવ્યાં સઉ જાનને; પછે પરણવારે, તેડાવ્યા શિવ ભગવાનને. ૩૦૮ કર્યાં કલુવોરે, પીઠી ચડી વર રાયને; ચડયો વરઘોડોરે, માનુની મંગળ ગાયને. ૩૦૯ ઢાળ ફેર. (રાગ અનીરૂધની ગોડલીનો) અનીહાં રે સદા શીવ આવીયા, તું તો જાગ્ય હિમાચળ રાય; પ્રભુજી પધારીયા. ટેક. ૩૧૦ કૈલાસ કેરા રાજવીરે, ચઉદ ભુવનના ભુપ; વિસ્તારી શું વરણવું રે, નથી શ્રષ્ટીમાં

એવું સ્વરૂપ, સદાશીવ આવીયા, તું તો જાગ્ય હિમાચળ રાય. પ્રભુજી પધારીયા. ટેક. ૩૧૧ કૈલાશ કેરા રાજવિરે ચૌદ ભુવનના ભુપ, વિસ્તારી સુવર્ણવુ રે; નથી શ્રષ્ટીમાં એવું સ્વરૂપ, સદાશિવ આવીયા, તું તો જાગ્ય હિમાચળ રાય પ્રભુજી પધારીયા. ૨૩૨ અજઈંદ્રાદીકસાથમાંરે, તેત્રીશ કોટી દેવ;સહસ્ત્ર અઠયાસી મુની મળ્યારે, જાણુ જગત પતી મહાદેવ, સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૩૩ છત્રીશ કુળિના રાજવીરે, સિધ ચારણ નર નાગ; ગાંધર્વ કિન્નર આવિયારે, આવ્યા દેહ ધરી ખટરાગ, સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૩૪ સચી સાવિત્રી આવિયાંરે, મુની પત્નીયો પાવન; દરશન કરતાં સર્વનું રે, તહારાં સફળ થાશેરે લોચન, સદાશિવ૦ તું તો૦ પ્રભુજી પધારીયા. ૨૩૮ શોભા શિશી વર્ણવુ રે, કેહેતાં નાવે પાર; મોતી મણી જુલ્યે જડયાંરે; ગજ વાજીને હીરાના હાર,સદા૦તું તો૦પ્રભુજી.૨૩૬ રત્ન જડિત્ર મોરડારે,જરકસિ કેરાં પલાણ; ગજને અંબાડી હેમનિરે, જાણ્યે ઉગ્યા છે શશિયર ભાણ.સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૩૭ સાજન સુરનું શોભતું રે, ચાલે છે જોડા જોડ; ગાંધર્વ ગુણીજન ગાયછેરે, નાચે અપચ્છરા એંસી કરોડ. સદા૦તું તો૦પ્રભુજી. ૨૩૮ નોબત નગારાં ગડગડેરે, વાગે વાજીંત્રનો નહિ પાર; અમર ઉમંગે આલતારે, મંગળ ગાતી દેવાંગના નાર. સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૩૯ વ્રષભ વાહન બીરાજીયારે, ભોળો દીન દયાળ; ભાળ ચંદ્ર ઝળકિ રહ્યોરે, કંઠે શોભતી રૂંઢની માળ, સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૪૦ ત્રવણ નેત્ર ઝળકિ રહ્યારે, રવિ સશી અનળ સમાન; ઉપમા નહિ અન્ય જગતમાંરે, ભવ સંકટહર ભગવાન. સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૪૧ અતી આનંદે આવીયારે, હિમાચળને દ્વાર; ત્રીભુવન પતિ તોરણ ગયારે, આવિ પોંખવા મેનારે નાર, સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૪૨ વ્રષભ વાહન વિરાજીયારે, જોગી સમ જુગદિશ; વણ પોંખે પાછી ગઈરે, ચડી કન્યાની માડિને રીસ, સદા૦ તું તો૦ પ્રભુજી. ૨૪૩ તવ કંદર્પ સ્વરૂપ દેખાડિયું રે, કેવળ કૈલાશ ભુપ; ત્રણ ભુવનમાં તે સમુરે, નથી જોવામાં આવતું રૂપ. સદા૦તું તો૦પ્રભુજી. ૨૪૪ મેનાં મોહપામી ગઈરે, મોહ્યા હિમાચળ રાય; પ્રીતે પ્રભુજીને પોંખીયારે, આરતી ઉતારીને લાગ્યાં પાય, સદા૦તું તો૦પ્રભુજી. ૨૪૫ સારદ નારદ સરસ્વતિરે, શેષ સનકાદીક ગુણ ગાય; બલીહારી પ્રભુના નામનેરે, વ્યાસ ગણપત લાગે છે પાય, સદા૦તું તો૦ પ્રભુજી.૨૪૬ દેશી ફેર રાગ. (લાડણી તારેરે કાજ, એ ઢાળ.) શંભુ સદાશિવ આવીયારે, હિમાચળનેરે દ્વાર; રચના મનોહર તે સમેરે, શોભા કેરા નહિ પાર. શંભુ સદા શિવ આવીયા. ટેક. ૨૪૭ મંડપ જોજન સહસ્ત્રનોરે, રચાવ્યો ગીરિ રાય; સ્ફટીક કેરા સ્થંભછેરે, શોભા કહિ નવ જાય; શંભુ. ૨૪૮

સીંહાસન બહુ શોભતાંરે, હિમનાં હારે હાર; પગથીએ રત્ન જડાવિયાં, શોભે નવ લક્ષ તાર. શંભુ. ૨૪૯ મોતીનાં તોરણ જુમતાંરે, ફુમતાં ચારે પાસ; હીરે જડિત અટારીયોરે, મેનાકારિ અવાસ. શંભુ. ૨૫૦ ખંડ રચ્યા છે ત્યાં જુજુવારે, જ્યાં જેનો અધિકાર; તે રીતે સરવે બીરાજીયારે, નરને વળિ નાર. શંભુ. ૨૫૧ પાવન મુનીવરની પત્નીયોરે, ગાતી મંગળ ગાન; જય જય શબ્દ સોહામણારે, વાજે ઢોલ નિશાન. શંભુ. ૨૫૨ સુર તેત્રીશકોટી બીરાજીયારે,સહસ્ત્ર અઠયાસી મુન્ય;મંગળાષ્ટક ભણે ભાવસુરે, કરતા વેદની ધુન્ય. શંભુ. ૨૫૩ માહ્યરા મધ્યે બિરાજીયારે, આસને શિવ રાય; અંતરપટ ત્યાં આડા ધર્યારે, પધરાવ્યાં છે કંન્યાય. શંભુ. ૨૫૪ મામો મેનાકર આવીયોરે, મેનાવતી માત; કન્યાદાન કરે શિવનેરે, હિમાચળ તાત. શંભુ. ૨૫૫ મંગળ ચારે વરતાવીયાંરે, કર મેળાવ્યો ત્યાંહ્ય; શીવ ઉમિયાજી ફેરા ફરેરે, રંગ માહ્યરા માંહ્ય. શંભુ. ૨૫૬ કંસાર ત્યાં આરોગીયોરે, ભણે બ્રહ્માજી વેદ; પુણ્ય નીશ્રીત બ્રહસ્પતીરે, આશીશ વદતા નીરવેદ. શંભુ. ૨૫૭ દાન નાનાવિધી આપીયાંરે, હિમાચળે અપાર; સપ્ત રૂષિ ધ્રુવ પુજીયારે, પરણી ઉઠયાં તે વાર. શંભુ. ૨૫૮ ગણપતી ગોત્રજે પુજીયારે, વરત્યો જય જયકાર; જાચક જન જસ બોલતારે, દાન દીધાં અપાર. શંભુ. ફેરા ફર્યા જ્યારે માહ્યરેરે, સતીને નવ દેખે કોય; પદ અંગુષ્ટ દીઠો પરમેષ્ટીયેરે, કામાતુર તવ હોય. શંભુ. ૨૬૦ ચતુરાનન તવ ચુકી ગયારે, પડયું છે રેત ત્યાંહ્ય; સાઠ સહસ્ત્ર રૂષિ થયારે, વ્યાળ ખીલ્યા ક્ષણ માંહ્ય. શંભુ. ૨૬૧ અનર્થ એવો જોઇનેરે, કોપીયા ભોળા નાથ: અજ શીર પંચમું છેદીયુંરે, ગ્રહિ ત્રીસુળ હાથ. શંભુ. ૨૬૨ વૈકુંઠવાસી શ્રી વિષ્ણુએરે, કરયું છે સમાધાન; આનંદ ઓછવ વરતીયોરે, ચાર દીન રહી જાન. શંભુ. ૨૬૩ પેહેરામણી ભલી ભાતનીરે, ગિરોવરે કરી ત્યાંહ્ય; સતિને શણગારી વળાવિયાં, આવ્યા કૈલાશ માંહ્ય. શંભુ. ૨૬૪ શિવ વીહીવા રળીયામણોરે, ગાતાં પાર ન થાય, શ્રવણ કરે જન સ્નેહથીરે, તેનો ભવ ભય જાય. શંભુ. ૨૬૫ અલ્પ બુધે મેં આચરયુંરે, ઉપન્યો અંતરમાં ભાવ; કહે ગણપત શીવ ગુણ સત્યછેરે, ભવજળ તરવાનું નાવ. શુંભુ. ૨૬૬ રાગ પ્રથમનો. શીવ શંકરરે, પરણી કૈલાસે પધારીયા; ચઉદ લોકમાં રે, આનંદે સૌને વધારિયા. ૨૬૭ શીવ ને સતિરે, ક્રીડા કરે તેણે સમે; વીર્ય અમોઘરે, કામ શંકરને નવ દમે. ૨૬૮ જુગ ચારજરે, વહી ગયા છે તે વારમાં; મળી સુર સઉરે, બેઠા છે વીચારમાં. ૨૬૯કામ દહનથીરે, શ્રષ્ટી ક્ષય થાશે સહી;તારકાસુરરે, શીવ સુત વીણ મરશે નહિ. ૨૭૦ સર્વે અમરેરે,

અવીનાશીને આરાધીયા; તારકાસુરેરે, તેત્રીસ કોટીને બાંધીયા. ૨૭૧ પ્રભુ તમ તણોરે, પુત્ર ઉત્પન્ન જ્યારે થશે; તવ અસુરરે, તે થકી ક્ષય નીશ્ચે હશે. ૨૭૨ અમરાપુરીરે, દહીતે દહન કીધી સહી; ગંગા ગભીરથીરે, ગ્રહણ કરિને ગયો લઈ. ૨૭૩ સુર અંગનારે, બંધન કષ્ટ પામે ઘણી; સાહ્ય સ્વામીજીરે, કરજ્યો સમરથ સદાશીવ ધણી. ૨૭૪ કરી સ્તુતીનેરે, અમર ગયા નીજ આસને; આવી અર્ધાંગેરે, ઉમીયા બીરાજ્યાં શીવકને. ૨૭૫ સમય જોઇનેરે, અમરે અગ્નીને મોકલ્યો; તેતો આવીનેરે, ત્રીનેત્ર મધ્યે ભેગો ભળ્યો. ૨૭૬ તવ તે સમેરે, અગ્નીએ હાક મારિ સહી; થઇ ભીક્ષુક રે, ભીક્ષા માગે ઉભો રહી. ૨૭૭ શીવ કહે સતીરે, અતીથી આવ્યો આ સમે, મમ વિર્યજરે, ગ્રહણ કરી આપો તમે. ૨૭૮ તવ તે સમેરે, કૃષ્ણ સુત પ્રદ્યુમ્ન જન્મીયો; માટે શીવનેરે, તે સમે કામ પ્રગટ થયો. માહા અમોઘરે, વિર્ય શંકરનું સ્ખળીત થયું; હીમ સુતાએરે, જતન કરી તેને ગ્રહ્યું. ૨૮૦ આપ્યું અગ્નીનેરે, વ્યહનીએ ભક્ષ કરયું તહી; પ્રાસતાં પડયું રે; પૃથ્વી વિશે તે પારો સહી. ૨૮૧ માહાચંચળરે, પારો કર આવે નહી; અગ્નિ ઉદરેરે, પ્રબળ ગરભ રહ્યો સહી. ૨૮૨ થઇ લજીતરે, વ્યહની ફરે માહા વંનમાં; રૂષી પત્નિયોરે, તપ સાધે તે વંનમાં. ૨૮૩ પર્મ પાવનરે, સરીતા સ્નાન કરે સહી; યોગ કૃતીકારે, બેઠોને અગ્ની આવ્યો તહી. ૨૮૪ ગર્ભ અગ્નીએરે, મુનીપત્નિયોને ઉદર ધર્યો; ષટ નારીનેરે, ઉદરે પર્મ તે વિસ્તર્યો. ૨૮૫ તપ સાધતીરે, લજીત તે નારીયો થઇ; ગર્ભ કાઢીનેરે, ફેંકી દીધો પૃથ્વી મહિ. ૨૮૬ રગ્ત સર્વેનું રે, ગર્ભનું ત્યાં એકઠું થયું; ષટ મુસ્તકરે, અંગ એક સંધઇ ગયું. ૨૮૭ ષટ મુખનેરે, દ્વાદશ કર શોભા ધરે; સરીતા ત્રડરે, શિવ સુત ત્યાં ક્રીડા કરે. ૨૮૮ મયુર વાહનરે, વીભુતી ધારણ અંગમાં; શિવ ઉપાશીકરે, બાળ રમે ઉમંગમાં; ૨૮૯ સરવે વારતારે, શીવે જાણી તેણ સમે; સુત મંગાવીરે, ઉમીયાને સોંપ્યો તે ગમે. ૨૯૦ સતી પાર્વતિરે, સ્તન પાન તેને કરાવતાં; અતિ આનંદેરે, પુત્રને લાડ લડાવતાં. ૨૯૧ સપ્ત વર્ષનિરે, ઉમર તે સુતની થઇ; માહા બળવંતરે, વ્યહનીએ વાત સુરને કહી. ૨૯૨ આવી અમરેરે, શંકરને ત્યાં જાચીયા; શિવ સુતનેરે, સેન્યાપતી કરિ લઇ ગયા. ૨૯૩ કરી યુધજરે, તારકાસુરને સંધારીયો; સપ્ત દીવસેરે, અસુર ષડાનને મારિયો. ૨૯૪ માસ કારતીકરે, કૃતીકા યોગે જનમીયો; ષટ નારીનોરે, ગરભ તે ષટ મુખે થયો. ૨૯૫ સ્વામી કારતીકરે, નામ પાડયું તે કારણે; દેખી દર્શણરે, મુનીવર જાએ વારણે. ૨૯૬ મળી અમરેરે, તારક નગ્રને લુંટીયું; દેવ અંગનારે, ગંગાનું

બંધન છુટીયું. ૨૯૭ સ્વામી કારતીકનેરે, આશીશ દઇને વળાવિયા; ફરી તીરથોનેરે, શીવ સુત કઇલાશે આવીયા. ૨૯૮ શીવ કીરતનરે, શીવ સેવા પ્રેમે કરે; અન્ય વૈભવરે, તે પર મન કંઇ નવ ધરે. ૨૯૯ તવ પાર્વતિરે, પુત્રને પુછે તે સમે; તજી યોગનેરે, નારિ પરણો જેવી ગમે. ૩૦૦ સ્વામી કારતીકરે, માતાને પુછે સહી; કેવી આકૃતીરે, નારીની તે હું જાણું નહી. ૩૦૧ કહે ઉમીયાજીરે, સુત ભ્રાંતી નવ આણવિ; સર્વે અબળાનિરે, આકૃતી મમ સમ જાણવી. ૩૦૨ વદ્યા કારતીકરે, સત્ય વચન પાળુ તમ તણું; સર્વે નારીનેરે, તમ સમ માતા હું ગણું. ૩૦૩ પુછે સૌનીક રે, કારતીક કયમ પરણ્યા નહીં; કહે સુતજીરે, શ્રવણો સૌનિક બતાવું કહી. ૩૦૪ તપ કારણેરે; એક સમે શિવ વંન ગયા; ઉમા અંગથીરે, ગણપતી તવ ઉત્પંન થયા. ૩૦૫ જઇ નારદેરે, વાત સદાશીવને કહી; શીવે ક્રોધથીરે, આવીને શીર છેદયું સહી. ૩૦૬ તવ આક્રંદરે, ઉમીયાજીએ અતી માંડીયું; શીવે સુતનેરે, ગજ શીર લાવી ચોડીયું. ૩૦૭ ગજાનંન અનેરે, ષડાનન બે સુત છે; માહા પ્રાક્રમીરે, શિવ આત્મજ અદભુત છે. ૩૦૮ એક દીવસરે, શંકરે બેઉ સુતને કહ્યું; પ્રથ્વી પરીક્રમારે, કરવા કારણ જોઇએ જવું. ૩૦૯ ફરી પ્રથમરે, મુજ પાસે જે આવશે; આપું સરવસરે, શ્રષ્ટીમાં કીરતી તેની થશે. ૩૧૦ એવું સાંભળીરે, કારતીક મયુરે ચડી ગયા; મુસક વાહનરે, ગણપતી ત્યાં પાછળ રહ્યા. ૩૧૧ તવ નારદેરે, મંત્ર બતાવ્યો તે કરયો; રામ નામજરે, પ્રથ્વી લખી પુંઠે ફરયો. ૩૧૨ પછે ગણપતીરે, પ્રથમ શિવ પાસે ગયા; પામ્યા વરદાનરે, તે પછી કારતીક આવીયા. ૩૧૩ જાણી વાતનેરે, કારતીક મનમાં કોપીયા; ધર્યો વૈરાગ્યરે, ઉમીયાની આજ્ઞા લોપીયા. ૩૧૪ માટે કારતીકરે, ક્રોધ થકી પરણ્યા નહીં; સુણો સઉતીકરે, એ કથા સઉ વરણવી કહી. ૩૧૫ સ્વામી કારતીકરે, તે કારણ વંન સંચર્યા; સુત પાછળરે, સતિ ઉમા તવ પરવર્યા. ૩૧૬ સતી સમજાવેરે, શીક્ષા વચન સુતને કહી; તવ કારતીકરે, શ્રાપ વચન વદીયા તહી. ૩૧૭ મુજ દર્શનેરે, જે નારી આ વંન આવશે; સપ્ત જન્મજરે, વીધવા તે નિશ્ચય થશે. ૩૧૮ માસ કારતીકરે, કૃતીકા યોગે નર આવશે; તેને વૈભવરે, સુખ સંપત લક્ષ્મી થશે. ૩૧૯ વદી એમજરે, ક્રઉચ પર્વતે કારતીક ગયા; સુત વીરહેથીરે, ઉમા ત્યાં આવીયાં. ૩૨૦ જયોતી સ્વવરૂપેરે, થઇને વસ્યા શંકર તહી; શ્રવણો સૌનીકરે, શિવ સુત જન્મ કથા કહી. ૩૨૧ ધન્ય ધન્યજરે, લીલા શ્રી માહાદેવની, દુઃખ આરતરે, ટાળી સરવે દેવની. ૩૨૨ ભોળો ભવહરરે, જગ્તપતી જુગદીશ છે; ભગ્ત

વત્સળરે, અકળ અવીગતિ ઇશ છે. ૩૨૩ કથી અમ્રતરે, શ્રવણ કરે નર નાર તે, જાય સંકટરે, પામે પદારથ ચાર તે. ૩૨૪ શિવ ગુણ સાગરરે, પાર ન આવે તે તણો; પ્રેમ ભગ્તીએરે, વરણવ્યાં ગાંડા ઘેલો ઘણો. ૩૨૫ શિવ નામનોરે, વેપાર સાચો જાણીયો; રૂદે ઉપન્યોરે, તે રસ અધરે આણિયો. ૩૨૬ માટે હરીજનરે, દાસને દોશ દેશો નહીં, વ્યાસ ગણપતેરે, કરજોડીને વીનતી કહી ૩૨૭ વલણ. ચાર પદારથ પામશે, કથા શ્રવણ મહીમાય રે, કહે ગણપત કરજોડીને, શંકર કરશે સાહ્યરેરેરે. ઇતીશ્રી ગણપતરામ કૃત શિવસાગર અમ્રતે સ્વામી કારતીક મહીમા વર્ણન નામ ચાતુરવીશો અધ્યાય સમાપ્ત. ૨૪ શ્રી રામકૃષ્ણદેવકી જે, હર હર માહાદેવ શીવાર્પણમસ્તુ.

ગણપતરામ કૃત. શીવસાગર.

## અધ્યાય ૨૫ મો.

શ્રીગણેશાએનમઃ રાગ બીલાવર. સુત પુરાણી વાણી વદે છે સુણ જયો સૌનીક રૂષીરાય; શિવ કથા શ્રધાએ શ્રવણતાં, ભવનું પ્રાશ્ચિત જાય. ૧ ભસ્માસુર હર ભાલ લોચના, ભાર્ગવ વરદાયક જેહ; ભગત વત્સળા ભવ ભય હરણા, ભસ્મ લેપના દેહ. ૨ ભેદાતિતા ભુતાધીપતી, ભવાનિવરા ભગવાન; ભગ્ત તારકા ભુજંગ ભુષણા, ભુત પાળક અવિધાન. ૩ ત્રિતાપ સમના ત્રીદોષ હરણા, ત્રીગુણાતિત ત્રીપુરાર; ત્રિભુવન રક્ષણ ત્રિનેત્ર ત્રિવિધી, ત્રિશુળ ત્રંબક ધાર. ૪ ત્રીમુરતિ ત્રિસ્વરૂપ (શિવ ભજતાં, ભવ તરશે નરનાર; ચતુરવિસ અધ્યાય પાવન પુરણ, કીધા દેવ મોરાર. ૫ ષડાનનની ઉત્પત્તિ, પુર્વે વિસ્તારી કહિ જેહ; હવે ષડાનન ને ગજાનનની, વિનોદ કહીએ તેહ. ૬ એક સમે કૈલાસે બીરાજ્યાં, શિવ શક્તી બે સમાન; ઉમા ઉછંગે બંને બાળક, બેસી કરે સ્તન પાન. ૭ તવ સુંઢ મુખે સ્તન બે બોટીને, બેઠા ગણપતી દેવ; સ્વામી કાર્તીક સ્તન પાન કરે નહીં, રિસઇ બેઠા એવ. ૮ તવ ગજાનન કહે દેવને દુરલભ, અંબા સ્તનનું પાન, કાર્તીક કહે તાહરૂં બોટેલું, કોણ પીએ નિદાન. ૯ તવ ગજાનને સુંઢ વતે લેઇ, પય છાંટયું કાર્તીક પાસ; માતાને કારતીક કહે મુજને, પય છાંટે લંબ નાસ. ૧૦ તવ ગજાનન કહે કારતીકજીને, ષટ નાસી છે તાહારે; લંબ નાક પણ એક છે માહરે, સર્વ જગતને ધારે. ૧૧ તવ ષડ મુખ કહે અંબે સુણ વિનતી, દેવમાં કયમ પોસાસે; ઇંદ્રિચંદ્રને સુર્ય સભામાં, સૌ તેને ઉપહાશે. ૧૨ લંબ નાસિકા કરણ મોટા, એક દંત મુખની બાહારે; પેટ

મોટું ગરદન ટુંકી, એ સુત કયાંથી તાહારે. ૧૩ ષડાનનનાં વચન સાંભળી, હાસ્ય કરયું શીવ રાય; તેવે સમે ત્યાં જુગત અંબા, પણ લાગ્યાં છે હસવાય. ૧૪ તવ અંબાએ ગણપતી હેઠા મુકી, લીધા ઉછંગે ષડઆંન; મુખમાં સ્તન મુકીને માતા, કરાવે પય પાન. ૧૫ એક મુખ સ્તન પાન કરે, મુખ પંચ કરે રૂદંન; તવ તેણે સમે લાગ્યા છે હસવા, ગણપતી વિઘ્ન નાશંન. ૧૬ વક્રતુંડ કહે સુણીએ અંબે, દ્વીમુખ દ્વી સ્તન ધાવે; પણ ચતુરમુખમાં રૂદન કરે ત, કહે સ્તન કયાંથી લાવે. ૧૭ એક દંતનું વચન સુણીને, હશીયા પંચ વદંન; ઉમિયાજી તવ હસવા લાગ્યાં, સુણી સુત વીનોદ વચંન. ૧૮ તવ સદાશિવ કહે સતી શ્રવણજયો, લંબોદર કહે સત્ય; ષટ મુખ આકૃતી કયમ થઈ સુતની, તમ ઉદર ઉત્પન્ન. ૧૯ સતી કહે સુત તમ આકૃતીએ, સ્વામી પંચ વદંન; તમ થકી એક અધિક એને, તમ સરિખો તમ તંન. ૨૦ એ રીતે શિવ સતી વિનોદે, કરે હાસ્ય અન્યો અન્ય; તેવે સમે ત્યાં સ્વર્ગ ભુવનથી, આવ્યા નારદ મુન્ય. ૨૧ કમળાદભ્વ સુતે સાષ્ટાંગ કરીયા, શિવે આપ્યું આસંન; સ્વર્ગ તણા સમાચાર પુછયા, પોતે પંચ વદંન. ૨૨ તે સમે શીવ ઉમા બેઠાં, રમવાને ચોપાટ; રત્ન સોગટાં મણીમય પાસા, હિમ હીંદોળા ખાટ. ૨૩ તવ નાર કહે હાર જીતની, બાજી રમવી સોય; પ્રથ ચંબર મુકયું માહાદેવે, રમત શરૂ તવ હોય. ૨૪ અવળા દાવ પડયા ઇશ્વરના, જીત્યાં સતી તે વાર; પ્રથ ચંબર જીત્યાં ઉમીયાજી, રમતાં બીજી વાર. ૨૫ વાઘાંબર મુકયું વિશ્વંભરે, તે પણ હાર્યા ત્યાંહ્ય; શકતી જીતે શીવ પાસેથી, વારંવાર ક્ષણ માંહ્ય. ૨૬ સર્વ સતીએ જીતી લિધું, શીવ પાસેથી તેહ; સ્વ ઇચ્છાએ લિલા કરતાં, અજીત ઇશ્વર એહ. ૨૭ તવ નાર કહે શ્રવણો સ્વામી, માયા વરજીત એક; માયા વશ થઇ સર્વે હાર્યા, તજયો ત્રીપુરારિ ટેક. ૨૮ માયાએ તમને ઝીત્યા તો, અવર જન કોણ માત્ર; નારદ કહે શું છેક થયા છો, હિમગિરીના જમાત્ર. ૨૯ નારદ જાણે કલેશ કરાવું, સતી શું શિવ રીસાય; કૈલાસ તજીને વંન જશે તો, જોવાની ગમત થાય. ૩૦ એમ વિચારી મમરો મુકી, નારદજી તે વાર; સદાશિવની આજ્ઞા માગી, સ્વર્ગે ગયા નીરધાર. ૩૧ શંકર કહે મુને મેહેણું મારયું, નારદીએ આ વાર; માયાવશ કિધો છે મુજને, ત્યાગ કરૂં સંસાર. ૩૨ એમ કહી શંકર જઇ વશિયા, ગિરી ગુફાની માંહ્ય; સતી કહે નારદીએ આવી, લડઇ લગાડી આંહ્ય. ૩૩ ઉમીયા ઉદાસી થયાં છે, લૌકીક લિલા કાજ; મોહ શોક ને કામ નહીં જેને, સદા આનંદ સમાજ. ૩૪ ગિરી કંદરમાં શિવ સમાધી, ધરી રહ્યા બહુ કાળ;

સદાશિવને સાધવા ચાલ્યાં, હીમાચળની બાળ. ૩૫ અદભુત રૂપ ધરયું અંબાએ, આભુષણ શણગાર; મોર પીંછનાં ગુંથ્યાં સરવે, તન ધર્યાં તે વાર. ૩૬ ભીલા રાણી થયાં ભવાંની, સતિ રતી મુકે માન; માહા પુરૂષ જોઈ મોહ પામે, છળવા શીવ ભગવાન. ૩૭ ગિરી કંદર સર સરિતા, વંન ગુફા ખોળે તેહ; સદાશિવને શોધે દેવી, જોતાં જંગલ એહ. ૩૮ ફરતાં ફરતાં આવિયાં છે, સતિ શંકરની પાસ; સમાધીસ્ત થઇ આપ બિરાજ્યા, ગુફામાં અવિનાશ. ૩૯ કૈલાશ સરખી શોભા વનની, ઘોર ઘટા ગંભીર; પચરંગી પુષ્પો ખીલ્યાં છે, સુગંધી વાય સમીર. ૪૦ નાના વિધના ખગ મધ્ય બોલે, શબ્દ સુંદીર થાય; તેવે સ્થાનીકે આવીયાં છે, આદ્ય જગતની માય. ૪૧ મોર પીંછ મુસ્તક૫ર ધરીયાં, વન આભુષણ સાર; પ્રણવ રૂપીણી પર્મ કૃપાળી, શોભા અપરંપાર. ૪૨ સદાશિવની સાનિધ આવી, નૃત્ય માંડયું સાર; નેત્ર ઉઘાડી જોવા લાગ્યાં, પોતે શિવ ત્રીપુરાર. ૪૩ શક્તિને જોઇ શંકર મોહ્યા, મનડું નવ રહે ધીર; પ્રેમ કરીને પુછવા લાગ્યા, કરપુર ગઉર શરીર. ૪૪ કોની નારિ કયાંથી આવી, કોણ તાહરો નાથ; અઘોર વનમાં એકલી આવી, કોય નથી તુજ સાથ. ૪૫ કોકિલ કંઠે મધુર વાણી, સુહાસ્ય વદેછે વેણ; વિધુ વદની હંસ ગમની, નચાવે ચંચળ નેણ. ૪૬ સદાસીવની સાથે વદીયાં, જગત મોહની જેહ; માહારો સ્વામી વનનો વાસી, આ સ્થળ રેહેછે તેહ. ૪૭ કાગ સરિખો ક્રોધ જેનો, પ્રલય કરે પળ માંહ્ય; મુજ થકી રીસઇને આવ્યા, મુકીને આશ્રમ જયાંહ્ય ૪૮ શંકર કહે સુણ્ય સુંદરી, તાહરે તેનું શું છે કામ; મન ગમતું સુખ ભોગવ્ય ભામીની, ચાલ્ય મારે ધામ. ૪૯ ભીલા રાણી પુછે જોગીજી, કયાં તમારૂં ધામ; શા કારણ આ વનમાં વસીયા, શું તમારૂં નામ ૫૦ કૈલાશ માહારૂં ધામ સુંદરી, નામ શ્રી મહાદેવ; સકળ શ્રષ્ટીનો વલ્લભ માહારે, સત્ય કહું છું એવ. ૫૧ ભીલારાણી કહે મેં શ્રવણ્યું છે, શંકરને બે નાર; ગંગા પાર્વતિ નામ છે જેનાં, તેજ તણો અંબાર. ૫૨ ત્રીભોવન તારણી જગત મોહની, અંબે આદ્ય સ્વરૂપ; તે ઉમીયાનો ત્યાગ કરીને, આવ્યા કૈલાશ ભુપ. ૫૩ આદ્ય સતીને પરહરી, ધરી ગંગા જટામાં આજ; એ થકી શું અધીક મુજમાં, સ્વરૂપ છે મહારાજ. ૫૪ તવ શંકર કહે છે શ્રવણ સુંદરી, જો તું મુજને રેહેતી; તો પારવતીને પીહેર વળાવું, ગંગાને મેહેલું વેહેતી. ૫૫ વળતાં વચન વદે ભીલા રાણી, સુણો સદાશીવ રાય; પરનારીની પ્રીત્ય માટે, કયમ તજીએ નિજ અબળાય. ૫૬ માહ્યરામાં કર સાહ્યા જેણે, અર્ધાંગના કહેવાય; વણ વાંકે નવ તજવી

તેને, નીગમ બોલે ન્યાય. ૫૭ મુજ માટે કરો ત્યાગ તેનો, વળી મુજથી રૂડી મળે નાર; તવ માહારો ત્યાગ કરો તો શીવજી, શો માહારે આધાર. ૫૮ પતીવૃતાનું પણ છે માહારે, નવ મુકું તે નાથ; મમ સ્વામીથી અધીક મળે પણ, નવ વરૂં કો સાથ. ૫૯ મમ સ્વામી છે બાળો ભોળો, વનકુળ ધારે દેહ; વીશ્વાસઘાત નવ કરૂં કદાપી, કાળ ક્રોધી એહ. ૬૦ વળી માહારો સ્વામી વાત જાણે તો, આપણ બેઉને સાથ; આવીને માહા સંકટ દેશે, કપરો મારો નાથ. ૬૧ સદાશીવ કહે શ્રવણ સુંદરી, કપરો મહારો ક્રોધ; માહા પ્રલય વર્તાવું પળમા, મુને નવ ઝીતે કોઇ જોધ. ૬૨ પળમાં પાવક પ્રગટાવિને, પ્રજાળું નીરધાર; બારે મેઘ સાથે વરસાવું, ધરણી મુશળ ધાર. ૬૩ ચઉદ બ્રહ્માંડે ઉદક ચડાવું, ડુબી મરે તુજ નાથ; સત્ય વચન છે માહારૂં શ્યામા, ચાલ્ય મારી સાથ. ૬૪ ભીલ્લા રાણી કહે સાંભળો, સ્વામી વચંન માગું એક; મુજ આશ્રમે પધારો તો, વરૂં હું તમને વીવેક. ૬૫ સદાશીવ કહે શ્રવણો નારી, સત્ય પાળું સરત; જે સ્થાનીકે તમો કહો ત્યાં, આવવું મારે તર્ત. ૬૬ વળી અંગીકાર કરૂં નહીં એકે, તમ વીના કોઇ નાર; એમ કહિને વચન દીધું, શક્તીને ત્રીપુરાર. ૬૭ તેણે સમે ત્યાં સ્વરૂપ પ્રગટીયું, આદી માયા જેહ; ભીલ્લા રાણી મટી ભવાની, ધર્યો પારવતી દેહ. ૬૮ હાસ્ય કરયું અવીનાશી પોતે, આનંદ વાધ્યો અંગ; વચન બંધમાં આવ્યા શીવજી, કૈલાશે શક્તી સંગ. ૬૯ સતીએ શીવ પધરાવી પુજયા, પ્રેમે લાગ્યાં પાય; મનાવીયા છે માહાદેવજીને, આદ્ય જગતની માય. ૭૦ પ્રબળ બળ છે માયા કેરૂં, કોઇ ન પામે પાર; બ્રહ્માદીકને ભોળવે એ, શ્રષ્ટીતણો આધાર. ૭૧ શીવ શક્તી કૈલાશ બીરાજયાં, આનંદમાં દીન જાય; તેવે સમે ત્યાં પુનરપી પધાર્યા, નારદ માહા મુનીરાય. ૭૨ ઉમીયા મનમાં વીચાર કરતાં, નીરખીને મુનેસ; એ નારદીયો કયાંથી આવ્યો; કરવાને કલેશ. ૭૩ તેવે આવી પાએ લાગ્યાં, દીધું આદર માન; વીણાને ટંકારે કરીને, કીધું શીવ ગુણ ગાંન. ૮૪ તવ શીવજીએ સકળ ભુવનના, પુછયા સમાચાર; નારદ કહે પ્રભુ તમ કરૂણાથી, સુખી સકળ સંસાર. ૭૫ વેણા પાણી વદે વાણી, સુણીએ શીવ મહારાજ; એક ભગત માહા પાવન તમારો, જોઇ આવ્યો હું આજ. ૭૬ જગતપતી જગદીશ્વર ઇશ્વર, ભજતા ભગત અનેક; પણ આ જગતમાં એના જેવો, ન મળે બિજો એક. ૭૭ ઇચ્છા ભોજન આપે સૌને, મુખે માગ્યું તેહ; શીવ ભગતોને શિવ સમ જાણે, તેમાં નહિ સંદેહ. ૭૮ અવની ઉપર દુર્લભ વસ્તુ, ન મળે કોઇ ઠામ; અભ્યાગત માગે તે આપે, પુરે મનોરથ કામ. ૭૯ કાંચીપુરી નગર

કાહાવે, માહા પાવન પુર તેહ; તે તણો નીવાશી કાહાવે, ભગત તમારો એહ. ૮૦ શ્રીયાળ રાજા નામ જેનું, રાણી ચંગાવતી સાર; લક્ષ્મીતણું લેખું નહીં જેને, કેલઇયો કુમાર. ૮૧ ભાગ્યવાન ભડભુપ કહાવે, સુરવીર રણધીર; દાતા દયાળુ ક્ષમાવંત છે, ગર્વો ગુણી ગંભીર. ૮૨ અંન્ન ક્ષેત્ર અલબેલું બાંધ્યું, પુન્ય તણો નહીં પાર; દસ સહસ્ત્ર વર્ષ વીત્યાં તે રાજા, આરાધે ત્રીપુરાર. ૮૩ વર્ણન કરીને નારદ પધાર્યા, સ્વર્ગભુવનની માંહ્ય; સત્ય જોવાન શંભુ પધાર્યા, કાંચીપુરી છે જયાંહ્ય. ૮૪ વ્રધ વપુને જીરણ ગાત્ર, કંપવાયું દેહ; નગ્ર બારણે ધ્યાન ધરવા, બેઠા જોગી તેહ. ૮૫ સંત સાધુની ચર્ચા જોતા, ફરતા રાયના દાસ; જોતા જોતા આવીયા છે, તે જોગીની પાસ. ૮૬ પાયે લાગી કહે છે પ્રભુજી, ચાલો નગરનો માંહ્ય; જોગી કહે જો ગરજ હશે તો, આવશે રાજા આંહ્ય. ૮૭ રખવાળે જઇ કહ્યું ભુપને, પોતે ગયો તવ રાય; કર જોડીને રાજા પડીયો, શીવ જોગીને પાય. ૮૮ કૃપાનાથ કરી કરૂણા ચાલો, મમ આશ્રમ મહારાજ; જોગી કહે હું જંગલ રહું છું, નહી નગરમાં કાજ. ૮૯ હું અબધુત અલખ નીરંજન, મારગ માહારો ભીન્ન; તુજથી રાજા બની શકે નહીં, મમ આતીથ્ય પુજંન. ૯૧ રાય કહે નહીં શેવા ચુકું, વચન આપ્યું હાથ; જોગીને તેડીને આવ્યો, આશ્રમમાં નર નાથ. ૯૧ આસન આપી પુજન કીધું, પ્રેમે લાગ્યા પાય; કરજોડીને કહે છે રાજા, શી સ્વામી આજ્ઞાય. ૯૨ શ્રીયાળ રાયનું સત્ય જોવાને, વદતા વીશ્વાધાર; કઠોર વાકય મુખથી કાડે, ક્રોધ અપરંપાર. ૯૩ અન્નક્ષેત્ર માંડીને બેઠો, ઇચ્છા ભોજન આપ્ય; વાર થશે તો સાંભળ રાજા, દઇશ તુજને શ્રાપ. ૯૪ રાય રાણી બે પાએ લાગ્યા, શીર ધરી આજ્ઞાય; કઠણ વચનનું પાન કરીને, આનંદ પામ્યાં કાય. ૯૫ નાના વીધના મીઠાઇ મેવા, અમ્રત જેવો આહાર; આરોગવાને આગળ ધરીયો, પવન કરે નરનાર. ૯૫ અતીત કહે હું અઘોરપંથી, નથી અંન્નનો આહાર; માંસ પકાવી મેલો અમને, શ્રવણ કરો નરનાર. ૯૭ છુપાપી તવ માંસ મંગાવ્યું, પકાવ્યું નીરધાર, અતીત આગળ મુકી ઉભાં, બંને નરને નાર. ૯૮ સંત કહે તમે આ શું કીધું, અપવીત્ર મુકયો આહાર; માટીતો માણસની જોઇએ, કરી ક્રોધ વધ્યા તેવાર. ૯૯ બળાતકારે હેરી ચોરી, લાવ્યા તે નીરધાર; પવીત્રને વળી ભગ્ત જનની, પ્રતિકા જોઇએ સાર. ૧૦૦ રાય રાણી સુણીવાત વિમાસે, કેવી કરવી પેર; માગ્યાં વેચાથી મનુષ્ય ન મળે, આપણે મરવું ઠેર. ૧૦૧ નારી કહે મમ માંસ આપું, રાય ન કહે માહારો દેહ: તેવે સમે તપેસરી બોલ્યા, શ્રવણો દંપત એહ. ૧૦૨ રાય રાણી બે ભગ્ત તમો છો, પુન્ય કરો છો અપાર; અભ્યાગતનું

રક્ષણ કરવા, ધર્યો તમે અવતાર. ૧૦૩ સંત સાધુનિ સેવા કરો છો, પાળોછો રૂડિ પેર; રૂષિ મુનિનું સનમાન કરોછો, તેડી લાવી ઘેર. ૧૦૪ આ સંસારે જન્મ ધરિ જે, આચરે આવું કામ; ઇકોતેર પરિયાં ઉધાર્યાં તેણે, તારિયું પિતાનું નામ. ૧૦૫ તમો તો છો ધનાઢ્ય રાજા, કરિ શકો સૌ કામ; પણ કોઇ રંક દુર્બળ ભગત થઇને, આચરે નીતી આમ. ૧૦૬ હરી કથા કીર્તન શેવા રાખે, અભ્યાગતપર ભાવ; યથા શક્તિ આચરે તો, તે સમ અન્ય નહિ લહાવ. ૧૦૭ સુરો થઇ સત્યમારગ ચાલે, કરતો ભક્તિ ભાવ; ધન્ય ધન્ય તે નરને જાણો, ફરી નહીં આવે આદાવ. ૧૦૮ ધર્મ કાર્યે કરતો હોય તેમાં, નવ કરવું વીઘંન; બનતી મદદ કરિ ટેકો આપે, તેહ પુરૂષને ધન્ય. ૧૦૯ હરી ભજનમાં ભંગ પડાવે, કરે હાંશી જેહ; ધર્મ કાર્યમાં વીઘ્ન પાડે, ચંડાળ તેનો દેહ ૧૧૦ જોગી કહે સુણ્ય શ્રીયાળ રાજા, સત્ય પાળક ભુપ; પુણ્ય પંથમાં રોધ કરે તે, પડે ભવને કુપ. ૧૧૧ આ દેહ તમારો નાશ કરૂં તો, ધર્મ કરે કોણ એહ; ધર્મ પંથ વિદ્ધંસ કરૂં તો, પ્રાશ્ચીત મુજને તેહ. ૧૧૨ માટે દેહ તમારો રાખી; કરવો એહ ઉપાય; ધર્મ પંથમાં વીઘ્ન પડે નહિ, કાર્ય માહારૂં થાય. ૧૧૩ લાડકવાયો કુંવર તમારો, ભગત શીરોમણી કાહાવે; તેહ તણું ભોજન હું ઇછું, ભક્ષણ કરાવો ભાવે. ૧૧૪ તપેશરીએ ત્રાસ પડાવ્યો, જોવા સત્ય પરીક્ષાય; શ્રધા થકી શ્રવણજો શ્રોતા, ગણપત ગુણ શું ગાય. ઉતર વયમાં એક પુત્ર છે, દ્રવ્ય તણો નહીં પાર; તે સુતનું તંન ભક્ષ કરાવે, એવો કોણ દાતાર. ૧૧૬ બડબડતો બાવો બહુ બોલે, મન સંક્ષેપ ન લાવે; નરનારિની નિષ્ટા જોવા, ત્રીભુવન પતી સત્ય તાવે. ૧૧૭ માત પીતાએ કેલઇયાનો, હણવા કર્યો છે વિચાર; ભણવા કારણ કુંવર ગયો છે, નીશાળે તે વાર. ૧૧૮ એક સ્વરૂપે જોગિ થઇને, બેઠા છે અવીનાશ; બીજું સ્વરૂપ ધરી બળવંતો, ગયા કુંવરની પાસ ૧૧૯ ભણવું મુકીને તું ભાગ્ય કેલૈયા, પાળ વચંન માહારૂં પ્રીત; મા બાપ તાહારાં મારશે, આવ્યો આંગણે ઠગવા અતીત. ૧૨૦ વાત જાણી હું કહેવા આવ્યો, એ ધુતારો ધુતી જાશે; માત તાત ભોળાં છે તાહારાં, મારીને પસ્તાશે. ૧૨૧ વચન શ્રવણી વદે કેલૈયો, તજી માત તાત કયાં જાવું; નવ મહીના મુને ઉદર વેઠયો, કયમ ગુણ ઓશિકળ થાવું. ૧૨૨ ભાગું તો આ ભોમી ફેરો, શેષ ન ઝીલે ભાર; મેરૂ પર્વત ડોલવા લાગે, પડે આકાશ નહીં આધાર. ૧૨૩ તે માટે તમો એ શું બોલ્યા, મુકી મનની ધીર; જોતજોતામાં જાતું રેહેશે, સ્યા ખપનું છે શરીર. ૧૨૪ એમ કહી ગુરૂ આજ્ઞા માગી, આવ્યો પોતાને અવાસ; માતાએ ઉછંગે લીધો, નાંખી મન નીશ્વાસ. ૧૨૫ લાડક

વાયો કુંવર માહારો, નેત્રનો મણી સાર; સત્યને કારણ હણવો પડશે, કેલૈયો કુમાર. ૧૨૬ માતાએ મુખચુંબન કીધું, ચાલી નેત્ર આંસુની ધાર; તેહ સમાનું વર્ણન કરતાં, શેકાય ઉર અપાર. ૧૨૭ ઉદાશી માતાને નિરખી; વધો કુંવર તે વાર; શા કારણ મા શોચ કરોછો, ધન્ય ઘડી આ વાર. ૧૨૮ અપવીત્ર આ દેહ કાહાવે, દુર્ગંધ અપરંપાર; મહા પુરૂષ મુજને આરોગે, થશે સફળ અવતાર. ૧૨૯ જ્યારે ત્યારે આ જગતમાં; જન્મીને એકવાર; મરવાનું છે સઉને માથે, અસત્ય આ સંસાર. ૧૩૦ છાયા સરવે પડવાની છે, નામ તેનો નાશ; પરમારથ નવ કીધું, ત નર પડયા ભવન પાસ. ૧૩૧ જોગી કેહે છે સાંભળ ભુપત, કેમ લાગી વાર; નવ મળે તો ના કહે મુજને, ચાલયો જઉં આ વાર. ૧૩૨ તેત્રે સમે સુત બાહાર આવી, પ્રેમે લાગ્યો પાય; ખડ્ગ લઇને સુતનું મુસ્તક, છેદીયું તવ રાય. ૧૩૩ માંસ પકાવી આગળ મુકયું, આરોગો મહારાજ; વળતા જોગી વચંન વદે છે, મુકી મનની લાજ. ૧૩૪ શરીરનું સરદાર શીર છે, તમો તેને મુકયું દુર; અપવિત્ર માંસ ઉદરનું લાવ્યાં, શું જાણ્યો મુજને અસુર. ૧૩૫ મુસ્તક તમને વહાલું લાગ્યું, માટે મુકયું દુર; ઉદાશિ છો સુત માયામાં, ભરાયું તમ ઉર. ૧૩૬ તે માટે એ નથી કામનું, કહીને રીસઇ જાય; આપ કહો તેમ કરૂં સ્વામી, કહી રાજા લાગ્યો પાય. ૧૩૭ જોગી કહે તમે મુસ્તક ખાંડો, બંને નરને નાર; આંખ્યોમાંતો કાજળ આંજો, ધરો નવલા તન સણગાર. ૧૩૮ હર્ષે અતી અંતરમાં ધારી, કરો મધુર મુખથી ગાન; તેવિ રિતે થાળ ધરો તો, કરવું ભોજન પાન. ૧૩૯ તે પ્રમાણે રસોઇ કરાવી, પીરસ્યો આગળ થાળ; નરનારી વીનવે છે ઉભાં; જમીએ દીન દયાળ. ૧૪૦ તવ જોગી કહે નહી જમું એકલો, કયમ પોસુ પોતાની કાય; ગુરૂ શિષ્યને મુકી જમતાં, ધરમ વિરૂધજ થાય. ૧૪૧ મુજ સંગે જો તમોં જમો તો, કરવું મારે ભોજંન; નહીતર બીજે સ્થાનીક જઇશું, વદીયા સંત વચંન. ૧૪૨ રાય, રાણી શોચ કરે મન, વાપરીત થઇ આ પેર; સાધુ કારણ સુતને હણીયો, કીધો કુડો કેર. ૧૪૩ અવળી હઠ લીધી આ જતીએ, નિકંદન કરી દીધું, નહી જમીએ તો રીસઇ જાશે, કારજ કોઇ નવ સીધું. ૧૪૪ એમ વિચારી જોગી સાથે, જમવા બંને જાય; પુત્ર તણું માંઉસ ભક્ષણ કરવા; ગ્રાસ લીધો હાથ. ૧૪૫ જોગીએ મન જાણીયું, સત્ય નવ તજયાં નરનાર; ચુકાવવાને કારણ કીધો, બાવે બીજો વિચાર. ૧૪૬ જોગિ કહે તું પુત્ર મરણથી, થયો વાંઝીયો રાય; તારૂં અંન જમાય ન મુજથી, એમ કહી ઉઠી જાય. ૧૧૭ ત્રાસ પડયો રાજાના તંનમાં, અરે હવે શું થાશે; સુત માર્યાંને સત્ય ચુકીશ.

તો,જોગી રિસાઈ જાશે. ૧૪૮ રાય રાણી ચીંતામાં પેઠાં, દંપત પામે દુઃખ; સતિ કહે સ્વામી નથી વંજા. ગર્ભ છે મમ કુખ. ૧૪૯ પંચ માસનો ગર્ભ છે માહારે, સત્ય કહું છું એહ; જોગી કહે તે હું શું જાણું, સાચું જુઠું તેહ. ૧૫૦ ચંગાવતિ તવ પાળી લઇને, આવી જોગી પાસ; ઉદર મધ્યે મારે તેવે, પ્રભુ થયા પ્રકાશ. ૧૫૧ ત્રિ નેત્ર ત્રિપુંડ્ર તાણ્યું, ગળે રૂંઢનિ માળ; જટા ઝુંડમાં ગંગા બિરાજે, તન આભુષણ વ્યાળ. ૧૫૪ પશુપાતાસ્ત્ર પિનાંગપાણી, ડાક ડમરૂ ત્રીશૂળ; કરપુર ગૌર સ્વરૂપ મનોહર, પ્રજળે પાપનું મુળ. ૧૫૩ સુંદરી કર સહસ્ત્ર ગ્રહીને, પેટમાં મારે જ્યાંહ્ય; ઓચીંતાનું સ્વરૂપ પ્રકાશ્યું, બહુ નામિએ ઝાલ્ગિ બાંહ્ય. ૧૫૪ માગ્ય માગ્ય વર આપું તુજને, ધન્ય ભકતી નરનાર; તમ સરખું શ્રષ્ટીમાં નહિ કો, વદિયા વિશ્વાધાર. ૧૫૫ દંપત શિવને પાએ પડિયાં, હર્ષે આંસુ ધાર; ગદ ગદ કંઠે સ્તુતિ કરતાં, કર જોડી તે વાર. ૧૫૬ કેલૈયાને સંજીવન કરશો, એ વર આપો નાથ; સદા તમારી ભક્તી આપો, વદતાં જોડી હાથ. ૧૫૭ નાના વીધ સાંમગ્રી લાવી, પુજ્યા શીવ ભગવાન; પ્રસંન્ન થઇ પરમેશ્વર વદીયા, ધન્ય ધન્ય તું રાજંન. ૧૫૮ કરૂણા દ્રષ્ટી કરી કૃપાળે, રમતો આવ્યો બાળ; શીવ ચરણમાં આવી પડીયો, સુંદીર રૂપ વીશાળ. ૧૫૯ અખંડ અવીચળ ભક્તી થાશે, વદીયા શીવ ભગવાન; અંત સમે મમ ધામ પામશો, કહી થયા અંતરધ્યાન. ૧૬૦ અકળ ચરીત્ર અવીનાશીનાં, હારે ગીરીગુણ ભુપ; ગીરજાપતી કૈલાશે પધાર્યા, અખંડ આનંદ રૂપ. ૧૬૧ શીવ ભક્તીનો મહીમા મોટો, શું કહે પામર પ્રાણી; નેતી નેતીં કરી નીગમ પુકારે, વેદ વદે છે વાણી. ૧૬૨ હરીહર બ્રહ્મા એક સ્વરૂપે, એમાં નહિ સંદેહ; નીમીસ્યારણ્યમાં સુત પુરાણી, વદિયા વાણી એહ. ૧૬૩ સૌનીક શ્રોતા સુતજી વક્તા, વ્યાસનાં વચંન; કેવળ અમ્રત ઇશ્વરના ગુણ, શ્રવણે જન પાવંન. ૧૬૪ હવે પ્રથમ કથા વીસ્તારી, કહું છું સંક્ષેપે સૌ સાર; મુળ થકી સમ્રધી થાવા, કથા તણો વીસ્તાર. ૧૬૫ પ્રથમ અધ્યાયમાં કવીએ, પ્રીધી સરવે દેવ; બ્રહ્માને નારદે પુછયું, સુતને સૌનીક રૂષી એવ. ૧૬૬ સર્વે દેવના અંગ પુજે, શીવલીંગ અંગ પુજાય; શીવોત્પતી બ્રહ્માંડ રચના, શીવરાત્રી જે કહેવાય. ૧૬૭ દ્વીતીય અધ્યાએ શીવ કોણે સેવ્યા, નળ દમયંતી ચરીત્ર; સાધુ રક્ષણ શીવ વસ્તુ વીધી, વેદ નીધી આખ્યાન વીચિત્ર. ૧૬૮ ત્રતીય અધ્યાએ વ્યાધે પ્રવલિ, રંભાનું વર્તમાન; અજાણે શિવે વ્રત આચરતાં, ગયા સ્વર્ગનીદાંન. ૧૬૯ ચતુર્થમાં મિત્રા સહે, વઘો અજાણે અસુર; તેનો બંધુ વિપ્ર થઇ આવ્યો, કપટિ પાપિ પુર. ૧૭૦

માંઉસ મુકયું વસિષ્ટને, મુનિએ શ્રાપ્યો રાય;અસુર થઇને બ્રાહ્મણ હણીયો, લાગી બ્રહ્મહત્યાય. ૧૭૧ હરીજન સ્પર્શે ઓધાર પામ્યો, રાજ કીધું રાય; બ્રહ્મહત્યાનો ત્યાગ કરવા, યાત્રા કરવા જાય. ૧૭૨ ગૌતમજીએ ચંડાળણીનું, કહ્યું સકળ આખ્યાન; માહાબળેશ્વરની ઉત્પતી, ઉધર્યો રાજાન. ૧૭૩ પાંચમે દાશાર્હે, શીવ પંચાક્ષર મહીમાય; શષ્ટે તપોધમ, ઉત્પત્તિ કેહેવાય. ૧૭૪ સપ્તે જ્યોતીરલીંગનું વર્ણન;ચંદ્ર તજ્યો થઇ રોગ; સોમેશ્વરની ઉત્પત્તિ, મલીકાર્જુન શેવા જોગ. ૧૭૫ અષ્ટમે માહાકાળેશ્વર ઉત્પત્તી, હોમકાર ને કેદાર; નવમે ભીમનાથનું વર્ણન, કર્કટી આખ્યાન સાર. ૧૭૬ દસમે કાશી વીશ્વેશ્વરનો, માહા પાવન મહીમાય; ત્રંબકેશ્વર સીંધ્રસનું વર્ણન, એકાદસમે અધ્યાય. ૧૭૭ દ્વાદસમે વૈજનાથનું વર્ણન, નાગેંદ્ર ઉત્પત્ય; આખ્યાન રાક્ષસી દારૂકાનું, સુપ્રીય વૈસ્યનું સત્ય. ૧૭૮ સેતુબંધ રામેશ્વર કેરો, ત્રયોદસમે મહીમાય; ચતુર્દસમે સુધર્મા આખ્યાન, ગુસ્મેશ્વરની કથાય. ૧૭૯ સાત જન્મ સંઘાથે જન્મ્યા, વીમર્સેન કુમુદવતી નારા; શ્રીકરનું આખ્યાન પાવન, અધ્યા પંચદસ સાર.૧૮૦ સોળમે સત્યરથને, ઇંદુમતી આતમ; સુચીલ વૃત પરણ્યો ગાંધરવી, નહી સોમ પ્રદોસ સમાન. ૧૮૧ સોમ પ્રદોસ કરયું સીમંતનિ, ટળીયું વૈધવ્ય દુખ; સતરમો અધ્યાય શ્રવણતાં, ઉપજે આનંદ સુખ. ૧૮૨ અષ્ટાદસમાં સાંમવાનનું, થયું નારી રૂપ; મદન દ્વીજને વેસ્યા પીંગળાનું વર્ણન, આખ્યાન ભદ્રાયુસ ભુપ. ૧૮૩ ભદ્રાયુસનું સત્ય જોવા, દ્વીજ થયા શીવરાય; રાયે દાન કરયું નારીનું, ઓગણીસમે અધ્યાય. ૧૮૪ વીસમે વામદેવ વીભુતી, બ્રહ્મરાક્ષસ ઉધાર, સીંહકેતુએ સબર ઉપદેશો, ધન્ય ભગ્તી ભીલ અવતાર. ૧૮૫ એકવીસમે સારદાનું આખ્યાન,દ્વાવીશમે રૂદ્રાક્ષ મહીમાય;વેસ્યા સતી થઇ કુરકુટ મુરકુટ, લઘુ રૂદ્ર ભદ્રસેનરાય. ૧૮૬ રાય પુત્ર મ્રત્યુથી ઉગર્યો, પારાસુર પરતાપ, એ અધ્યાયનું શ્રવણ કરતાં, ટળે સકળ ભવ પાપ. ૧૮૭ ત્રેવીસમે પુરાણ શ્રવણનું, પારાયણ વીધી જેહ;વીદુરને બહુલાનું આખ્યાન, થયો ભસ્માસુર દેહ.૧૮૮ ચતુરવીશે સતી દેહ ત્યાગ, શીવ ઉમીયા વીહીવાય; કારતીક ગણપતી જન્મ ચરીત્ર, તારક વધ મહીમાય. ૧૮૯ પંચવીસમે શીવ ઉમા, નીજ પુત્રશું હાસ્ય વીનોદ; નારદ આગમન શીવ તપ સાધન, ભીલારાણી સ્વરૂપ સતી મોદ. ૧૯૦ શ્રીયાળરાયનું સત્ય જોવાને, પધાર્યા શીવરાય; સંક્ષેપે સૌ વર્ણન કીધું, શીવ ભગ્તી મહીમાય. ૧૯૧ સદા શીવની કથા શ્રવણતાં, ભવનું સંકટ જાય; સાહ્ય કરે શીવ શંકર તેની,

માયા થકી મુકાય. ૧૯૨ કઠણ કામ છે કળીયુગ કેરૂં, ભ્રષ્ટ નષ્ટ કષ્ટ શ્રષ્ટી; અલ્પ આયુષ્ય અલ્પ બુધી, અલ્પ થાશે વૃષ્ટી. ૧૯૩ રોગ શોક ને વીયોગ વધશે, અધર્મનો નહીં પાર; તાત માત ગુરૂને નહીં માને, થશે સર્વે શીરોમણી નાર. ૧૯૪ વિષય વીષના ખરડા પ્રાણી, બુડે ભવ જળ માંહ્ય; આધાર એક અવીનાશી કેરો, ભજતાં તરશે ત્યાંહ્ય. ૧૯૫ લક્ષચોરાશી યોના મધ્યે, સંકટનો નહી પાર; તે માટે જન ભાવે ભજવા, રામ કૃષ્ણ ત્રીપુરાર. ૧૯૬ માહા મોઘું છે નામ હરીનું, નવ બેસે કંઇ દામ; અન્ય સાધન કંઇ નવ બનેતો, જીભે જપ્યે હર નામ. ૧૯૭ ધ્રુવ અમરીખ પ્રલ્હાદ સરખા; અવીચળ કીધા તેહ, તે માટે આ દાવ નહીં આવે, મોંઘો મનુષ્યાદેહ. ૧૯૮ માહા પાવન આ કથા શ્રવણુતાં, કાયા નીર્મળ થાય; કોટી જન્મનું પાતીક જાશે, શંકર કરશે સાહ્ય. ૧૯૯ બ્રાહ્મણ બ્રહ્મ પદવીને પામે, સન્યાશી શીવ રૂપ; વૈશ્ય શુદ્ર નીજ સ્વધર્મ પામે, બળ કીર્ત્તિ ક્ષત્રી અનુપ. ૨૦૦ વીદ્યારથી જન વીદ્યા પામે, દ્રવ્ય ઇચ્છીત પામે ધંન; વંઝા દોશ ટળે નર નારી, પામે પુત્ર રતંન. ૨૦૧ જ્ઞાન શક્તીને પામે જોગી, ભોગી પામે ભોગ; તન ધન જોબન સ્વરૂપ પામે, ટળે સકળ તંન રોગ. ૨૦૨ શ્રધાથકિ જન શ્રવણ કરે જે, અંતર આણી ભાવ; સંસાર સાગર તર્ત તરે તે, બેશી શીવ ગુણ નાવ. ૨૦૩ સષ્ટ શાસ્ત્રને ચતુર્વેદ, અષ્ટાદસ જે પુરાણ; તે સરવેનું તત્વ કહાવે, ઇશ્વર ગુણ નીરવાણ. ૨૦૪ સાગર કેરૂં મંથન કરતાં, નિકળ્યું અમ્રીત; દધિ મંથન કરતાં પ્રાણી, નીકળે નવનીત. ૨૦૫ સકળ શાસ્ત્રનું મંથન કરતા, સત્ય ઇશ્વર નામ; તે તણું મંથન કરતાં જન, પામે પરમ પદ ધામ. ૨૦૬ પીંડ ને બ્રહ્માંડે સરખું, એક રૂપ અનંત; ઘટ ઘટ વાશી છે અવીનાશિ, નિરંજન ભગવંત. ૨૦૭ રોમ રશિયો તે વશીયો, નહિ તે વીણ ઠાલો ઠામ; સકળ પસાળો સૌથી ન્યારો, અકળ આત્મારામ. ૨૦૮ તે માટે જન મન નવ કરશો, ન ધરશો કંઇ ભેદ; એક ભાવ ઇશ્વરમાં રાખો, એમ વદે છે વેદ. ૨૦૯ ભર્થખંડની ભોમી વિશે, ગરવો દેશ ગુજરાત; મુંબઇ કેરો ઇલાકો છે, શ્રષ્ટીમાં પ્રખ્યાત. ૨૧૦ અમદાવાદ છે જીલ્લો સારો, વીવેકી પાવંન; ઉતર દક્ષીણું સાબર વેહેતી, નીર્મળ અઘ નાસંન. ૨૧૧ દસક્રોઇ તાલુકા કેરૂં, નૌધદપુર છે ગામ; નળેશ્વર મહાદેવ જેમાં, હાલ નરોડા નામ. ૨૧૨ નીવાસ છે તે મધ્યે માહારો, જન્મ ભોમી એહ; વ્યાસ તણા કુળમાં અવતરિયો, સત્ય કહું છું એહ. ૨૧૩ પીતા હરજીવંન છે માહરા, માત કાશી નામ; હરિગુરૂ દ્વીજ હરીજનનો શેવક, વ્યાસ ગણપતરામ. ૨૧૪

મુઢ મતી આજ્ઞાની પ્રાણી, નથી ભણ્યો વિદ્યાય; પ્રેમ ઘણો પ્રભુ સમરણ કેરો, હરીહર કેરી કૃપાય. ૨૧૫ નિસદીન નામનું સમરણ કરૂં છું, સદાશીવ શ્રીરામ; જેવા તેવા પણ પ્રેમ ધરીને, ગાયા છે શીવ ગુણ ગ્રામ. ૨૧૬ લઘુસ્વરનું જ્ઞાન નથી કંઇ, વરતું ઇશ આધીન; ભગ્ત બ્રાહ્મણ સાધુ કેરો, દાસ છું હું દીન. ૨૧૭ જેમ ચંદ્રહાસે પાસાણ ધર્યો મુખ, કરિ પ્રેમે સાળીગ્રામ; તો અચળ ભગ્તી આપી પ્રભુએ, ઉગાર્યો ત્રઇણ ઠામ. ૨૧૮ તેવી રીતે બાળાપણથી, શિવ ભગ્તીપર ભાવ; શેવા કરવા શિવનું બાણ, સોધતો જોઉં દાવ. ૨૧૯ અચાનક તે મળ્યા આવી, રસ્તામાંથી અવીનાશ; સદાકાળ શેવું છું તેને, અદ્યાપી છે મમ પાસ. ૨૨૦ શિવ કરૂણાથી ભગ્તી ઉપની, શ્રવણો કહું છું એવ; નરોડામાં વાસ પ્રભુનો, નળેશ્વર માહાદેવ. ૨૨૧ સ્વામીની શેવાથી અંતર, બુધ્ધી ઉપની સાર; શાસ્ત્રતણા સદગ્રંથ વાંચી, નીશદીન કરતો વિચાર. ૨૨૨ શિવ માહા પુરાણ નામનો, ગ્રંથ માહા વીસ્તાર; તે મધ્યેથી તત્વ લીધું, સારનું છે સાર. ૨૨૩ સ્કંદ પુરાણ બ્રહ્મોતર ખંડે, શીવ લીલા અમ્રત જેહ; દક્ષણી ભાષાંતરે ગ્રંથ વાંચ્યો, અંતર ઉપન્યો સ્નેહ. ૨૨૪ ભાષા ફેર કર્યું તે પરથી, ગુજરાતીમાં પદબંધ; ઇશ્વરે બુધી આપી ત્યેમ, મેળવ્યો સંબંધ. ૨૨૫ કાલાવાલા પ્રભુના કીધા, પહોંચી મનની આશ; આશ્વિન શુકલ પક્ષ પ્રતીપદાએ, કીધો ગ્રંથ પ્રકાશ. ૨૨૬ સંવત ૧૯૫૦ કેરી, સાલ મધ્યે સાર; નવરાત્રીનો દિવસ પ્રથમો, માતાનો રવીવાર. ૨૨૭ તે દિવસે ગ્રંથ પુરણ, પ્રેમે કીધો એહ; ભુલચુક સુધારી લેશો, વાંચો હરીજન જેહ. ૨૨૮ લખનારને કંઇ દોષ ન દેશો, અજ્ઞાની હું જંન; વેપાર કીધો હરીના નામનો, ઉલટ આવી મંન. ૨૨૯ હરીગુરૂ હરીજન દ્વિજને સાધુ, વર્ણ અષ્ટાદશ જેહ; પ્રેમે પ્રણામ કરૂં છું સૌને, માન્ય કરશો તેહ. ૨૩૦ ચાર સહસ્ત્ર એકસત પંચત્રીસ, કડી ટુંક પ્રમાણ; પંચવીશ છે સાખી તેમાં, સંપુર્ણ ગ્રંથ નિરવાણ. ૨૩૧ માહા પાવન એ કથા શ્રવણતાં, ભવનું સંકટ વામે; એક એક અક્ષર શ્રધાએ શ્રવણતાં, ગંગા સ્નાન ફળ પામે. ૨૩૨ હરીહર કેરાં ચરીત્ર પાવન, સ્નેહ થકી જે શ્રવણીયો; તે નર કુળનું તારણ કાહાવે, તેની માતાએ રત્ન તે જણીયો. ૨૩૩ જેવા તેવા પણ શંકરના ગુણ, પર્મ પાવન કહાવે; શ્રવણ કરતાં સ્નેહ થકી જંન, ગર્ભવાસ ના આવે. ૨૩૪ વેદ પુરાણે વાક્ય વધ્યાં છે, તેનો કરો વીશ્વાસ; સદ કર્મ કરી સત શાસ્ત્ર શ્રવણનું, ભજવા શિવ અવિનાશ. ૨૩૫ શાસ્ત્ર તણા આધારે કહું છું, વદીયા છે જે મુનેશ; શિવ કૃપાથી શિવગુણ ગાયા, મારૂં ગજુ નહી લેશ. ૨૩૬ કવી નામ

ધરાવવા માટે, નથી કર્યો કંઇ શ્રમ; અમ્રત સમ ઇશ્વરના જાણી, ગાયા ગુણ પરીબ્રહ્મ. ૨૩૭ ઉદર માટે ઉદ્યોગ કરૂં છું, વરતું જગ વેહેપાર; વીષયો પર પ્રતી નવ રૂચે, જુઠો જાણી સંસાર. ૨૩૮ અંત સમે કોઇ કામ ન લાગે, પુત્ર કળત્ર ને નાર; એમ જાણીને ઉદ્યમ કીધો. ગાયા ગુણ ત્રીપુરાર. ૨૩૯ કવિતાનો સંગ્રહ કર્યો, હતી છપાવા મન આશ; વિશ્વંભરને વીનંતી કરતો, પૈસો ન મળે પાસ. ૨૪૦ સદાશિવે કરૂણા કીધી, જગાવ્યો નીજ ભગત; છપાવવાની મતી આપી, પ્રસિદ્ધ કરવા જગત. ૨૪૧ અમદાવાદ શેહેરની મધ્યે, સાંકડી શેરી જેહ; દેવજી સરઇયાની પોળ મધ્યે, નીવાસ કરતા તેહ. ૨૪૨ વીપ્ર અઉદીચ સહસ્ત્ર કાહાવે, સત્ય સાગર નાત; રાવળ મોહનલાલ જેના, રામશંકર તાત. ૨૪૩ છપાવવાને શ્રમ લીધો, મદદ કરી નિરધાર; શાસ્ત્રી ભગવાનજી નીલકંઠરાએ, શ્રવણ્યું પુસ્તક સાર. ૨૪૪ મેહેતા જીવણલાલ કીકાભાઇએ, તપાસ્યું બે વાર; શિવ ગુણ શાન્ત સ્વભાવ જેનો, દયાળુ દાતાર. ૨૪૫ ધનાસુતાની પોળ કેરા, નિવાશી છે જેહ; વૃદ્ધ વીદ્વાન વિવેકી મુરતી, શિવપર જેને સ્નેહ. ૨૪૬ નીલકંઠ મહાદેવ તણા છે, આચાર્ય શાસ્ત્રી એહ, પ્રાકૃત પુરાણે શ્રવણી તપાસ્યું, અતંર ઉપજ્યો સ્નેહ. ૨૪૭ ઇશ્વરના ગુણ વાહાલા જેને, હરી ભગ્તીપર ભાવ; પ્રાકૃત પુરાણ પ્રસીધ્ધ કરાવ્યું, જાણી સંસાર સાગર નાવ. ૨૪૮ તે માટે વીદ્વાન પુરૂશો, કવીજંન જ્ઞાની જેહ; કર્તાને કંઈ દોશ ન દેશો, મંદ મતી છે તેહ. ૨૪૯ નાનું મોટું સાકરનું શ્રીફળ, સ્વાદ સરખો મીસ્ટ; પ્રાકૃત વાણિ તેવી જાણો, ઇશ્વર ગુણ શિવ ઇષ્ટ. ૨૫૦ તે માટે જન પ્રેમી સરવે, શ્રધા શિવમાં ધરજો; યથાશક્તી જે બને તે, હાથે સાથે કરજો. ૨૫૧ બાકી બીજું નથી કામનું, સત્ય શિવનું નામ, મારૂં તારૂં હું તું કરતાં, શીદ બગાડો કામ. ૨૫૨ શિવ વિષ્ણુમાં ભેદ ન જાણો, ભજતાં પોહોંચે કોડ; કર જોડી ગણપત કહે બોલો, જય જય શિવ રણછોડ. ૨૫૩ વલણ. અજ વીષ્ણુ શિવ એક સ્વરૂપે, નવ જાણવો કંઇ ભેદરે, કહે ગણપત ષડ શાસ્ત્ર પુરાણો, અષ્ટાદસ ચો વેદરેરેરે. ઇતિશ્રીમદ ગણપતરામકૃત શિવસાગર અમ્રતે કેલઇયા આખ્યાન વર્ણન નામ પંચવીશો અધ્યાય સમાપ્ત. શ્રીરામકૃષ્ણદેવકી જે. હર હર માહાદેવ હર શિવાર્પણમસ્તુ. શ્રીરસ્તુ શુભંભવતુ. શીવ, શીવ, શીવ. શ્રી રામ જય.

દોહરો—હરીગુરૂ હરિજન દ્વીજ સૌ સંતો, પ્રેમે લાગું પાયરે;
કહે ગણપત કર જોડીને, જય જય જય શિવરાયરે.

કેવળ ઇશ્વરના ગુણ જાણીને પ્રેમ ભગ્તીથી યથાશક્તી કાલાવાલા કર્યા, તે સુજ્ઞ વિવેકી સજ્જન પુરૂષોએ ભુલ ચુક માફ કરી સુધારી વાંચશો. સર્વેને મારા જયશ્રી કૃષ્ણ છે. એજ વીનંતી. ૐ નમઃ શિવાય.

